*Published by,*

NAGINBHAI GHELABHAI JAVERI,

*Published from,*

325 Javeri Bazar, Bombay.

for SHETH DEVCHAND LALBHAI,

Jain Pustakoddhar fund, Bombay.

and

*Printed by,*

MATUBHAI BHAIDAS,

*Printed at,*

" THE SURAT JAIN PRINTING PRESS "

Khapatia Chakla.—SURAT.

Sheth Devohand Lalbhai Jain Pustkoddhar Fund series, No. 25

# THE ANAND-KAVYA-MAHODADHI.

*(A collection of Old Gujarati Poems.)*

**PART 2.**

*Edited and collected*

by

**Jivanchand Sakerchand Javeri.**

*Published by*

**Naginbhai Ghelabhai Javeri,**

*a trustee.*

*Sold by*

THE LIBRARIAN

SHETH DEVCHAND LALBHAI J. P. FUND.
C/o Sheth Devchand Lalbhai Dharmashâlâ.
Badekha Chakla, Gopipura, SURAT.



*1914*

**Re. 0—10—0.**

# The Late Sheth Devchand Lalbhai Javeri.

Born 1853 A. D. Surat. | Died 1906 A. D. Bombay.



# श्रेष्ठी देवचंद् लालभाई जव्हेरी.

जन्म १९०९ वैक्रमाब्दे | निर्याणम् १९६२ वैक्रमाब्दे

कार्तिकशुक्लैकादश्यां, सूर्यपुरे. | पौषकृष्णतृतीयायाम्, मुम्बय्याम्.

स्वान्तं ध्वान्तमयं मुखं विषमयं दृग्धूमधारामयी ।
तेषां यैर्न नता स्तुता न भगवन्मूर्तिर्न वा प्रेक्षिता!॥

यशोविजयोपाध्यायाः ( प्रतिमाशतके. )

अवनितलगतानां कृत्रिमाऽकृत्रिमाणां ।
वरभवनगतानां दिव्यवैमानिकानाम् ॥
इहमनुजकृतानां देवराजार्चितानां ।
जिनवरभवनानां भावतोऽहं नमामि ॥

**ભાવ.**

જેઓએ ભગવન્મૂર્તિને નમસ્કાર કર્યો નથી તેમનું હૃદય અન્ધકારવાળું છે! જેઓએ ભગવન્મૂર્તિને સ્તવી નથી તેઓનું મુખ ઝેરવાળું છે! અને જેઓએ ભગવન્મૂર્તિના દર્શન કર્યા નથી તેમની દૃષ્ટિ ધૂમગોટાઓથી ભરાયેલી છે!

પૃથ્વીતળમા રહેલા શાશ્વતા અશાશ્વતા—કરાયેલા અથવા નહિ કરાયેલા, શ્રેષ્ઠ એવા ભવનપતિ અને વ્યન્તરાદિના વિમાનોમાંનાં, તેમજ મનુષ્યોથી કરાયેલા; દેવો અને રાજાઓથી પૂજાએલા, એવા જિનેશ્વરોના ચૈત્યો અને જિનપ્રતિબિંબો; તેઓ સર્વને હું ભાવવડે પ્રણમું છું.

# ક્રમયંત્ર.



# અર્પણ.

પરમપૂજ્ય, મહોપકારી, સાધુગુણગણ સંયુક્ત,

૧૦૦૮ પન્યાસ શ્રીસિદ્ધિવિજયગણિ.

મુ૦ છાણી.

આપશ્રીના અમારા કુટુંબ પ્રત્યેના અદ્વિતીય ઉપકારના અને આ સંસ્થાને આપશ્રીના તરફથી મલતી અમૂલ્યસહાય્યના સ્મરણાર્થે આ ગ્રન્થ આપશ્રીની આજ્ઞાથી આપશ્રીનાજ કરકમલમાં આરોપું છું જે સ્વીકારશો.

દાસાનુદાસ

જીવણચંદ સાકરચંદ જવેરી.

સમ્પાદક અને સંગ્રહકર્ત્તા.

પૂના તા૦ ૭–૪–૧૪.

કાવ્યસાગરમાં વિહરી, કલ્લોલોમાં પછડાઈ, સસ્નેહ અનેક મૌક્તિક એકત્ર કરી, તેની માળા ગુંથી, સજનકંઠમાટે તૈયાર કરી. માળા તૈયાર તો કરી, પણ પરિપૂર્ણરીતે તેને કંઠમાં સજી અન્યોને આહ્લાદયુક્ત કરવા, એ કર્તવ્ય રસપ્રજ્ઞોનુંજ છે. જેમ કમલને—કાવ્યને વિકસિત—પ્રકાશ કરવાનું કાર્ય તો સૂર્યનું—સુજનોનું—પણ્ડિતોનું છે. વારિ—કવિ કે સંગ્રાહક તો માત્ર કમલ—કવિતાનો પોષ—ઉત્પાદ કે સંગ્રહજ કરી શકે છે.

જીવન.

# વિજ્ઞાપના.



અમો તરફથી અત્યાર સુધીમાં જૂદા જૂદા વષયના પ્રાચીનગ્રન્થો લગભગ ૨૨ છપાઇને બહાર પાડવામાં આવ્યાં છે જેમાં ફિલોસોફી, ઔપદેશિક, કાવ્યો, રાસો અને બીજા કેટલાક ધાર્મિકવિષયના ગ્રન્થો છપાયા છે. તેવા પ્રાચીન અપ્રસિદ્ધગ્રન્થો મુનિ મહારાજો, ભંડારના કાર્યવાહકો, શ્રાવકો કે અન્ય વ્યક્તિઓ પાસે હોય તેઓ મહાશયો, તે મૂળ-પ્રતો અમોને આપવા કૃપા કરશે તો તેવા અપ્રસિદ્ધગ્રન્થો-ને સવેળા બહાર આણવાનું અમો અમારાથી બનતું કરીશું. આવા ગ્રન્થો જેઓ પાસે હોય તેઓને તે ગ્રન્થોવિષે અ-મોને જાણ કરવા વિનંતિ છે.

૪૨૬,
ઝવેરી બજાર,
મુંબાઇ.

મગનલાલ વેલચંદ કલાર્ક,
શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુ૦ ફંડ.

## આ રાસમાં આવેલાં દુહાઓ જૂદે જૂદે રાગે ગાઈ શકાય છે તે રાગોનાં નામ.

| કઈ ઢાલનો દુહો. | રાગ નામ. | પત્ર. | કઈ ઢાલનો દુહો. | રાગ નામ. | પત્ર. |
|---|---|---|---|---|---|
| ૧ | વેલાવલ | ૧ | ૨૩ | જયંતશ્રી | ૯૩ |
| ૨ | ભૈરવ | ૭ | ૨૪ | ધોરણી | ૧૦૦ |
| ૩ | કાફી | ૧૦ | ૨૫ | આશાવરી | ૧૦૬ |
| ૪ | રામગિરિ | ૧૫ | ૨૬ | સારંગ | ૧૧૦ |
| ૫ | જયંત શ્રી | ૧૯ | ૨૭ | સિન્ધુડો | ૧૧૪ |
| ૬ | સારંગ | ૨૩ | ૨૮ | ધન્યાશ્રી | ૧૨૦ |
| ૭ | કેદાર | ૨૮ | ૨૯ | મલ્હાર | ૧૨૪ |
| ૮ | ખંભાયતી | ૩૩ | ૩૦ | રામગિરિ | ૧૩૦ |
| ૯ | ધન્યાશ્રી | ૩૮ | ૩૧ | કેદારા ગોડી | ૧૩૫ |
| ૧૦ | આશાવરી | ૪૨ | ૩૨ | કલ્યાણ | ૧૪૦ |
| ૧૧ | સોરઠો | ૪૬ | ૩૩ | સોરઠો | ૧૪૭ |
| ૧૨ | રામગિરિ | ૫૨ | ૩૪ | નટ | ૧૫૨ |
| ૧૩ | સિન્ધુ | ૫૬ | ૩૫ | ગુજરી | ૧૫૭ |
| ૧૪ | ગોડી | ૫૯ | ૩૬ | માલવી ગોડી | ૧૬૧ |
| ૧૫ | પરજીઓ | ૬૩ | ૩૭ | ધન્યાશ્રી | ૧૬૪ |
| ૧૬ | અડાણો કાન્હડો | ૬૭ | ૩૮ | કેદારો | ૧૭૧ |
| ૧૭–૧૮ | ધન્યાશ્રી | ૭૦–૭૪ | ૩૯ | ગુડમલ્હાર | ૧૭૬ |
| ૧૯ | મારૂ | ૭૮ | ૪૦ | આશાવરી | ૧૮૧ |
| ૨૦ | સબાબ | ૮૩ | ૪૧ | રામગિરિ | ૧૮૭ |
| ૨૧–૨૨ | ગોડી | ૮૬–૮૯ | ૪૨ | કેદારો | ૧૯૪ |

नमो नमः श्रीजिनमूर्त्तये.

## અવતરણિકા.

આરંભમાં પરમાત્માને નમસ્કાર કરીને કે જેણે સકળસૃષ્ટિના ઉદ્ધારમાટે,—કે જે ઉદ્ધારમાર્ગ, આજે પરમાત્માના પ્રત્યક્ષપણાના અભાવને લીધે, વાઙ્મય-માત્રવડેજ શોધી શકાય એમ છે. જે માટે—વખતો વખત વાઙ્મયનીજ ઉત્તમતા અને જરૂરીયાતો પંડિતોદ્વારા અરૂપેલી છે, તેને; તથા વાઙ્મયદેવીને કે જેના પ્રભાથી શાસ્ત્રજ્ઞાનને સમજવા શક્તિમાન્ થઈ શકાય છે—તેને નમસ્કાર કરીને આ પુસ્તકસંબંધે—જૈનસાહિત્યસ્થિતિસંબંધે યત્કિઞ્ચિત્ અવતરણિકા કરીશ.

જે જે વિષયોનો ભારતવર્ષના પ્રાચીનસાહિત્યમાં સમાવેશ થાય છે, તે સઘળા નહિતો લગભગ સઘળા વિષયો જૈનસાહિત્યમાં હાથ ધરવામાં આવેલ હોવાથી, ભારતવર્ષના સાહિત્યમાં જૈનસાહિત્ય પણ એક ઉંચુ સ્થાન ભોગવે છે. જે સ્થિતિમાં આજે તે ઉપલબ્ધ છે, તે સ્થિતિમાં પણ તે એક સારા વિસ્તારવાળું છે, તો પૂર્વ સમયમાં તે વિશેષ વિસ્તીર્ણ હોય એ નિઃસંદેહ છે. જૈનસાહિત્યની મહત્ત્વતાના કારણભૂત પ્રચણ્ડલેખકો, અને ઉત્તમ ગ્રન્થોની નોંધ લેવાનું આ કાંઈ ઉચિત સ્થાન નથી; તોએ પણ કાળના પ્રહારથી જે ભાગ બચી શક્યો છે અને જે પણ ઘણો બોહળો, કિન્તુ સંપૂર્ણ સંશોધિતસ્થિતિમાં નથી તે ઉપરથી બીન તકરારે અનુમાન કરી શકાશે કે, પૂર્વકાળે જૈનલેખકો ઘણી મોટી સંખ્યામાં હતા, તે; સાહિત્યના પરિચિતજનોજ તે પ્રાચીનલેખકોના વિષયપરત્વેના ઉંડા જ્ઞાનનું અને ઉત્તમ પ્રકારની ભાષાશૈલીનું રહસ્ય સમજી શકે!

ભારતવર્ષના અન્યસાહિત્યની માફક જૈનસાહિત્ય પણ, પરદેશી રાજ્યકર્તાના ધર્માન્ધપણાનું; અને આ દેશની ક્ષીણકારી હવાનું ભોગ થઈ પડયું હતું. એક સમય એવો હતો કે, તેવા સાહિત્યનું અસ્તિત્વમાત્રજ જાળવવાખાતર તેને ભંડારમાં રાખવા શિવાય બીજો રસ્તો નહોતો. કાળક્રમે સમયાનુકુલ યોજાયેલો તે ઉપાયજ, સાહિત્યના વિસ્તારને સંકુચિત કરવા સાધનભૂત થયો. અને તે પણ વળી કમનશીબે એવા સમયે થયો કે, તે સાહિત્યને વૃદ્ધિગત કરવાના માર્ગો જ્યારે ઘણાં દૂર હતા. જે ધર્મનિષ્ઠસત્પુરૂષોપર વંશપરંપરાથી સાહિત્યરક્ષણની ધાર્મિક ફરજ આવી પડી હતી, તેઓએ, તે સાહિત્યના અંશમાત્રને પણ–રખેને તેઓ તેથી વિમુખ થાય, અને તેઓના અતિધર્મપ્રિયસાહિત્યનો જાલિમજુલ્મ અંત આણે, એવી ભાવના પોતાના પૂર્વજોપાસેથી ગ્રહણ કરી હતી તે મુજબ–સૂર્યના કિરણમાં નહિ પડવા દેવામાટે સખ્ત ઉપાયો યોજ્યા હતા. અતિવિસ્મયની વાત છે કે, તે ભાવનાઓ કેટલેક અંશે અદ્યાપિ સજીવન છે, કે જ્યારે દેશ સર્વત્ર શાંતિમય બની રહેલો છે, અને સાહિત્યની ખીલવણી માટે વખત ઘણો યોગ્ય છે.

ધાર્મિકપુસ્તકોની સંખ્યા ઓછી બનાવવામાં અગ્નિએ પણ પોતાનો હિસ્સો આપવામાં કાંઈ બાકી રાખી નથી! આ કારણમાં વળી ધર્મના અનુયાયીઓની અધોગતિએ પણ એક ઉમેરો કર્યો, કે જેને લઇને ધાર્મિકતત્ત્વોનો ફેલાવો કરવાનું તો બાજુએ રહ્યું, પણ ધર્મજ ઘણા સંકટમાં આવી પડત! તે એ કાળ હતો કે જે વખતે બાહ્યક્રિયાઓને

ઘણી મહત્તા આપવામાં આવતી હતી, (જોકે બાહ્યક્રિયાઓથી વધારે નિર્મલચિત્ત થઈ નિરૂપાધિકાર્ય થાયછે. અને તે વાત જૈનોના સાધુઓએ કરેલી જૈનગૂજરાતીસાહિત્યની ખીલવણીથી જણાઈ આવે છે.) તથા ધાર્મિકજ્ઞાન અને સાહિત્યને વધારવા તરફ; ધાર્મિકબળ એકત્ર કરવા તરફ; અને આંતરિકધાર્મિકજુસ્સો પ્રદીપ્ત કરવા તરફ ઓછું લક્ષ આપવામાં આવતું હતું. (જો કે દરેક સૈકામાં કેઇ કેઈ વિદ્વાનો સામાન્યતઃ પ્રચલિત ભાષાના કવિ થયા છે ખરાં!) માત્ર હવણાં હવણાંથીજ ધર્મઉદયનું પ્રભાત ક્ષિતિજમાં દૃષ્ટિગોચર થાય છે. આવા કારણોથી લઈને મહાન્શક્તિવાળા જૈનઆચાર્યો અને સાધુઓના ગૌરવને સૂચવનારા તેમના જ્ઞાનના પરિણામરૂપી ગ્રન્થો સમજવા,-ફળ અથવા તત્ત્વ પ્રાપ્ત થવા એ દુષ્કર થઇ પડયું હતું. અને કેટલેક અંશે અધુનાપણ તેમ છે તોપણ તેમાં સુધારો કરવો એ વિવેકીનું કામ છે.

અત્યારસૂધી અમારા તરફથી સંસ્કૃત; માગધી; અને અંગ્રેજી ગ્રન્થો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે, જ્યારે ગૂજરાતીગ્રન્થ બહાર પાડવામાં આ અમારો દ્વિતીય પ્રયાસજ છે, કે જે પ્રયાસવડે આ ગ્રન્થને અમો અમારા તરફથી બહાર પડતાં ગ્રન્થોમાં 'ગ્રન્થાંક ૨૦ મા' (જૈન ગુર્જર-સાહિત્યોદ્ધારે-ગ્રન્થાંક ૨) તરીકે બહાર પાડી પ્રજાસમક્ષ મૂકવાને ભાગ્યશાળી થયા છીએ.

પ્રાચીનજૈનગૂજરાતીસાહિત્યમાં આવા રાસાઓ; છંદો; પદો; સ્તુતિઓ; સ્વાધ્યાઓ (સજ્ઝાયો); સલોકા; અને સ્તવનાદિ પુષ્કળ દૃષ્ટિગોચર થાય છે. રાસાઓને માટે ઉત્તમો-

ત્તમ અભિપ્રાય, "ગૂજરાતીસાહિત્યસંસદ્‌માંથી," ગૂજરાતી-ભાષાના સાક્ષરોએ જે આપ્યા છે, તે વિષે અમો આંહી કાંઇપણ બોલતા નથી. આવા રાસાઓ મુખ્યપણે ધર્મનું ઉત્તમજ્ઞાન દૃષ્ટાન્તદ્વારા આપે છે. તે શિવાય પણ અનેક જાતનું જ્ઞાન તેના ખપી જીવોને તેમાંથી તેવા પ્રકારનું મળી શકે એમ છે.

"રાસાઓ એકલાં જૈનોનેજ ઉપયોગી છે," એમ નથી કારણ કે તે ગૂજરાતીભાષાનો એક બૃહત્‌-અંશ છે. તેથી ગૂજરાતીસાહિત્યના અભ્યાસીઓને પણ ઘણાં ઉપયોગી થઈ પડે એમ છે. પ્રાચીનગૂજરાતીભાષા; ગૂજરાતી ભાષાનો ઇતિહાસ; તે તે સમયની કાવ્યરચના, કાવ્ય અને શબ્દોની તુલના; ઇત્યાદિ વિષયોમાં પણ, અમો આશા રાખીએ છીએ કે આ, અને ભવિષ્યમાં પ્રસિદ્ધ કરવામા આવે એવા બીજા રાસાઓ, ગૂજરાતીપ્રજાના સાહિત્યપ્રેમીવર્ગને ઘણાં ઉપયોગી થઇ પડશે.

જે આ ફંડ તરફથી ગ્રન્થો પ્રસિદ્ધ કરવામાં આવે છે, તે ફંડનો ટુંક ઇતિહાસ આપવો, એ, આ સ્થળે અયોગ્ય ગણાશે નહિ. મર્હુમ શેઠ દેવચંદ લાલભાઈ જવેરીએ, કે જેમની સ્મૃતિને અર્થે આ ફંડ સ્થાપવામાં આવ્યું છે, તેમણે, પોતાના વીલમાં રૂ. ૪૫૦૦૦ની રકમ, બીજી રકમો બીજે માર્ગે ખરચવા કાઢી હતી તેની સાથે કાઢી હતી. આ રકમમાં, તેમના સુપુત્ર શા૦ ગુલાબચંદ દેવચંદ જવેરી તરફથી મર્હુમની યાદગિરીમાટે શુભકાર્યમાં ખર્ચવા કાઢેલ રૂ. ૨૫૦૦૦ ની રકમ ઉમેરાઇ. ૧૦૦૮ શ્રી શ્રી શ્રી પંન્યાસજી

**શ્રીઆનન્દસાગરજીની** સલાહ અને ઉપદેશથી, તથા શા૦ ગુલાબચંદ દેવચંદની સમ્મતિથી, આ રકમોને એકઠી કરીને મર્હુમની યાદગિરીમાટે આ ત્રસ્ટ સ્થાપવામાં આવ્યું છે. મર્હુમ શેઠની દીકરી, મર્હુમ બાઈ **વીજકોરની** લગભગ રૂ. ૨૫૦૦૦ ની મિલ્કત આ ફંડમાં આવવાથી ફંડ રૂપીઆ ૧૦૦૦૦૦ લગભગનું થવા ગયું છે. આ ફંડનો આંતરભાવ " જૈનશ્વેતાંબરમૂર્તિપૂજકધાર્મિકસાહિત્યની " જાળવણી અને ખીલવણી કરવાનો છે.

આ મૌક્તિકમાં જે રાસ લેવામાં આવ્યો છે, તે સબંધી-ની વિશેષ માહિતી તથા કર્ત્તા સબંધી માહિતી આ પુસ્તક-ના યોજક શા૦ જીવણચંદ સાકરચંદ જવેરીએ તેની પ્રસ્તા-વના વગેરેમાં લખેલ હોવાથી અત્રે હમો તત્સંબંધે કાંઇ વધારે લખવું ઉચિત ધાર્યું નથી. અંતમાં એટલું ઇચ્છી આ અવતરણિકાથી વિરામ પામીશું કે આ અમારો પ્રયાસ સર્વ સાહિત્યપ્રેમીજનોને પ્રિયકર થઈ પડી, સુરસફળ આપનારો થઇ પડો! આ પ્રયાસને જો પ્રજાતરફથી સારૂં સન્માન મળશે તો આશા છે કે ભવિષ્યમાં આવા ઘણાં મૌક્તિકો કહાડી પ્રજાપાસે મૂકવા અમો અમારાથી બનતું કરી શકીશું.

| | |
|---|---|
| ૩૨૫,<br>જવેરી બજાર મુંબઈ.<br>ઓગષ્ટ સન્ ૧૯૧૪. | નગીનભાઈ ઘેલાભાઈ ઝવેરી.<br>હું, અને બીજા ત્રસ્ટીઓ. |

# જૈનસાહિત્યની પ્રસિદ્ધિ.



જૈન સાહિત્ય વિષેનું મારૂં જ્ઞાન અલ્પ છતાં મારા મિત્ર રા. જીવણચંદ સાકરચંદ જવેરીના આગ્રહથી હું તે સંબંધે કંઈક લખવાની હિમ્મત ધરૂં છું.

ભરતખંડના આર્યોની મૂળ ભાષા [1]સંસ્કૃત હતી, તેમાં કાળે કરીને વિકાર થતાં પ્રાકૃત ભાષા પેદા થઈ, તેનો સમય મી. દત્તના જણાવ્યા પ્રમાણે "ઈ. સ. પૂર્વે ૧૪૦૦ થી ૧૮૦૦નો હતો અને તેનું ઉત્પત્તિ સ્થાન પંજાબ હતું." વળી મૂળ પ્રાકૃતમાં વિકાર થતાં પ્રથમ અપભ્રંશ અને શૌરસેની એવી બે ભાષાઓ ઉત્પન્ન થઈ. શૌરસેનીમાંથી માગધિ ને પૈશાચી ભાષાઓ ઉદ્ભવી. અપભ્રંશ એ પંજાબી, સિંધી, મારવાડી અને ગુજરાતી ભાષાઓની માતા છે. આ બધી સંસ્કૃતમાંથી પેદા થએલી ભાષાઓને સામાન્ય રીતે પ્રાકૃત કહેવામાં આવે છે; એટલુંજ નહિ, પણ ગુજરાતી વગેરે ચાલુ ભાષાઓને પણ કેટલીક વાર એ નામ અપાય છે.

કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો તેમ આ દેશના ઘણા લોકો એમ માને છે કે જૈન ધર્મની ઉત્પત્તિ બૌદ્ધ ધર્મથી છે, અથવા તે બૌદ્ધનો એક ફાંટો છે. પ્રોફેસર વેબર કહે છે

---

૧ ભાષાના વિષય ઉપર બની શકે તો ઘણો વિસ્તારથી લેખ લખવા જેવો છે તેથી નિર્ણય કરી શકાય કે પ્રાકૃત અને સંસ્કૃત ભાષાઓ સ્વતંત્ર પ્રવર્તતી હતી. બનશે તો તે જરૂર અમારા તરફથીજ પૂરી પાડવામાં આવશે. તથાપિ ચોકકસ પ્રતિજ્ઞા તો નહિજ. પ્ર૦ કર્ત્તા.

કે "બૌદ્ધ ધર્મનો એક જૂનામાં જૂનો પંથ જૈન છે." પ્રોફેસર લેસન બંને ધર્મનું મુખ્ય ચાર બાબતોમાં મળતાપણું જોઈને એવું મત આપે છે કે "જૈન એ બૌધ ધર્મની શાખા છે. બંને ધર્મવાળા પોતાના પેગંબરોને, જિન, અર્હત, મહાવીર, સર્વજ્ઞ, સિદ્ધ, બુદ્ધ વગેરે ઉપનામ અથવા પદ્વી આપે છે. તેઓ બંને ઉત્તમોત્તમ આત્મગુણવાળા મનુષ્યોને દેવ તરીકે પૂજે છે, અને દેવળોમાં તેમની મૂર્તિઓ સ્થાપે છે. બંને અહિંસાવાળો ધર્મ એ તત્વને વિશેષ મહત્વ આપે છે, અને બંને સૃષ્ટિની ઉત્પત્તિ એવા કાળમાનથી માપે છે કે જેથી મોટામાં મોટી તર્કશક્તિવાળા પણ ગભરાય છે ને વિસ્મય પામે છે. એમ છતાં, એ બંને ધર્મ સ્વતંત્ર અને એક બીજાથી જૂદા છે, તથા તેમની ઉત્પત્તિ બ્રાહ્મણ્ય ધર્મમાંથી થઈ છે એવું હરમેન જેકોબિએ સાબીત કર્યું છે. જૈન બંધુઓ તો પોતાના ધર્મને સ્વતંત્ર અને આદિ અનાદિથી ચાલ્યો આવેલો માને છે."

બ્રાહ્મણ્ય ધર્મવાળાઓની માફક બૌદ્ધ અને જૈન ધર્મવાળાઓ પ્રથમ પોતાનાં પુસ્તકો પાલી અને પ્રાકૃતમાં લખતા, પરંતુ તેનું જ્ઞાન લોકોમાં ઘટવા લાગ્યું અને સંસ્કૃત ભાષાનું પ્રબળ વધતું ચાલ્યું, તે જોઈને બંને ધર્મવાળાઓએ પોતાના ગ્રંથો સંસ્કૃતમાં લખવાની પહેલ કરી. પ્રો. મેક્સમ્યુલરને મતે "બૌદ્ધ લોકોના છેલ્લામાં છેલ્લા પ્રાકૃત ગ્રંથની શરૂઆત ઇ. સ. પૂ. ૩૭૭માં થઈ અને જૈન સિદ્ધાંતનો આખો ગ્રંથ ઈ. સ. પૂ. ૪ થા શતકમાં રચાયો હતો." મી. બાર્થ એવું અનુમાન કરે છે કે "જૈનધર્મની સ્થાપ-

ના પછી એક હજાર વર્ષ અથવા ઇ. સ. ની પાંચમી સદીમાં જૈનોના પવિત્ર ગ્રંથો લખવામાં આવ્યા" પરંતુ એ અનુમાન મી. જેકોબિ ખોટું પાડે છે, ને કહે છે કે" વલ્લભિ સભામાં દેવાર્ધિએ સાધુઓને તથા ઉપાશ્રયોમાં ગ્રંથો પૂરા પાડવા માટે તેની પ્રતો લખાવી હતી, તથાપિ પુસ્તકો તો પ્રાચીન કાળથી હયાતી ધરાવતાં હતાં." બંને ધર્મ હિંદુસ્તાનના પૂર્વ ભાગમાં સ્થપાવાથી તેમણે તે તરફ ચાલતી પ્રાકૃત–માગધિ–પાલીને પસંદ કરી. આ બનાવ હિંદની ભાષાના ઇતિહાસમાં મહત્ ફેરફાર કરનાર હતો. જો એ ફેરફાર ન થયો હોત તો પ્રાકૃત અને તેથી ઉત્પન્ન થએલી ચાલુ ભાષાઓ કદાચ સાહિત્ય–શૂન્ય બોલીઓ રહી હોત. જૈન ધર્મિઓએ બૌદ્ધો કરતાં પણ આગળ જતાં વધારે પગલાં ભર્યાં એટલે તેમનો ધર્મ ગુજરાત વગેરે દેશોમાં વધારે પ્રસરવાથી તે તે દેશની જે સમયે જે ભાષા ચાલતી તે ભાષામાં પણ તેમણે ગ્રંથો લખવા માંડયા. આ કારણથી જૂના ગુજરાતીમાં તેમ ચાલુ ગુજરાતીમાં જૈન સાહિત્ય ઘણું જોવામાં આવે છે.

જૈન લોકોને (બૌધની વાત છોડી દઇશું) બીજું માન એ ઘટે છે કે તેમણે પુસ્તક ભંડાર (પુસ્તકાલયો) ની ખૂબીદાર યોજના કરી. ગ્રંથો શુદ્ધ લખાવવા, જીવની પેઠે જાળવવા અને તેનો ભંડારોમાં સંગ્રહ કરવો એ ગોઠવણ ઘણી મહત્વની હતી. વળી તેમના ગ્રંથોમાં જેવી ઐતિહાસિક સામગ્રી જોવામાં આવે છે તેવી અન્યત્ર ભાગ્યેજ મળી આવે છે. આ શિવાય તેમણે વાર્તાઓનાં અને બીજાં પુસ્ત-

કો પણ ઘણાં લખ્યા છે, એટલે તેમનું સાહિત્ય એકલું ધર્મને લગતુંજ છે એમ નથી.

એમ છતાં બ્રાહ્મણ લોકોએ જૈન સાહિત્ય ઉપર લક્ષ કેમ નહિ આપ્યું? એ સવાલ સહેજ ઉત્પન્ન થાય છે. એનું મુખ્ય કારણ તો ધર્મની હઠીલાઈજ છે. જેઓ "ઉપાશ્રયમાં પગ પણ મૂકવો નહિ" એમ કહે તે શ્રાવકોના ગ્રંથો તરફ નજર પણ શાની કરે! તેઓ કદાચ એમ ધારતા હશે કે જૈનના સર્વ પુસ્તકો ધર્મ સંબંધી હશે? બીજો વાંધો ભાષા સંબંધીનો લાગે છે. કારણ જૈન ગ્રંથો ગુજરાતીમાં છતાં પણ તેમાં માગધિ આદિ અજાણી ભાષાના શબ્દો-રૂપો બહુ આવે છે તે સમજી ન શકાય-લિપિ ગ્વાલીઅરી* ને લખાણ પડિમાત્રામાં તેથી વાંચતાં પણ અણગમો થાય. વળી જૈન ભંડારોમાંથી અન્ય ધર્મિઓને પુસ્તક મળવાં પણ કઠણ પડે એમ હતું. હાલ તેમ નહિં છતાં પૂર્વોક્ત કારણથીજ નજર નથી થતી એમ લાગે છે.

જૈન સાહિત્યની પ્રથમ ઝાંખી અન્ય લોકોને થઇ હોય તો વાંચનમાળામાં આવેલી હિત શિક્ષાની ગરબીથી થઈ. એ

---

:* આ મતને અમો સમ્મત નથી કારણ કે ગ્વાલીઅરી લિપિ અને પડિમાત્રામાં જૈનો શિવાય અન્યધર્મના પણ ઘણા પુસ્તકો નજરે પડે છે. જે રા. મણિલાલ બકોરભાઈ તરફથી બહાર પડેલ વિમલપ્રબંધની પ્રસ્તાવના જોવાથી સ્પષ્ટ થાયછે.

તેમજ કવિ સવિતાનારાયણવાળું ગુજરાતી ટીકા સાહિત્યનું બિહારી સતસઈનું પુસ્તક જેની પ્રસ્તાવના જોવાથી પણ ખુલ્લું જણાય છે.

પ્ર. કર્તા.

પછી કાવ્ય દોહનમાં કેટલીક જૈન કવિતાને જગા મળી. શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસે જૈન ગ્રંથોની કેટલીક વાત પ્રસિદ્ધિમાં આણી. બૃહત કાવ્યદોહનમાં થોડીક જૈન કવિતા પ્રકટ થઈ. અને પ્રાચીન કાવ્યમાળામાં સારા આગ્રહથી શીળવતીના રાસને જગા મળી. રા. હરિલાલ ધ્રુવે મુગ્ધાવબોધ ઐાક્તિક વ્યાકરણ પ્રસિદ્ધ કર્યું. વડોદરાના કેળવણી ખાતા તરફથી સારા વખતમાં કુમારપાળ પ્રબંધ, કુમારપાળ ચરિત્ર, દ્વાશ્રય વગેરેનાં ભાષાંતર કરાવામાં આવ્યાં. જૈનોના જૂના સાહિત્યને મળતી ભાષામાં ઇતર કવિયોએ રચેલા ગ્રંથો તરફ વિદ્વાનોનું લક્ષ ગયું. કાન્હડદે પ્રબંધ પ્રથમ ગુજરાત શાળાપત્રમાં પ્રગટ થવા લાગ્યો (તેને રા. ડાહ્યાભાઈ દેરાસરીએ સંશોધન કરી ટીકા સાથે ગઈ સાલમાંજ બહાર પાડ્યો છે.) ભાલણકૃત કાદંબરી પ્રસિદ્ધ કરવાનું હાલ રા. કેશવલાલ ધ્રુવે હાથમાં લીધું છે. ભીમની હરિલીલા બૃહત્ કાવ્ય દોહનમાં છપાઈ છે, પણ તેની ભાષામાં ફેરફાર કરેલો જણાય છે.

જૈનેતર લોકોએ ઉપર પ્રમાણે કેટલોક પ્રયત્ન તેમના સાહિત્ય માટે કર્યો તેમ તે લોકોએ છેક દલપતરામ ને નર્મદાશંકરના સમયથી બ્રાહ્મણી ગ્રંથો બહાર પાડવાની ઉઠાવણી કરી. એમ છતાં મુંબઈના એક ગૃહસ્થ શેઠ ભીમશી માણેક તથા અમદાવાદની શેઠ રવચંદ સુબાની વિદ્યાશાળા શિવાય જૈન બંધુઓ બેશીજ રહ્યા એ નવાઈની વાત છે! તેમની આંખો છેક ચાલુ સૈકાની શરૂઆતથી ઉઘડવા લાગી જણાય છે. રાજકોટમાં થએલી સાહિત્ય પરિષદ્ વખતે જૈન સાહિત્ય વિષે પ્રથમ ચરચા થઈ, (જોકે મહેસાણા,

વડોદરા, ભાવનગર, અમદાવાદ, મુંબઇ વગેરે સ્થળોએ ધર્મ સંબંધી અમુક ગ્રંથો પ્રસિદ્ધ થવા લાગ્યા હતા.) અને જૈન ગ્રંથોની એક યાદી છપાઈ ત્યારે તેમનું સાહિત્ય પુષ્કળ છે એમ લોકોના જાણવામાં આવ્યું.

ગૌતમ રાસા જેવા એક બે વધુ ગ્રંથો છપાયા પછી પ્રાચીન કાવ્યમાળાની કે બૃહત્‌કાવ્યદોહનની માફક મોટા પાયાપર ગ્રંથો પ્રસિદ્ધ કરવાનું બીડું રા. જીવણચંદ સાકરચંદ જવેરીએ ઝડપ્યું, અને આનંદ-કાવ્ય મહોદધિ મૌક્તિક ૧ લું ગયા માસમાંજ બહાર પડયું. શેઠ દેવચંદ લાલભાઇ જવેરી તથા તેમના કુંટુંબે ઉદાર દીલથી મોટી રકમો કાઢીને એક લાખ રૂપિયાનું ભંડોળ કર્યું, તેનો એક હેતુ જૈન ગ્રંથો પ્રસિદ્ધ કરી સસ્તી કીમતે વેચવા એવો છે. તેમાંથી આજસુધી ૧૯ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે; તે પૈકીનું ગુજરાતી પુસ્તક તો આ મૌક્તિક એકલુંજ છે. બીજાં મૌક્તિકો એક પછી એક છપાવી બહાર પાડવાનો તેમનો ઇરાદો છે.

કાવ્ય મહોદધિનાં પહેલા મૌક્તિકમાં ચાર રાસા સમાયા છે. ૧ શાલિભદ્ર, શ્રીમતિસાર કૃત સંવત્‌ ૧૬૭૮ નો, ૨ કુસુમશ્રી રાસો, શ્રીગંગવિજયજીકૃત સં. ૧૭૧૭નો, ૩ અશોક રોહિણી, શ્રીમાન્‌ જ્ઞાનવિમળજીકૃત સં. ૧૭૭૨નો, અને ૪ પ્રેમલા લચ્છી, કવિશ્રી દર્શનવિજયકૃત સં. ૧૬૮૯નો. આ રાસાઓની વસ્તુ શી છે તે ટુંકામાં જણાવતાં પણ વિસ્તાર વધી પડે એમ હોવાથી એ વાત પડી મૂકવી પડે છે.

કવિતા કેવી જાતની છે તે જણાવવા માટે માત્ર એ ત્રણ દષ્ટાંત આપીને સંતોષ માનીશું.

૧ શ્રૃંગાર અને રૂપ વર્ણન.

"મુખ શોભાઇ હરાવીઓએ, શશિ આકાશી રહંત તો,
નયણ સુંદરતાએ જીતીયાંએ, મૃગ વનમાંહિ ચરંતતો.
ભાલ વિશાલ વિરાજતુંએ, જાણું આઠિમનો ચંદ તો,
વેણી મિસિ જાણું અહનિશિએ, સેવઈ એ નાગિંદતો.
નાશા નિરૂપમ નિરખતાંએ, ઉપજઈ અતિ ઘણો રંગતો,
દંતપંતિ અતિ દીપતીએ, સહી મુગતાફલ રંગ તો.
જીભ અમૂલિક તેહુતણીએ, જાણું અમિઅની વેલિ તો,
અધર પ્રવાલી ઉપમાએ, દીઠઈ અતિ રંગ કેલિ તો.
કોટિ કંબુ સોહાવીઉએ, રિદય સદય સુવિશાલ તો,
અતિ ઉન્નત કુચ રૂઅડાએ, હૃદયાદ્રિશ્રૃંગ સાલ તો.
નાભી અમૃતની કૂંપિકાએ, કટિતટિ સિંહણિ લંકતો,
બાહુ કટિકર સારિખાએ, કેસ કામીજન પાસતો.
ગતિ જિત્યો જેણિ હંસલોએ, સેવઇ તે વનવાસતો,
જંઘા કદલી થંભ સમ એ, વૃત સકોમલ તાસતો.
ચરણ કમલ કોમલ ભલાએ, ઉન્નત કચ્છપ આકારતો,
નખદર્પણ સરજા(મા) વીઆએ, પખઈઠાં નાપિક પડીઆરતો."

૨ શીયળનો પ્રભાવ.

અહો જળ થળના દેવતા, શીલતણા રખવાળ,
સાંભળજો તમ્હને કહું, તુમ્હો સાચા પ્રતિપાળ.
આ અરિકેસરી સુતસ્યું સહી, જો હોઈ સાચો રાગ,
તો ત્રુટજો નૃપ બંધના, જિમ હોએ શીલ સોભાગ.

ઈમ કહી નૃપને જલે છાંટિયો, ત્રુટા બંધન ત્રાટ,
મયસાર નૃપ સાજો થયો, જય જય બોલે ભાટ.

૩ પતિ વિયોગ.

એકલડી મૂકીને સ્વામી, કિમ જઇએ અંતરયામી હો,
મુજ સાહ કહો કુણ કરશે, તુમ્હ વિણ મુંજ કોણ બાહ્ય ધરશે હો.
તુમ્હ વિણ દિન કિમ જાયે, ખિણ વરસ સમોવડ થાયે હો,
તુમ વિરહો હો ખિણ ન ખમાએ, તુમ દીઠે હરખજ થાયે હો.
આંછલડી તલપે વિણ પાણી, તિમ તુમ્હ વિણ કિમ ધરૂં ધીરહો.

વળી,—જાતાં તણો જુહાર, વલતાં તણાં વધામણાં,
દૈવ તણો વિવહાર, મિલીઈ જો મરીઈ નહીં.
એમ કહી આંસુ અતિ ઝરઈ, અનઇ ભીજઈ સઘલુ દેહ,
ગદ્દગદ્દ સરિં વલાવાનઇ, સ્વામી ! એ સ્યો નેહ.
પાણી પાપણિ છેહ, આવ્યાનું અચરિજ કિસ્યું !
તો હું જાણત નેહ, જો લોહી આવત લોચણે.
છાતી ભીંતરિ દવ બલઈ, ધૂઆ ન પરગટ હોય,
કઈ મન જાણે આપણો, કિં જિણી લાયા સોય.

કવિતામાં દુહા, ચોપાઈ, સોરઠા, ગિતી, કડખા (ઝુલણા જેવો) ઉલ્લાલા (૨૮ માત્રાનો) એ પિંગળના છંદ ! આશાવરી, ગોડ–ગોડી, માળવી, ગોડી મલ્હાર, સિંધુ સિંધુઓ, કાફી, મલ્હાર, સોરઠ, ખંભાયત, ધન્યાશ્રી, સારંગ, સામેરી, દેશાખ, રામગ્રી, કેદારો, અને પરજીઆ એ રાગ તથા દેશીઓને ઢાલમાં આપણે જેમ રાગ વણજારાનો, ઓખાહરણનો કહીએ છીએ તેમ નમુનાનું ચરણ આપી તે દેશી કે ઢાલ (ઉદાહરણ. ઉંબરિયાને ગાજે હો ભઠીયાણી રાણી

ચિહુંદિશે, એ દેશી) જોવામાં આવે છે, અને તે ભાલણ, પ્રેમાનંદ વગેરેએ વાપરેલા રાગને દેશીઓ સાથે સરખાવવાનું ઠીક પડશે.

પ્રેમલા લચ્છી રાસો વાંચવાથી જણાશે કે એ એક અદ્ભુત વાર્તા છે, અને તેનું વર્ણન કરવામાં કવિએ સારી ચતુરાઇ વાપરી છે. ઠેકાણે ઠેકાણે વર્ણન ખૂબીદાર કર્યું છે, અને રસ ઘટાવવામાં પણ નિપુણતા વપરાઇ છે. લખનાર સાધુ છતાં શ્રૃંગાર રસનું તથા રૂપનું સારૂં વર્ણન કરી શકે છે એ નવાઇ જેવું છે, પણ "જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ" એ કથન ખરેખરૂં છે.

"દાન, શીલ, તપ, ભાવ" આ ચાર બાબતોને જૈનાચાર્યોએ પ્રધાનપણે માનેલી હોવાથી તેમાંના એક કે અનેક કર્તવ્ય દૃઢ કરવા માટે રાસાઓનું બંધારણ જોવામાં આવે છે, અને તેમાં જૈન ધર્મનું જ્ઞાન આપવા પણ તજવીજ થયેલી હોય છે. પાદરીઓ જેમ કોઇ પણ વિષયના ગ્રંથમાં ધર્મની બાબત લાવે છે, એમ જૈન સાધુઓએ કરેલું જણાય છે. વિશેષમાં પૂર્વ ભવનું વર્ણન કરી પોતાના પાછલા કરમે કરી સુખ દુઃખ ભોગવાય છે એ સિદ્ધાંત સાબીત કરે છે, તથા રાસાનાં પાત્રો આખરે સંસાર તજી સાધુ થયાનું વર્ણવે છે.* વડોદરા તા. ૨૫ માર્ચ ૧૯૧૪.

**હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા.**

---

* જણાવવું જરૂરનું છે કે સાધુઓ એવા પાત્રનેજ કે પસંદ કરે છે કે જે પાત્ર મોક્ષ ગામી હોય. અને તેવાંજ પાત્રોના ચરિત્રો વર્ણવવા પ્રયત્ન આદરે છે, એમ નહિ કે પોતે ચિલારેલા પાત્રને પૂર્વભાવના કર્મો બતાવી મારી મચડીને, સાધુ બન્યાનું અને મોક્ષે ગયાનું જણાવતાં હોય. પ્ર૦ કર્તા.

नमोऽकलङ्कदेवाय.

## મુખબન્ધ.

પ્રાચીનગૂર્જરાતીસાહિત્યના પરિશીલનમાં કોણ નહીં પડયું હોય ? એવાં પ્રાચીન સુરસકાવ્યોને બહાર આણવામાં સાક્ષરવર્ગની જરૂર હતી, પરન્તુ "તે સમય સુધી અટકવું, અને હસ્તગત થયેલ કાવ્યોને હજુપણ દાબી રાખી સંસ્કારી જનોને એનો લાભ પામવા ન દેવો એ, અને રુચ્યું નહિ." શ્રીયુત મગુભાઇ ફતેહચંદ કારભારી મને વખતો વખત કહેતા આવ્યા છે કે "માત્ર સંસ્કૃત પ્રાકૃતજ નહિ, સાથે સાથે બાળલોકોપયોગી રાસાઓનું કાર્ય પણ કરાવો !" આવા પ્રકારની પ્રેરણાથી પ્રેરાઇને આ કાવ્ય વેળાસર બહાર પાડયું છે.

પંન્યાસ શ્રીકમળવિજયના શિષ્ય મુનિ શ્રીલાભવિજય-ને રાસો બાબે પૂછાવતાં તેમના તરફથી "રામરાસની" એક પ્રતિ અમને લાયબ્રેરી માટે ભેટ મળી. તે પ્રતિ જોતાં એમ વિચાર થયો કે જઇનોમાં પણ ગૂર્જરગિરામાં રામચરિત્ર છે ખરૂં અને તે પણ વળી અપ્રસિદ્ધ ! રામ-રાસ અપ્રસિદ્ધજ છે એમ માનવાના ત્રણ કારણ હતાં.

(૧) રા. મનસુખ કિરતચંદના છપાવેલ રાસોના લિસ્ટમાં આ નામ નહોતું.

(૨) જે વેખતે આ પ્રતિ ભેટ મળી તે વખતે આ રાસની બીજી નકલ છે કે નહિ તેની, ભંડારો અને સાધુઓમાં તપાસ કરતાં બીજી પ્રતિ મળી શકી નહિ એટલુંજ નહિ પણ ઘણેથી એવું સાંભળવામાં આવ્યું કે આવો રાસ છે કે નહિ તે અમારી જાણમાં નથી.

(૩) વખતે પાંચ દશ વર્ષ ઉપર એકાદા નાનકડા ગ્રન્થરૂપમાં જૂની શૈલિમાં કોઇ તરફથી છપાઇ પ્રસિદ્ધ થયો હોય એવું ધારી કેટલાક બુકસેલરોને ત્યાં તપાસ કઢાવી તો ત્યાંથી પણ તે મળી શક્યો નહિ. *

આ ત્રણ કારણોથી આને જલદીથી છપાવી બહાર પાડવાની પ્રબળ ઈચ્છા થઈ. અને આ કારણથી, બીજી પ્રતિઓના સાથેના આધાર વિના પણ ત્વરાથી કાર્ય શરૂ કરવા માંડયું. રામરાસની જે પ્રત અમને મળી હતી તે પ્રત કુલ્લે ૧૬૩ પાન વાળી અને ૩૯ પાનમાં ૧૭ તથા બાકીના દરેકમાં ૧૬ પંક્તિઓ ઘણા સારા અક્ષરોથી લખાઇને ભરાયેલી હતી. દરેક પંક્તિમાં ૩૮ થી ૪૫ સુધીનું અક્ષર પ્રમાણ હતું. જો કે અક્ષર ઘણાં સારા હતા છતાં પણ અશુદ્ધિ તો હતીજ, એમ પાછળથી મળી આવેલી છપાયેલી બે પ્રતો તપાસતાં જોવામાં આવ્યું છે. વળી પ્રુફ-શોધનકર્મ અન્ય મારફત કરાવેલું હોવાથી ભૂલો કાંઇક વિશેષ રહિ છે એમ પણ જણાયું છે. પરંતુ તે માટે હવે શું થઇ શકે ?

સુજ્ઞ વાંચકો સુધારીને વાંચશે એમ માનીને, થયું છે તે ચલાવી લેવું પડયું છે. અન્ય પ્રસિદ્ધ થયેલી બીજી બે પ્રતિઓ સાથે સરખાવતાં નાનાં મોટા પાઠાંતર પણ ઘણાં મળી આવ્યા છે, તે પણ આમાંતો ચલાવીજ લેવા શિવાય બીજો ઉપાય જડયો નથી. જો કે રાવ બહાદુર હરગોવિન્દદાસ

*આ તપાસ રામયશોરસાયન–રાસ એવા નામથી થયેલી જેથી મળી શક્યો નહિ, પરન્તુ જો રામરાસ એ નામે થઈ હોત તો તે મળવા સંભવ હતો ખરો.

દ્વારકાદાસ ( લુણાવાડાના માજી દિવાન ) કાંટાવાળાની સલાહ લેતાં તેમણે એમજ કહ્યું હતું કે 'આને જળશાયી કરી દઇ બધો રાસ ફરીથી છપાવો.' પણ તેમ કરવું કેટલાંક અનિવાર્ય કારણોને લીધે અશક્ય જણાયાથી બધો સુધારો વધારો તેમજ પાઠાન્તરાદિ દ્વિતીયસંસ્કરણ ઉપર મુલતવી રાખવું પડયું છે. જે* માટે હાલતો વાચકવૃન્દ સમભાવજ ધારશે એવી વિજ્ઞપ્તિ છે. આગળ છપાઈ ગયેલી બંને પ્રતિઓ કરતાં આમાં ઘણો સુધારો વધારો જોવામાં આવ્યો છે, એમ તો સારે કહેવુંજ પડશે !

**રામચંદ્ર**નું અપર નામ પદ્મ હોવાથી સંસ્કૃત-પ્રાકૃતમાં બે પુસ્તકો **પદ્મચરિત્રના** નામથી રચાયેલાં, **શ્રીજૈનશ્વેતાંબર કોન્ફરન્સ** ઓફિસ તરફથી બહાર પડેલ **જૈનગ્રંથાવલીમાં** જોવામાં આવ્યાં છે.

| | | શ્લોક. | કર્ત્તા. | સાલ. | ભાષા. |
|---|---|---|---|---|---|
| (૧) | પદ્મચરિત્ર. | ૧૦૦૦૦ | શ્રીવિમળસૂરિ | ૬૦ | પ્રાકૃત. A |
| (૨) | ,, | ૨૨૦૦ | શ્રીદેવવિજય | | સંસ્કૃત. |

આ વિના આજ ગ્રન્થાવલિમાં બીજાં ચરિત્રો આ પ્રમાણે નોંધાયેલાં છે.

---

*જો કે પાઠાંતરો શુદ્ધિપત્રકમાં દાખલ કરી શકાત, પણ જેઓ પાઠાંતરો મેળવી લાભ લઇ શકે તેવા ખપીને માટે, અગર તે વગરનાને પણ તે ઉપયોગી ન ધારીને પડતું મેલ્યું છે.

**A.** એનું અપરનામ રામચરિત્ર છે. એને જૈનરામાયણ પણ કહેવામાં આવે છે. આ ચરિત્ર ગાથાબદ્ધ હોવા સાથે વૈરાગ્યરસથી પૂરિત છે. નાગિલવંશના વિમલાચાર્યે મહાવીરસ્વામિના નિર્વાણથી ૫૩૦ મે વર્ષે એટલે વિક્રમ સં૦ ૬૦માં આ ચરિત્રની રચના કરી. તેથી આ ચરિત્ર

| | શ્લોક. | કર્ત્તા. | સાલ. | ભાષા. |
|---|---|---|---|---|
| (૩) રામચરિત્ર. | ૫૦૦૦ | શ્રીદેવવિજયગણિ. | ૧૬૫૨ | * ગદ્ય. |
| (૪) ,, | | શ્રીવિજયસેન. | | A |
| (૫) રામનાટક. | | | | B |
| (૬) સીતાચરિત્ર. | ૩૧૦૦ | | | પ્રાકૃત. |
| (૭) ,, | ૩૪૦૦ | | | ,, D |
| (૮) ,, | ગાથા ૪૬૫ | શ્રીભુવનતુંગ. | | |

અત્યંત પ્રાચીનસમયમાં થયેલું છે. એમ ચોકસ સાબીત થાય છે. કારણ કે દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણે વિક્રમ સં૦ ૫૨૩માં સૂત્રો પુસ્તકારૂઢ કર્યાં તો તે સમયથી પણ ૪૯૩ વર્ષ પહેલાં આ ચરિત્ર રચાયલું છે. પણ દિલગિરી છે કે આવાં પ્રાચીન ચરિત્ર તેની ગેર સંભાળ અને જ્ઞાનની ઓછાસને લીધે ક્વચિતજ જોવામાં આવે છે. [જૈનગ્રન્થાવલિ પાનું ૨૨૬.

નોટઃ—

છતાં હાલ ભાવનગરની જૈનધર્મપ્રસારકસંસ્થા તેના મુદ્રણપ્રયાસમાં ફલીભૂત થયેલી છે. એમ જાણીને ઘણો આનંદ થાય છે. પઉમચરિયંના નામથી.

*આને રામાયણ પણ કહેવામાં આવે છે.

A આ વિજયસેનસૂરિ નાગેંદ્રગચ્છના કલિકાળગૌતમ હરિભદ્રસૂરિના શિષ્ય હતા. આ વિજયસેનસૂરિએ 'આસડે' કરેલી વિવેકમંજરીને શુદ્ધ કરવામાં તેમને મદત કરી છે. એટલે તેઓ સં૦ ૧૨૬૦ના લગભગમાં વિદ્યમાન્ હતા. [જૈનગ્રન્થાવલિ પાનું ૨૩૧.

B જેસલમેરના ભંડારમાં છે. આ નાટક રામાયણ સંબંધીજ છે કે અન્ય છે તે ખબર મળી નથી.

D એના માટે બૃહતટિપ્પખનિકામાં "सीताचरित्रंधर्माधर्मशास्त्रगतं प्राकृतं ३४००" આવો નોંધ છે. પણ તે ક્યાં પણ ઉપલબ્ધ થયું નથી. [જૈનગ્રં૦ પાનું ૨૩૬].

નોટઃ—

ટીપ B સાંભલવા પ્રમાણે જેસલમેરની ટીપ ખોટી થઈ છે તેથી આ ઉપર ભરોસો રહેતો નથી. ટીપ D વિશ્વાસપાત્ર જણાતું નથી.

(૯) ત્રિષષ્ઠિશલાકાપુરૂષચરિત્ર. કર્ત્તા શ્રીહેમચન્દ્રાચાર્ય કે જેના ૭ મા પર્વમાં રામાયણ સમાયેલું છે અને જે ઉપરથી આ રાસ, રચના પામ્યો છે.

(૧૦) લઘુત્રિષષ્ઠિશલાકાપુરૂષચરિત્ર.
કર્ત્તા શ્રીમેઘવિજય શ્લોક પ્રમાણ ૫૦૦૦.

ભાષામાં રચાયેલ રાસાદિ.

(૧૧) સીતારાસ. કર્ત્તા શ્રીબાળકવિ. સં૦ ૧૬૮૫ લગભગ.
(૧૨) રામસીતા કર્ત્તા જ્ઞાનસાગર. સં૦ ૧૮૨૨
(૧૩) રામસીતા કર્ત્તા નગર્ષિસેનસૂરિ. સં૦ મળ્યો નથી.
(૧૪) રામસીતા ચોપાઇ. કર્ત્તા શ્રીસમયસુંદર. સં૦ ૧૭ મો સૈકો.
(૧૫) રામચંદ્ર–કર્ત્તા શ્રીમાણિક્યચંદ્ર. સં૦ મળ્યો નથી.

રાસ લગભગ છપાઇને પૂરો થવા આવ્યા પછી એની પ્રસ્તાવના, અને કર્ત્તાના જીવનમાટે તપાસ કરવા માંડી તો જણાયું કે આ રાસ બે સ્થાનકપન્થી ગૃહસ્થો તરફથી રામરાસને નામે પ્રસિદ્ધ થઈ ચૂકયો છે.

મોતીલાલ મનસુખરામ શાહ, સં. ૧૯૬૬.

કોઠારી કસલચંદ નીમજી, સં. ૧૯૬૯ (આવૃત્તિ ૨ જી)

એક તો, કર્ત્તા **શ્રીકેશરાજજીનું** નામ વિશેષ સ્થાનકપન્થના સાધુઓના* નામ સાથે મળતું આવતું છે, તેમાં વળી એ સ્થાનકપન્થી ગૃહસ્થો તરફથી આ રાસ છપાયો જાણી એક પ્રકારની અવનવી ચિંતા ઉત્પન્ન થઈ, કે, વખતે કર્ત્તા સ્થાનકપન્થી હોઇ, આમાં સ્થળે સ્થળે મૂર્તિનું કદાચ ઉત્થાપન કરવામાં* આવ્યું હોય, તો એક પ્રકારનો અણચિન્ત્યો બોજો શિરપર ઉભો થશે ! * આ ઉપરથી

* જોકે નામ સ્થાનકપન્થને વિશેષ મળતું હોવાથી તે બાબે મેં અગાઉથીજ પંન્યાસ શ્રીકમળવિજય, અને પંન્યાસ શ્રીઆનન્દસાગર પાસે

વિશેષ પત્રવ્યવહાર અને બને ત્યાં જાતે જઇ તપાસ કરવા યોગ્ય ધાર્યું. જેમ કરવાથી મુનિરાજ **શ્રીવલ્લભવિજય** અને ભાવનગરનિવાસી **શેઠ કુંવરજી આનંદજીના** આ પ્રમાણે પત્રો મળ્યા, જે ઉપયોગી જણાયાથી અત્રે ટાંકું છું. તેમજ પૂનામાં વિ. સા. ન્યા. ર. **શ્રીશાંતિવિજયને** મળતાં તેઓએ પણ જણાવ્યું કે "સ્થાનકપંથીઓએ છપાવેલી પ્રતોમાં મૂર્તિપૂજાના પાઠો કાઢી નાંખીને યદ્વાતદ્વા તેઓએ ગોઠવી દીધું છે, કે જે પ્રમાણે તેઓ કરતાજ આવ્યા છે. માટે તમારે જરૂર છપાવવો અને તમારી છપાવેલ પ્રત બરાબર તપાસી જોવી."

મુનિરાજ શ્રીવલ્લભવિજયે આ ફંડના કલાર્ક શા૦ મગનલાલ વેલચંદદ્વારા મારાપર પૂને લખાવેલ પત્ર.

મુંબાઇ તા૦ ૨૦-૩-૧૪

કેટલીક બીના નીચે લખી છે જે તપાસ્યાથી ખબર પડશે.

૧. ઢાલ ચોથી પાને ૧૧* મે ચૈત્ય તથા યતિની વાતને બદલે

---

તપાસ કરાવી હતી. કે વખતે સ્થાનકપન્થી ગ્રન્થ ના હોય? જ્યારે પંન્યાસ શ્રીકમળવિજયતરફથી મુનિ શ્રીલાભવિજયનો એવો ઉત્તર આવ્યો કે "અમે તે ગ્રન્થ જોયો નથી માટે તમારે પૂર્ણ તપાસ કરી કામ કરવું." જેથી પં. શ્રીઆનંદસાગરને વિશેષ ખાત્રીમાટે તેનાં કેટલાંક પૃષ્ઠો મોકલ્યાં જેનો તેઓશ્રી તરફથી આ પ્રમાણે ઉત્તર આવતાં શરૂ કરેલું કાર્ય આગળ લંબાવ્યું હતું:—

"આ રાસો જોતાં કર્ત્તા (પ્રતિમા નહિ માનનાર) લોંકાગચ્છના કે ઢુંઢીયા નથી. પણ વિજયમતી (બીજામત)ના સાધુનો કરેલો છે. છપાવવામાં અડચણ જેવું લાગતું નથી."

(પેટલાદ. એપ્રિલ ૧૯૧૩.)

*આ જે પાના ટાંકવામાં આવ્યા છે તે મો૦ મ૦ શાહવાળી છપાવેલી પ્રતિના છે.

ક્રીડાની વાત લખી છે તો આપણા છપાયેલ રામરાસમાં ક્રીડા તે પ્રમાણેજ રાખેલું છે કે ફેરફાર કર્યો છે? × ×

૨ પાને ૫૭ ઢાલ ૧૯માં અઠ્ઠાઇ ઓચ્છવને બદલે મંગળ-કળશની વાત લખેલી છે.

૩ પાને ૭૧ ઢાળ ૨૪ માં મુનિસુવ્રતસ્વામીની મૂર્તિને બદલે અરિહંત તે પ્રમાણે લખ્યું છે.

૪ પાને ૧૫૩ માં શાન્તિનાથ સ્વામીના મંદિરને બદલે પૌષધ-શાળા લખી છે.

૫ સાત સાધુઓની મૂર્તિ સ્થાપેલી તેનું વર્ણન બિલકુલ ઉડાવી દીધું છે.

આ મુખ્ય મુખ્ય બીના છે પરંતુ આ પ્રમાણે ઘણી જગ્યાએ હશે જેથી પ્રસ્તાવનામાં પણ જણાવવું જોઇએ જે હેમચંદ્રાચાર્યના બનાવેલ ત્રિષષ્ઠિ શલાકા પુરૂષને અનુસરીને આ રામરાસ છપાવ્યો છે તો ઉપર બતાવેલ પાઠોમાં ફેરફાર શા માટે કીધો વિગેરે વિગેરે.

આપણા છપાયેલા રાસમાં પણ તપાસશો જે ઉપર લખેલ જગ્યાઓમાં કંઇ ફેરફાર કરેલો છે કે કેમ.

× × × ×

મારાથી કંઇ ફેરફાર લખાયો હોય તો ત્રિષષ્ઠિશલાકા પુરૂષ તપાસ-વાથી સ્પષ્ટ જણાશે.

× × જીવણચંદ સાકરચંદ

શ્રી મુંબઇ.*

× પત્ર પહોંચ્યો, તે સાથે રામરાસના છાપેલ ફારમોનો સંગ્રહ પહોંચ્યો, આપે છપાવેલ રાસની પ્રત અસલ પ્રમાણે બરાબર મળેલી લાગે છે. તેની અંદર પ્રતિમાપૂજાદિકને લગતા અધિકાર કાયમ છે.

* મુંબાઈ લખ્યું છે પણ પૂનાના બદલે મુંબાઇ લખાયું છે. પત્ર પૂના મળ્યો હતો.

ઢુંઢકોએ તે રાસની અંદરના પ્રતિમાજીને લગતા તમામ પાઠો ફેરવી નવા દાખલ કરીને એજ રાસ છપાવેલો છે. તેમાંથી પાછળની પ્રશસ્તિની અંદરની ૪ ગાથા કર્ત્તાની પટ્ટાવળીવાળી પણ કાઢી નાંખી છે. તેની ખાત્રી માટે અને પ્રસ્તાવનામાં લખવા માટે તમે ભીમશી માણેકને ત્યાંથી તેના ગુમાસ્તા કશળચંદ નીમજી જે ઢુંઢીઆ હતા તેને છપાવેલી રામરાસની બુક મંગાવજો અને તેમાંથી મેં નીચે લખેલા છે તે પાઠ કાઢી તમારી બુક સાથે મેળવીને તેમાં કરેલો ફેરફાર જાહેરમાં મૂકશો.

તમે છપાવેલ રાસના કર્તા બીજામતિ અથવા વીજામતી છે. તે લુંપકમાંથી નીકળેલ છે. તેઓ પોતાને વિજયગચ્છી કહેવરાવે છે. તેઓ લુંપકમાંથી નીકળેલા છે પણ પ્રતિમાને માનનારા છે. તેઓ પોતાની પ્રશસ્તિમાંજ વિજયઋષિ કોના શિષ્ય તે કહી શકયા નથી કારણકે લુંપકમાંથી નીકળેલા અને તે પણ ગુરૂ વિનાના હતા. એટલે તેનાથી પૂર્વ પરંપરા સાથે સંબંધ મેળવી શકાય તેમ નથી.

× × × ×

તમે છપાવેલ રાસમાં ઢાલ ૪ થીમાં પૃષ્ટ ૧૮ * મે વાળીમુનિ અષ્ટાપદપર કાઉસગ્ગ ધ્યાને રહ્યા છે તે પ્રસંગમાં ગાથા ૧૮-૧૯ માં જિનપ્રતિમાનો અધિકાર છે. તે ઢુંઢીઆઓએ છપાવેલ રાસમાં ફેરવી નાખેલ છે.

ઢાલ ૧૦ મીમાં પૃષ્ટ ૪૪ માં અંજનાસુંદરીના સંબંધમાં ૧૬મી ને ૨૨મી ગાથામાં પ્રત્યક્ષ પ્રતિમાનો આધકાર છે તે ઢુંઢકોએ ફેરવ્યો છે.

ઢાલ ૪૬ પૃષ્ટ ૨૩૩માં રાવણ શાંતિનાથજીના દેરાસરમાં જઇને બહુરૂપિણી વિધા સાધવા બેઠેલ છે તે હકીકત બહુ વિસ્તારે છે. તેને સંક્ષેપી દઇને ઢુંઢકોએ છપાવેલ રાસમાં ઉપાશ્રયમાં જઇને ધ્યાન કરવા બેઠાનું લખ્યું છે. અહીં ઘણું ફેરવી નાખ્યું છે.

---

* આ પત્રાંકો આ અમારી છપાવેલ પ્રતનાં ટાંકેલાં છે.

આ પ્રમાણે બીજે પણ ઘણે ઠેકાણે ફેરવ્યું છે પણ હું તમામ તપાસી શકયો નથી. ચોકસ જાણીતા અધિકારજ તપાસી જોયા છે.

આ કારણને લઇને તમે છપાવેલ છે તે રાસ બહુ ઉપયોગી થઇ પડશે અને (× ?) કેવું ગેરકૃત્ય કરે છે તે પ્રસિદ્ધિમાં આવશે. સૂત્રોના પાઠ પણ પ્રતિમાના અધિકારવાળા તે લોકોએ ફેરવ્યા (કહેવાય) છે આ હકીકત તેની ચોકસ સાક્ષી પૂરે છે.

× × × ×

× × × ×

સં૦ ૧૯૭૦ના ફાગણ વદી ૧૩ ભોમે

**લી૦ કુંવરજી આણંદજીના × ×**

આ ઉપરથી મારા શિરપર તેવો દોષ રહેવા ન પામે તેટલા સારૂ તે બન્ને પ્રતો મંગાવી આ અમારી પ્રત સાથે સરખામણી કરવી શરૂ કરી, તો સ્થાનકપન્થીઓએ ફેરવેલા પાઠ આ મુજબ જણાયા. જિન પ્રતિમાને નહિ માનવાવાળા ઢુંઢકમતી ( સ્થાનક—ઉપાશ્રયનેજ માનવાવાળા ) સંવત્ ૧૭૦૯ માં થયા છે, અને જો કે પ્રથમ લોંકાઓ હતા છતાં તેઓમાં પ્રતિમા માન્યતા પાછળથી દાખલ થઈ અને કેવળ આ લોકોજ વિશેષે મૂર્ત્યુંત્થાપકો રહ્યા, તે વખતથી તેઓનો પન્થ ચાલવા લાગ્યો છે. આ લોકોનું કેટલીક બાબતમાં વર્તન એવા પ્રકારનું છે કે જે માટે અહીં ઉલ્લેખ કરતાં મને શરમ આવે છે. હાલના જમાનાને અનુસરી તેવી વાત બહાર આણવામાં ફાયદો જણાતો નથી, કારણકે હાલના સમયમાં લોકો એકત્ર થવા વાતો કરે, અને અમારા તરફથી તેઓનાપર આક્ષેપો થાય તે

હું ઇચ્છતોજ નથી. છતાંપણ તેઓએ પરમમૂર્તિપૂજક **શ્રીકેશરાજજીના** બનાવેલ આ રાસમાં જે જે પાઠો ફેરવી નાંખ્યા છે અને સાથે વળી ઢુંઢકપન્થી સાધુએ બનાવ્યો છે એવું આડકતરી રીતે બતાવવા તેના કર્ત્તાની પ્રશસ્તિ પણ કાઢી નાંખી એવું કાર્ય કર્યું છે કે, જે કોઈ પણ પ્રમાણિક માણસને છાજે નહિ. જો કે એટલું તો ખરૂંજ કે રાસો વાંચવાનું સ્થાનકમતમાં વિશેષ પ્રચલિત છે. અને તેમાં પણ આ રામરાસ તો દર ચાતુર્માસમાં તેઓના સ્થાનકમાં—ઉપાશ્રયમાં વંચાય છે ! આવા રાસો તેઓમાં વિશેષ પ્રચલિત હોવાનું મુખ્ય કારણ આ છે કે:—

તેઓ માત્ર જૈનોનાં મૂલસૂત્રોનેજ માને છે અને નિર્યુક્તિભાષ્યચૂર્ણિટીકા, ઇત્યાદિ પંચાંગીને માનતા નથી. અને તેટલા સારૂ તે લોકો વ્યાકરણને વ્યાધિકરણ—રોગ કરનાર સમજી ભણતા પણ નથી. તેમજ પોતાના શિષ્યોને ભણવા પણ દેતા નથી. જેમ કરવાનું પ્રબલ કારણ એજ છે કે જો શિષ્યોને વ્યાકરણાદિ શીખવવામાં આવે તો તેઓ સન્ધિ, વિભક્તિ, પદચ્છેદ આદિ સ્પષ્ટ સમજી જઈને ટીકા, ભાષ્ય વિગેરે વાંચવા માંડે ! અને તેમ થાય તો પછી તે લોકો શાસ્ત્રાર્થ સત્યરીત્યા સમજીને અમૂર્તિપૂજકપંથ છોડી દઈ કદાચ મૂર્તિપૂજકપન્થને અવલંબે *. આવી જાતના ડરથી તે લોકો પોતાના શિષ્યાદિને વ્યાકરણાદિ શીખતાં અ-

---

* જે પ્રમાણે શ્રીમાન્ વિજયાનન્દસૂરિ—આત્મારામજી, શ્રીલક્ષ્મીવિજય, શ્રીકુમુદવિજય, શ્રીરંગવિજય ઈત્યાદિ ૧૧ પુરૂષો માટે સં૦ ૧૯૩૧માં બન્યું હતું અને અદ્યાપિ પર્યન્ત પણ ઘણા મહાન્ પુરૂષોમાટે તે પ્રમાણે

ટકાવી, આવા ભાષાના ગ્રંથો પર તેઓને વિશેષ દોરે છે. અને અજ્ઞાની લોકો પણ માત્ર તેવા રાગોડાનેજ તત્ત્વ તરીકે ગણી તે તરફ દોરાય છે. આ લોકોનો પ્રચાર હાલ ગૂજરાતમાં ઘણોજ ઓછો છે. પરન્તુ મારવાડ, મેવાડ, અને પંજાબના ભાગોમાં વિશેષ છે. જેમ આ રાસની અંદરના મૂત્તિપૂજાના પાઠો ફેરવી નાંખ્યા છે, તેવીજ રીતે તેઓએ તીર્થંકરોએ કહેલાં, અને ગણધરઆદિથી ગુંથાયેલાં મૂલસૂત્રોના પાઠોના અર્થો પણ ફેરવી નાંખવાને કચાશ રાખી હોય એમ માનવામાં આવતું નથી. તેમજ કેટલાક ઢુંઢકપંથ છોડીને મૂર્ત્તિ માન્યતાવાળા થયેલાનાં જણાવવાં મુજબ તેઓએ તેવા ઘણાજ ફેરફાર કર્યા છે. છતાંપણઃ—

જે કરશે તે ભરશે કોઇ શું કહેશે,
બાવળ વાવીને આમ્રસ્વાદ કેમ લેશે.?

આમ વિચાર કરતાં એમની કૃતિને માટે અમને જરા પણ હર્ષ, કે ખેદ નથી. માત્ર બતાવવાની મતલબ એ છે કે એક વ્યક્તિ પોતાનું ધારેલું પાર પાડવા માટે કેવાં કેવાં ફાંફાં મારે છે, એ વાત, આ રાસમાં ફેરવેલા પાઠપરથી સ્પષ્ટ સમજાઇ આવશે.

મી૦ મોતીલાલ મ૦ શાહ, પોતે પોતાના છપાવેલા રાસમાં પાઠો ફેરવેલા હોવા છતાં પણ લોકોને અંધારામાં રાખવા સારૂ પ્રસ્તાવનામાં જણાવે છે કેઃ—

---

બને છે કે જે સ્વમત્યનુસારે વ્યાકરણાદિ શીખી, પંચાંગીઓ દેખી, પોતાના સ્વબળથી તે પન્થમાંથી નીકળી મૂર્તિપૂજકપન્થમાં દાખલ થાય છે. કે જેવું આ રાસકારના વંશસ્થાપક શ્રીવિજયઋષિ માટે પણ બન્યું હતું. તેઓ અસલ લુંપકમતમાં હતા અને પાછળથી મૂર્તિપૂજાને માનનારા થયા છે.

"આ રાસ શુદ્ધ કરવા માટે મેં બે હસ્તલિખિત પ્રતો (સંવત્ ૧૮૫૦, ૧૯૧૬) અને બે છાપેલી પ્રતો (૧૯૩૨, ૧૯૬૪) મેળવી હતી, જે ચારે ઘણીજ અશુદ્ધ હતી. પરંતુ ૧૮૫૦ વાળી હસ્તલિખિત પ્રત કાંઇક ઠીક હતી તેથી તેના ઉપરથી મેં કોપી લખી સુધારવાની શરૂઆત કરી હતી. બનતાં સૂધી આખું ચરણ કે ગાથા નહિ ફેરવતાં 'ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર'ના સાતમા પર્વના આધારે ભાવાર્થ ઉપર નજર રાખી શબ્દોની રચનામાં, સંકલનામાં અને જોડણીમાં ફેરફાર કર્યો છે."

વળી જણાવે છે કેઃ—

"જૈનધર્મમાં શ્રીહેમાચાર્યજીએ 'ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર' નામના સંસ્કૃત ગ્રન્થના સાતમા પર્વમાં તેમનું ચરિત્ર[1] લખેલુ છે. તેનું ગુજરાતીમાં ભાષાન્તર થયેલું છે તેને 'જૈનરામાયણ' કહે છે. અને મુનિશ્રી કેશરાજજીએ સંવત્ ૧૬૮૩માં કવિતારૂપ ગ્રન્થ રચ્યો છે તેને 'રામરસ' અથવા 'રામરાસ' કહે છે."

મી૦ મોતીલાલ શાહ, અમદાવાદથી જૈનહિતેચ્છુ માસિક કાઢતા હતા અને બહુ વિચારશીલ, પ્રયત્નવાન, અને ધર્મની પ્રગતિ જોવાને ઇચ્છાશાલી હોઈ આજના નવા જમાનાને સારી રીતે ઓળખનારા હતા, એમ કહેવાતા—મનાતા હતા. તો અમોને દિલગીરી માત્ર એટલીજ છે કે આવા કુશળ મનુષ્ય પણ પોતાની પ્રસ્તાવનામાં "હેમાચાર્યજીના ત્રિષષ્ઠિશલાકાપુરૂષચરિત્રના સાતમા પર્વના આધારે ભાવાર્થ પર નજર રાખી" સુધારવાનું જણાવી અંતે અમારા માનવા પ્રમાણે ધાર્મિક લાલચમાં રહી, છપાવતાં ત્રિ૦ શ૦ પુ૦ ચરિત્ર પ્રમાણે સુધારવાનું તો બાજુપર રાખી

---

૧—રામચરિત્ર અથવા રામાયણ.

તે પ્રમાણે સુધાર્યું તો નહિ, એટલુંજ નહિ પણ તે માટે કાંઈ ઉલ્લેખ સરખો પણ કર્યો નહિ !

સંવત્ ૧૯૬૬ વાળી મી૦ મોતીલાલ મ૦ શાહવાળી પ્રતમાં તથા કોઠારી કશળચંદ નીમજીવાળી પ્રતમાં તેઓએ ફેરવેલ પાઠોની યાદિ.

પાનું ૪. ઢાલ ૧. ગાથા ૭. પાદ ૨જું ૪થું.

A **જૈનચૈત્ય** ઉત્તંગ પોસહશાલ, દીસે સુંદરૂ.

A **દેવપૂજા** સુગુરૂસેવા, જનમ ઈમ સફલો કરે.

B **સુંદરાકાર** ઉત્તંગ 'પોસહ-શાલ દિસે સુંદરૂં.

B **દેવઅરિહંત** સુગુરૂસેવા, જન્મને સફલો કરે.

પાનું ૧૫. દુહો. ગાથા ૨. પાદ ૪ થું.

A સબ વિધિવાતાં આગલો, **વાંદૈ સઘળા ચૈય** C

B સબ વિધિવાતાં આગળો, **સૂરવીર જશ લેય.**

પાનું ૧૫. ઢાળ ૪. ગાથા ૧. પાદ ૨જું.

---

A અમારી પ્રતના મૂલ પાઠ.

B ઢુંઢકોએ ફેરવી નાંખેલ પાઠ.

C હેમાચાર્યજીના ત્રિ૦ શ૦ પુ૦ ચરિત્રમાંના અમોને લક્ષમાં હતા તે તથા તેમાં શોધન કરતાં મળી આવ્યા તે પાઠો અત્રે વાચકોની વિશેષ ખાત્રી માટે ટાંકયા છે. કે જે ઉપરથી ઢુંઢકોએ કેટલું જુઠાણું ચલાવ્યું છે તે જૈન અને ઇતર પંડિતોનાં લક્ષમાં સહજ સ્વાભાવિક આવી જાય. તે પાઠો ભાવનગરની શ્રી જૈન ધર્મ પ્રસારકસભાએ સં. ૧૯૯૩માં છપાવેલ ત્રિ૦ શ. પુ. ચ. ૭ મા પર્વમાં જોવાથી સહેલાઇથી જડી આવે તે માટે તેના શ્લોકાંક અને પત્રાંક પણ સાથે ટાંકયા છે. પહેલો શ્લોકનો અને બીજો પત્રનો સમજવો.

C नित्यं प्रदक्षिणीकुर्वन्, सर्वचैत्यान्यवन्दत. १६७॥ १२

A એક દિવસ લંકાપતિ, વાંદે ચૈત્ય અને જતી અને જતી. D.

B એક દિવસ લંકાપતિ, કિડાની ઉપની રતી, ઉપની રતી.

પાનું ૧૬. ઢાલ ૪. ગાથા ૮. પાદ ૧લું, ૨જું.

A જિન અપવાદથકી ડરૂં, નહીં જિમ જાણું તિમ કરૂં.

B જૈન અપવાદથકી ડરૂં ,, ,, ,,

પાનું ૧૮. ઢાલ ૪. ગાથા ૧૮, ૧૯. પાદ અંતનું ૧લું.

A તીરથ રખવાલી કરીએ. E

B લબ્ધીપણું દેખાડિયું એ.

A દેવ જુહારી જુગતિસું, જિન ગુણ ગાવે ભગતિસું F

---

D अन्यदा तु दशग्रीव—श्चैत्यवन्दनहेतवे;
सकलत्रो गजारूढः प्रययौ मेरुपर्वते. १७२॥ १२

E भरतेश्वरचैत्यं च भ्रंशयित्वैष सम्प्रति;
यतते तीर्थमुच्छेत्तुं, भरतक्षेत्रभूषणम्. २५० ॥ १५
अहं च त्यक्तसङ्गोऽस्मि, स्वशरीरेऽपि निःस्पृहः;
रागद्वेषविनिर्मुक्तो, निमग्नः साम्यवारिणि. २५१ ॥ १५
तथापि चैत्यत्राणाय, प्राणिनां रक्षणाय च;
रागद्वेषौ विनैवैनं, शिक्षयामि मनागहम्. २५२ ॥ १५

1 अर्हतामृषभादीनां, पूजां सोऽष्टविधां व्यधात्. २६६ ॥ १६

B સાધુ જુહારી યુક્તિશું, જિન ગુણ ગાવે ભક્તિશું.

પાનું ૨૦. ઢાલ ૫૫. ગાથા ૪–૫. પાદ ૩–૪. અને ૧–૨.

A જિનપૂજા કરવા ભણી, બેઠો રાવણ રાણો રે. G

B સભા સરસ ભેલી કરી, બેઠો રાવણ રાવો રે.

A અણચિંત્યો જળ બાધીયો, પૂજાસાજ તણાણો રે. H

B અણચિંત્યું જળ વાધિયું, રાવણસાજ I તણાણો રે!

પાનું ૨૩. દુહો. ગાથા ૧. પાદ ૩જું ૪થું.

A મેરૂ ગિરે જિન પૂજીયા, એ શ્રાવક આચાર J

B દેશ ભલી પરે સાધીને, ઘરને આવણહાર.

પાનું ૨૮. ઢાલ ૬. ગાથા ૩૮. પાદ ૧–૨.

A સુવર્ણ:તુંગ ગિરિ પુહુતલો, રાય જુહારણ હેવો રે.

---

G सोऽथ तस्यांकृतस्नानो, वसानो धौतवाससी;
अर्हद्बिम्बं रत्नमयं, न्यस्य पट्टे मणीमये. २०३ ॥
रेवाम्भोभिः स्नपयित्वा, तदम्भोजैर्विकासिभिः;
समारेभे पूजयितुं, समाधिसुदृढासनः. २०४ ॥ १७
युग्मम्.

H तत्फेनिलं सावकरं, पूरवारि रयागतम्;
अर्हत्पूजामवानैषि—द्दशकण्ठस्य कुर्वतः. २११ ॥ १७

I કોઠારી કશળચંદવાલી પ્રતમાં 'રાવણરાજ' પાઠ છે.

J अथ लङ्काप्रयाणाहाद्वर्षेष्वष्टादशस्वगात्;
स्वर्णाद्रौ पाण्डके चैत्यान्यार्चितुं दशकन्धरः. ५४९ ॥ २५

B 'સુવર્ણતુંગ'ગિરિ પહુતલો, રાવણજી અન્ય દિવસોરે. K

'પાનું' ૩૮. દુહો. ગાથા ૩.

A ભલા ભલા જિનમંદિરા, ભલા સપૂજણિહાર;
ભલી ભલી પૂજા કરી, ભલા લહે ફલ સાર.

B બન્ને પ્રતોમાં આ દુહો ઉડાવી દીધો છે.

પાનું ૪૩. ઢાલ ૧૦. ગાથા ૧૧થી ૧૪.

A સા શ્રાવકની L મૂરતિ પૂજે, પીછે કામ લાગે કોઇ દૂજે;
દેહરાસર દીપંતો દેખી, આદિતણે મન રીસ વિશેષી.

A આદિ, તદા જિનબિંબ છિપાવે, થાન અશુચિ તિહાંરે રખાવે;
જયશ્રી ગણુની તબ આવે, આદિ સંઘાતે સોર મચાવે.

A રે! ભૂંડી તેં એ સ્યું કીધો, જિનઆશાતનનો ચિત્ત દીધો
નીઠ પડીથી અમરખવીજે, એહવો કામ ન પુનરપિ કીજે

A હોય ખીસાણી રાણી આપે, જિન મૂરતિ નિજ થાનકે થાપે;
નાહણ કરીને પૂજા રચાવે, ભાવ ધરી જિણના ગુણ ગાવે.

B કનકોદરિયે નંદન જાયો, રૂપકળા કરી અધિક સુહાયો;

---

K કોઠારી કશલચંદવાળી પ્રતમાં 'રાયજી અન્ય દિવશોરે' એવો પાઠ છે.

L શ્રાવકતણી મૂર્ત્તિ નહિ પણ જિનની મૂર્ત્તિ સમજવી, કારણ કે શ્રાવકતું સ્ત્રી લિંગ શ્રાવકની–શ્રાવિકિની, અર્થાત્ તે–સા શ્રાવિકા એમ કરેલું જણાય છે. હેમાચાર્યે પણ શ્રદ્ધાળુ શ્રાવિકાએ ગૃહચૈત્યમાં જિનબિંબ પૂજ્યાનું જણાવ્યું છે. જીઓ પાને ૩૫માં ટીપ. N

લક્ષ્મીવતિએ છુપાયો બાલો, માતાજી દુઃખ હુએ
અસરાલો.

B વલવલતી દેખી તવ રાણી, પાડોસણી બોલે તવ વાણી;
રે ભૂંડી ! તેં એ શું કીધો, માતાથી બાલક ચોરી લીધો.

B હુઈ ખીસાણીM રાણી આપે, માતા પાસે બાલક થાપે;
બાર ઘડીનો અંતર કીધો, તેથી અશુભ કર્મ ફલ લીધો.

B ચાર ગાથાનો સમાવેશ ત્રણમાં કરી ચોથી ગાથા બન્ને પ્રતોમાંથી ઉડાવી દીધી છે. N.

પાનું ૪૪. ઢાલ ૧૦. ગાથા ૧૬–૨૨. પાદ ૧લું ૨જું
અને ૩જું ૪થું.

---

M કોઠારીવાળી પ્રતમાં 'ખસાણી' પાઠ છે.

N पत्न्यौ तस्य च कनकोदरी लक्ष्मीवतीति च;
अत्यन्त श्राविका तत्र, लक्ष्मीवत्यभवत्सदा. १७५ ॥
गृहचैत्ये रत्नमयं, जिनबिम्बं विधाय सा;
अपूजयदवन्दिष्ट, प्रत्यहं कालयोर्द्वयोः. १७६ ॥
मात्सर्यात्कनकोदर्या, हृत्वाऽर्हत्प्रतिमां तु सा;
चिक्षिपेऽवकरस्यान्तरपवित्रे हताशया. १७७ ॥
जयश्रीर्नाम गणिनी, विहरन्त्यागता तदा;
तद्दृष्ट्वा तामुवाचैवमकार्षीः किमिदं शुभे! १७८ ॥
भगवत्प्रतिमामत्र, प्रक्षिपन्त्या त्वया कृतः;
अनेकभवदुःखानामात्माऽयं हन्त भाजनम्. १७९ ॥
इत्युक्त्वा सानुतापा सा, गृहीत्वा प्रतिमां ततः;
प्रमृज्य क्षमयित्वा च, यथास्थानं न्यवेशयत्. १८० ॥ ३५

A દુઃથાનક જિનપ્રતિમા રાખી, તેહ તણા ફલ લ્યો છો ચાખી. O
B માતા પુત્ર અંતર રાખી, તેહ તણાં ફલ લિયે છે ચાખી.
A શ્રીમુનિસુવ્રત પૂજા કરતી, વરતે છે શુભ મતિ અનુસરતી. P
B મુનિસુવ્રત જિન ધર્મ કરંતી, „ „
પાનું ૬૯. ઢાલ ૧૬. ગાથા ૧૧. પાદ ૧લું ૨જું.
A અષ્ટ પ્રકારે પૂજા જિનની, R મૂકયાં બંદીવાનો
B દશ દિવસનો ઓચ્છવ S કીધો, છોડયા બંધીવાનોરે. T
પાનું ૮૧. ઢાલ ૧૯. ગાથા ૨૦. પાદ ચારે.
A અને રે દિન રાયજી, પૂજા મંડાવે હો;
સ્નાત્ર કરે અઠ્ઠોત્તરો, જળકળશ ભરાવે હો. U

O अस्यास्तदर्हदर्चाया*, दुःस्थानक्षेपजं फलम्. १८२ ॥ ३५
P मुनिसुव्रतदेवार्चा, स्थापयित्वार्चतः स्म ते. १९३ ॥ ३६
R पुरचैत्येषु सर्वेषु, श्रीमतामर्हतां तदा;
विशेषेणाष्टधा पूजां, स्नात्रपूर्वं व्यधान्नृपः १८८ ॥ ४६
S આંહી ઢુંઢકોએ ઓચ્છવનો અર્થ આડકતરી રીતે નગર મહોત્સવ અર્થાત્ આનંદોત્સવ સૂચવ્યો છે.
T કોઠારીવાળી પ્રતમાં 'મૂકયા બંદીવાનો' પાઠ છે.
U अपरेद्युर्दशरथो राजा चैत्यमहोत्सवम्;
ऋद्ध्या महत्या विदधे, शान्तिस्नात्रं चकार च. ३९५॥५२

* अर्चा=प्रतिमा.

B અનેરે દિન રાયજી, ઓચ્છવ મંડાવે હો;
મંગળીક શુભ કારણે, જળ કળસ ભરાવે હો.
પાનું ૮૨. ઢાલ ૧૯. ગાથા ૩૮. પાદ ૩જું, ૪થું.
A રથ આવર્તજ પર્વતે, જઇ દેવ જુહારે હો. V
B ,, ,, ,, જઈ ક્રીડા કારે હો.
પાનું ૧૦૦. ઢાલ ૨૩. ગાથા ૧૬. પાદ ૩જું.
A દેવ-પૂજા સુગુરૂ સેવા, દયાને પ્રતિ પાલવે. W
B દેવ અરિહંત સુગુરૂ સેવા ,, ,, ,,
પાનું ૧૦૨. ઢાલ ૨૪. ગાથા ૧૧. પાદ ચારે.
A મણિનીરે મણિની કીધી સુંદડીરે, માંહિ રાખ્યો રૂપરે;
શ્રીમુનિરે શ્રીમુનિસુવ્રતસ્વામીનોરે,
એહ ઉપાવ અનૂપરે. X
B મણીની મણીનીરે કીધી મુદ્રડીરે, માંહે લિખિયો નામરે;
અરિહંત રે અરિહંત દેવનો સહીરે,
એ નિયમ પળ્યાનો ઠામરે.
પાનું ૧૦૪. ઢાળ ૨૪. ગાથા ૩૫.
A ચાલ્યારે ચાલ્યા પ્રભુ તિણ પુર ભણી રે,

---

V रथावर्ताचलेऽर्हत:; वन्दित्वा विनिवृत्त:, ३७५ ॥ ७२
W अर्हत्पूजोद्यतोऽरक्षद्, राज्यं धामिकवत्सुधी:१३० ॥ ९८
X एवं विमृश्योत्प्रतिभ:, स्वाङ्गुलीये मणीमयीम्;
मुनिसुव्रतनाथस्य, प्रतिमां संन्यवीविशत्. १४ ॥ ५९

દેવલ દેવ જુવ જુહારરે; Y

ચંદ્રજરે ચંદ્રપ્રભુસ્વામી ભલોરે, પૂજીઓ અષ્ટ પ્રકારરે.

B ઢુંઢીઆવાળી બન્ને પ્રતિમાંથી આ ગાથા ઉડાવી દીધી છે.

પાનું ૧૦૫. ઢાલ ૨૪. ગાથા ૩૭. પાદ ૩જું ૪થું.

A દેવલરે દેવલમેં બયઠા અછેરે, સીતાસું શ્રીરામરે.

B વનસેંરે વનમેં બયઠો અછેરે, ,, ,,

પાનું ૧૧૩. ઢાલ ૨૬. ગાથા ૨૧. પાદ ૧લું ૨જું.

A દેવની સેવા કારણેજી, આછો અવસર પામિ. Z

B દેવ વિશેષ સેવા કરેજી, ,, ,, ,,

---

X વીંટીની અંદર રૂપને બદલે નામ લખીને નમસ્કાર કરવાનું ઢુંઢીઆઓએ જણાવ્યું છે. અમે તેઓને પૂછીએ છિયે કે આ પણ એક પ્રકારની પ્રતિકૃતિ (મૂર્ત્તિ) થઇ કે નહિ ? જો તેઓ એમ કહે કે 'નામ લખીને વંદના કરતાં અમો પરમાત્માને તાદૃશ કરીએ છિયે' તો પૂછીએ છિયે કે શું પ્રતિમા પૂજકો પ્રતિમાને વન્દતા પૂજતા શું પરમાત્માના તાદૃશભાવને નથી વિચારતા ?

Y चन्द्रप्रभं बहिश्चैत्ये, नत्वा तत्राप्यवास्थित. ४२ ॥ ६०

Z ' દેવની સેવા કારણેજી ' અથવા ' દેવ વિશેષ સેવા કરેજી' એ એની આન્તર મતલબ એકજ છે. કારણ કે ' દેવ ' શબ્દનો અર્થ આંહી 'રામલક્ષ્મણાદિ,' એવો છે. જેથી 'રામલક્ષ્મણની સેવા કારણેજી' એવો અર્થ નીકળે છે, અને 'દેવ વિશેષાદિ'નો અર્થ 'ઈભકરણ વિશેષ પ્રકારે રામાદિની સેવા કરે છે' ઈત્યાદિ આંહી 'દેવની' શબ્દનો અર્થ 'પ્રતિમા, મૂર્તિ,' એવો કાંઈ થતો નથી.છતાં પણ સ્થાનકવાસીઓએ વખતે કોઈ'દેવની સેવા કારણેજી'માં 'દેવ મૂર્ત્તિ, કે પ્રતિમાની સેવા કારણેજી' એવું સમજી ન લે તેટલા માટે આ વાક્ય ફેરવીને 'દેવ વિશેષાદિ' કર્યું છે. એ માટે શ્રીહેમાચાર્યે આ પ્રમાણે લખેલું છે. ગોકર્ણ સ્વામી, અને ઈભકરણ સેવક, એમ બંને દેવો છે.

Z सोऽवोचद्विस्मितं रामं, स्वामी त्वमतिथिश्च मे;

गोकर्णो नाम यक्षोह—मकार्षं त्वत्कृते पुरीम्. १४१ ॥

પાનું ૧૧૩. ઢાલ ૨૬. ગાથા ૨૮.

A પૂર્વ દ્વારે ચૈત્ય છેજી, વંદનનો અધિકાર. C
B નવકાર ભણે જે સુખથકીજી, ધારે નિયમ
જે બાર. D

પાનું ૧૨૩. ઢાળ ૨૮. ગાથા ૨૪. ૩જું ૪થું.

A લખમણ લીલાયેં કરેરે, નાચે સીતા આપ. E
B લક્ષ્મણ લીલાએ કરેરે, અવસર જાણી આપ.

પાનું ૧૨૪. ઢાલ ૨૮. ગાથા ૩૯, પાદ ૩જું ૪થું.

A સમેંતે જિન વાંદવારે, ચાલ્યા રૂષિ ઉછરંગિ. F
B અપ્રતિબંધપણે તિહાંરે, ,, ,, ઉછરંગ.

પાનું ૧૨૮. ઢાળ ૨૯. ગાથા ૧૮. પાદ ૧ લું ૨ જું.

A સુવ્રત તીરથ પુછંત સીસેં, તુમ્હ પાછિલે
કેવલી કોણ દીસે ? G

---

Z मया सपरिवारेण, सेव्यमानो दिवानिशम्;
इह तिष्ठ सुखं स्वामिन्! यथाकालं यथारुचि. १४२ ॥ ६३

C पूर्वद्वारेऽत्र यच्चैत्यं, तद्वन्दित्वा यथाविधि; १९१॥६२

D કોઠારીવાળી પ્રતમાં 'ધારે નિયમ તેવાર' એવો પાઠ છે.

E हृद्यं जगौ च सौमित्रिर्ग्रामरागमनोहरम्;
चित्राङ्गहारकरणं, सीतादेवी ननर्त च. २६५॥६७

F सम्मेते वन्दितुं चैत्यान्युदितो मुदितोऽपि च; २८१॥६८

G मुनिसुव्रततीर्थेऽस्मिन्, कः पश्चात्तव केवली? ३१२॥ ६९

B **તવસુવ્રત મુનિ** H પુછંત શિષ્યે, તુમ પાછલે
કેવલી કોણ દીસે ?

પાનું ૧૩૫. ઢાલ ૩૦. ગાથા ૪૨. પાદ ચારે.

A એમ કહી ઋષિ પાંગુરીયારે, **તીરથ વંદન જાઈ;**
**જિનમૂર્તિ જૂહારતાંરે, અતિ રલીયાયત**
**થાઈરે ભાઈ.**

B એમ કહીને ઋષિ પાંગરીયા, **ઉપકારી અણગાર;**
**સંજમ તપ કરી શોભતારે,** જ્ઞાનતણા ભંડારરે.

પાનું ૨૩૩. ઢાલ ૪૬. ગાથા ૨થી ૧૨ સુધીમાં.

A વિદ્યા તો બહૂરૂપણી, તે સાધિવાને ચાય;
દેહૂરે જિન શાંતિને, હૂઇરે શાંતિ કષાય.
રાજકાજ સહુ પરિહરિ, વિગથરી વિગથા વાત;
એક ચિત્ત સાધન કરે, વિદ્યાનો અવદાત.
શાંતિનાથ જિનેંદ્રનો, કરે પ્રથમ સનાત્ર;
તેહ પિણ અઠોત્તરો, કરિવારે પાવન ગાત્ર.
દેવ ! તૂં સહુ દેવનો, શાંતિનો કરતાર;
આરતિ સાયર તારણો, શિવનોરે ભલ ભરતાર.
સર્વહી સુખ સંપદા, સર્વહી કલ્યાણ;
સ્વામીનાં પદ સેવતાં, મહિમા મેરૂમાણ.

---

H કોઠારીવાળી પ્રતમાં 'તવ સુવ્રત તીર્થ પુછત શિષ્યે' આવો પાઠ છે. આનો ભાવાર્થ એ છે કે—મુનિસુવ્રતસ્વામીના તીર્થમાં-શાસનમાં તમારા પછી કેવળી કોણ થશે? પણ મી૦ મોતીલાલ વધારે બુદ્ધિશાળી હોવાથી તેને 'તીર્થ' અથવા 'તીરથ' શબ્દ ફેરવીને ત્યાં પણ 'મુનિ' શબ્દ કરી દીધો છે. કારણ કે વખતે અહીં પણ કોઇ 'તીરથ'નો, સ્થાવર તીર્થ-મૂર્ત્તિવાળું દેરાસર એવો અર્થ કરી દે એમ તેઓએ ધાર્યું હશે!

પૂજા અષ્ટ પ્રકારની, કરિત અષ્ટહી સિદ્ધિ;
અણિમાદિક આછી મહા, પુહવીરે માંહી પ્રસિધ્ધિ.
વીતરાગજ ધ્યાવતાં, વીતરાગજ હોય;
ઈલી ભમરી ધ્યાનથી, ઇલીરે ભમરી જોય.
પારસ ફરસ્યાં લોહડો, જેમ હોવે હેમ;
પ્રભુતણા પદ ફરસતાં, પામેરે પ્રભુપદ તેમ.
નીર તો ખાલાંતણો, મિલિઉ ગંગામાંહિ;
માન પામે મહીયલે, તિમ તુમ્હરે સેવા પ્રાંહિ.
દ્રવ્ય ભાવે દો પરે, પૂજા વિધિ આરાધિ;
રત્નની શિલા ઉપરે, બયઠોરે આંણી સમાધિ.
મીંટ તો જિન સાંમુહી, માંડી ધ્યાન કરંત;
અક્ષમાલા કર ગ્રહી, વિધિસુંરે જાપ જપંત. I

---

I विद्याया बहुरूपाया, हृदि निर्णायि साधनम्;
शान्तिचैत्यं ययौ शान्तकषायीभूय रावणः ३२७ ॥
स्नात्रं श्रीशान्तिनाथस्य, पयस्कुम्भैर्दशाननः;
स्वयमिन्द्र इवाकार्षीद्भक्त्या विकसिताननः ३२८ ॥
गोशीर्षचन्दनेनाङ्गरागं पुष्पैश्च दैवतैः;
पूजां विधाय श्रीशान्तेः, स्तुतिमेवं विनिर्ममे. ३२९ ॥

૩૩૦ થી ૩૩૭ શ્લોકમાં સ્તુતિ વર્ણન છે.

स्तुत्वेति शान्तिं लङ्केशः, पुरो रत्नशिलास्थितः;
तां साधयितुमारेभे, विद्यामक्षस्रजं दधत्. ३३८ ॥ १०

B ઉપલી ૨ થી ૧૨ સૂધીની ૧૧ ગાથામાં ઢુંઢીઆઓએ અંદરથી ૧ ગાથા ઉડાવી દઇ આ પ્રમાણે ઘણાજ ફેરફારથી દશ ગાથા છપાવી છે.

B દશકંધર એમ ચિંતવે, હિવ કીજે કાંઈ ઉપાય;
કવણ ઉપાયે જીતવું, એ તો રામ લક્ષ્મણ રાય.
આરતિ અધિકી ઉપની, ભાઇ સુતની અગાધ;
વશ પડયા છે પારકે, તે છૂટવા ન દીસે આજ.
અમોઘવિજય શક્તિથી, કાંઈ ન સર્યો કાજ;
લક્ષ્મણ જીવતો ઉગર્યો, કેમ રહેશે માહરી લાજ.
અસ્ત્ર શસ્ત્ર બળે કરી, જીતી ન શકું રામ;
કોઇ ઉપાયથી વશ કરી, સારૂ વંછિત કામ.
વિદ્યા સહસ્ત્ર સાધી જીકે. તે સહુને અવલોય;
જેહુથકી કારજ સરે, તે તો આજ ન દિસે કોય.
એકાંતિક વિચારણા, કીધી નૃપે તે સોઈ;
વિદ્યા જે બહુરૂપણી, તે સાધ્યે કારજ હોઈ.
એ વિદ્યાને સાધવારે, ઉજંમ થયો ઈશ;
એહથી મુજ થાયશે, કારજ વિશ્વાવિસ
એમ વિમાસી આવિયો, પૌષધશાલા માંહિ;
મણીપીઠિકા ઉપરે, જાઇ બેઠો રે જયાંહિ.
મન થીર રાખી આપણું, વિદ્યાને સમરંત;
પ્રગટ હુવે ત્યાં સુધી, લંકપતિ નીમ ધરંત. J
મિટ તો અણ મેલતો, આશન પદમ ઠવંત;

J કોઠારીવાળી પ્રતમાં 'પ્રગટ હુઆ *પારેવારે, એમ લંકપતિ ધરંત' આવો પાઠ છે.

* પારવો=મૂકવો, ત્યાગવો.

જપમાલાને કરગ્રહી, વિધિશું જાપ જપંત.

પાનું ૨૩૪. ઢાલ ૪૬. ગાથા ૧૪. પાદ ૩જું ૪થું.

A જિનતણી પૂજા કરો, કરી લેઓરે શીલ અભ્યાસ.

B દાન દો શુદ્ધ ભાવશું, કરીયે શીલ અભ્યાસ.

પાનું ૨૩૪. ઢાલ ૪૬. ગાથા ૮. પાદ ૧લું ૨જું.

A રામ કહે જિન આગળેં, પૂરીયૂં છે ધ્યાન.

B રામ કહે થિરતાપણે, પૂરીયો છે ધ્યાન.

પાનું ૨૫૧. ઢાલ ૪૭. ગાથા ૪૬. ૪૭. ૪૮.

A શાંતિકરણ શ્રીશાંતિજી, મૂર્ત્તિ મહિમાવંત; K
દેઈ પ્રદક્ષિણ વંદતાં હો, આણે ભવ દુઃખ અંત.

A પૂજ કરે પ્રભુજીતણી, વિભીષણ દેય આંણિ;
સાજ સહુ પૂજાતણો હો, આછો અવસર જાણિ.

A પૂજી પ્રણમી ભાવસું, ચરણ નમી સુખદાય;
ચાલ્યા પ્રભુજી એતલે હો, કહે વિભીષણ રાય.

B બંને પ્રતિમાંથી ઢુંઢકોએ આ ગાથાઓ ઉઠાડી દીધી છે.

પાનું ૨૭૦. ઢાલ ૫૦. ગાથા ૧૭. પાદ ૩જું.

A પૂજ્યા નહી દેવ જિન(વર),ના કીયા પ્રવર પ્રાસાદ L.

B સેવિયા નહીં દેવ જિનવર, ન કીયા તપ પ્રકાશ.

---

K तदन्तश्च मणिस्तम्भसहस्राङ्कं जिनेशितुः;
चैत्यं श्रीशान्तिनाथस्य, प्रविवेश विवन्दिषुः ४६ ॥
विभीषणार्पितैस्तत्र, कुसुमाद्यैरुपस्करैः;
शान्तिमानर्च काकुत्स्थः, सीतासौमित्रिसंयुतः ४७ ॥ १०७

L जिनेन्द्रो न यदर्चितः; कारितानि न चैत्यानि,१७॥ १०८

પાનું ૨૭૬. ઢાળ ૫૦. ગાથા ૫૦. પાદ ૩જું.

A **ઘરિ ઘરિ જિનબિંબ પૂજો,** સાધુ સેવા સાધિ. M

B **દેવ અરિહંતનેજ ધારો,** „ „ „

પાનું ૨૭૬. ઢાલ ૫૦ ગાથા ૫૧. પાદ ચારે.

A એમ કહી ઋષિજી પધાર્યા, જિસી જેહુની સૂર્તિ,
રત્નમણિની સખર ઋષિવી, કરાવી નૃપે મૂર્તિ;
નગર પાખિલિ ચ્યારહી દિશિ, માંડી પૂજી સોય,
કુશલને કલ્યાણ ઉપજે, સુખે વસે સહુ કોય. N

B બંને ઢુંઢકોવાળી પ્રતમાંથી આ પાઠ ઉડાવી દીધો છે.

પાનું ૨૮૨. ઢાલ ૫૧. ગાથા ૨૫-૨૬. પાદ ૨ જું ૩જું.

A સીતા કહે મુજ દોહુલો, પૂજૂં **શ્રીજિનરાજ** હો. O

A **પરમેશ્વર પૂજાવીયા, આણી ફૂલ અમૂલ** હો. P

B સીતા કહે મુજ દોહુલો, **ઉપન્યો શ્રીમહારાજ** હો;

B **સીતા દોહલો પૂરવ્યો, રચિયા મંડપ અમૂલ** હો.

---

M गृहे गृहे त्वं गृहिणां, कारयेर्बिम्बमार्हतम्; २३६ ॥११०

N तेषां सप्तऋषीणां च, प्रतिमा रत्ननिर्मिताः;
स चक्रे मथुरापुर्यां, ककुप्सु चतसृष्वपि. २३८ ॥ ११०

ઢુંઢકો મૂર્ત્તિપૂજક નહિ પણ 'સાધુમાર્ગિ' ગણાય છે. એ લોકો સાધુની મૂર્ત્તિને પણ માનતા નથી, એવું ઉપલી એક ગાથા રાસામાંથી ઉડાવી દઇને સાબીત કરવા ગયા છે. છતાં પણ તે લોકો ગુપ્ત રીતે સાધુના ફોટાઓને આને પૂજે છે, અને તેવા ફોટાઓ અમદાવાદના એક ફોટોગ્રાફરને ત્યાંથી વેચાતાં મળી પણ શકે છે.

O सीताप्यूचे दोहदो मे, देवताऽर्चनलक्षणः; २६७॥१११

P रामः सद्योपि देवानां, पूजाचर्यामकारयत्; २६८ ॥१११

પાનું ૨૮૨. ઢાલ ૫૧. ગાથા ૩૪. પાદ ૧લું ૨જું.

A જિનવરની પૂજા કરે, ભાવ વિશુદ્ધ ત્રિકાલ. Q

B જિનધર્મની સેવા કરે, ,, ,, ,,

પાનું ૨૯૬. દુહો, ગાથા ૭. પાદ ૧લું ૨જું.

A ગિરિ સમેતની જાત્રનો, ડોહુલો કરો પ્રમાણ. R

B ગિરિ સમેતની જાતનો, દોહુલો ,, ,, S

પાનું ૨૯૮. ઢાલ ૫૩. ગાથા ૧૧મી.

A જિણહર પૂજા સાચવી, રંગે દેસ્યુંજી રાસ; T

સાહુમી સાહુમણી પોંખસું, કીધો કાં વિસવાસ.

B બન્ને પ્રતિમાંથી આ ગાથા ઉડાવી દેવામાં આવી છે.

પાનું ૩૧૩. ઢાલ ૫૫. ગાથા ૯. પાદ ૧લું ૨જું.

A મેરૂ આદિના ચૈત્યને, ત્રિસન્ધ્યે સુજુહારે. U

---

Q अर्हतोऽपूजयद्दानं, प्रददे चावदानवत. २७५॥१११

R सम्मेतयात्राव्याजेन, तस्याः खल्वेष दोहदः २०६॥११२

S આ ગાથામાં સમેતશિખરની યાત્રાનો ડોહલો. આવો પાઠ બંને ઢુંઢીઆઓએ છપાવેલી પ્રતિમાં, તે લોકો પ્રતિમા યા તીર્થને નહિ માનવા છતાં પણ રહી ગયો શી રીતે? તે જાણી શકાતું નથી. છતાં આ ઉપરથી એ લોકોએ બીજા પાઠો ફેરવી નાંખ્યા છે એમ ચોક્કસ પૂરાવો મળે છે. પરંતુ આ પાઠ એકની દૃષ્ટિ બહાર ફેરવવાનો રહી જવાથી બીજાની દૃષ્ટિમાં પણ ફેરવવો રહી ગયો. અથવા તો ઢીટે ઢીટો કામ થઇ ગયું! કદાચ તેઓ જાતનો અર્થ જાતિ સરખો કરતા હોય પણ અત્રે તેમ નથી.

T આ આખી ત્રેપનમી ઢાલ સીતાના વિલાપ અને સીતાએ દીધેલા ઓલંભાથી ભરેલી છે. મૂલ શ્રીહેમાચાર્યકૃતમાં આટલા બધા વિસ્તારથી આ વિષય વિરચાયેલો નથી.

U त्रिसन्ध्यमपि मेर्वद्रौ, चैत्ययात्रासु चंक्रमैः;* ४०॥११५

*चंक्रमैः=गमनैः

B વિદેહ આદિ ક્ષેત્ર વિષે, સ્વેચ્છા વધારે.

પાનું ૩૧૩. ઢાલ ૫૫. ગાથા ૧૧. પાદ ૩જું ૪થું.

A જાતિ કરૂં જિનતીર્થની, શુદ્ધ ધરૂં વ્રતનેમા.

B દર્શન કરૂં જિન સાધુના, ,, ,, ,, V

પાનું ૩૪૫. ઢાલ ૫૯. ગાથા ૧૮. પાદ ચારે.

A જાતિ સમરણ પાંમિ, તામ કરાવે દેહુરો;
માંડે શ્રીજિનરાય, કુમકુમરાં સેહુરો. W

B જાતિ સમરણ પામી, તામ કરાવે દેહુરો;
ઉપકારીને હીત, કુંવર કુંવર સેહુરો.

પાનું ૩૪૫. ઢાલ ૫૯. ગાથા ૨૨. પાદ ૩જું ૪થું.

A દેવ જુહારણ કાજ, પદ્મરૂચિ ઉપગારીયો. X

B ગોકુલ માંહે જાત ,, ,,

પાનું ૩૫૦. ઢાલ ૫૯. ગાથા ૭૫. પાદ ૧લું ૨જું.

A શ્રાવકના વ્રતિ પાલ, પૂજી દેવ ત્રિકાલ એ.

B શ્રાવક વ્રત પ્રતિપાલ, કીધો ધર્મ ,,

---

V સ્થાનકવાસીઓ, માત્ર સ્થાનક અને 'સાધુમાર્ગિ' હોવાથી 'જિન તીર્થની' પાઠ કાઢીને 'જિન સાધુના' પાઠ મૂકયો છે. કર્ત્તાએ કદાચ જો "દર્શન કરૂં જિન સાધુના' પાઠ પણ રચ્યો હોત—જો કે તેવું બન્યું નથી, તો પણ તે માટે મૂર્તિપૂજકોને કદાગ્રહનું કારણ નથી. મૂલમાં આ વિષય માટે કશું પણ ઉલ્લેખેલું જણાયું નથી.

W लेभे च जातिस्मरणं, प्राग्जन्मस्थानदर्शनात्. ३४॥
तत्र चाकारयच्चैत्यं, तस्य चैत्यस्य चैकतः; ३५॥१२३

X चैत्ये तत्रान्यदा पुनः; वन्दनायाययौ पद्मरुचिः स श्रेष्ठिपुंगवः
३८॥१२३

પાનું ૩૫૨. ઢાલ ૧૦. ગાથા ૨. પાઠ ૧લું ૨જું.

A તીરથમેં સાચો સહીજી, વિમલાચલ ગિરિ દેખીC
B ,, ,, ,, તીરથ ચારૂહી દેખી.C

પાનું ૩૫૪. ઢાળ ૧૦. ગાથા ૨૨. પાઠ ચારે.

A એક દિવસ હનુમંતજીરે, મેરૂ ગિરિંદે જાય;
ચૈત્ર માસ જિન પૂજી કેજી, મન રલીયાયત થાય.
B એક દિવસ હનુમંતજી જી, મેરૂ ગિરિપે D જાય; E
ચૈત્ર માસે ક્રીડા કરીજી, મન રલિયાયત થાય.

પાનું ૩૬૯. ઢાળ ૧૨. ગાથા ૪૪-૪૫.

A તે તીને તજી સુરપતિ આયો, પ્રણમી રાઘવ પાય;

---

C 'વિમલાચલ' ઇત્યાદિ પાઠથી કવિનો આશય, જેમ તીર્થોમાં મોટો વિમલાચલ છે, તેમ સીતા પણ સતીઓમાં એક મોટી છે એમ બતાવવાનો છે. આ વિષય હેમાચાર્યજીના મૂળ ગ્રન્થમાં નથી, અહીં ઢુંઢકોએ 'તીરથ ચારૂહી' ઇત્યાદિથી "સાધુ; સાધવી; શ્રાવક; શ્રાવિકા" એ ચાર જંગમતીર્થની વાત બતાવી છે. પરંતુ એટલો વિચાર કર્યો નથી કે, સામાન્યપણે પણ 'તીર્થ' શબ્દ વાપરવાથી સાક્ષર યા બાળબુદ્ધિ મનુષ્ય ગમે તે હોય તે પણ 'સ્થાવર તીર્થજ' સમજે, જ્યારે 'જંગમ તીર્થ' બતાવવાને માટે વખતોવખત શ્રમણસङ्घचतुर्विधसङ्घजङ्गमतीर्थं ઇત્યાદિ પાઠો અપાયલા છે. પણ "મૂર્તિ કે પ્રતિમાદિ" શબ્દો આવે તે ઉપર હડતાલજ ચોપડી મારવી, આવોજ જેનો નિયમ હોય તેને વિચારવાનું શું? કારણ કે તીર્થ શબ્દથી સ્પષ્ટ થાય છે કે કોઈપણ સ્થાવર તીર્થ હોવું જોઇએ, છતાં પણ ચાર તીર્થ કયા બતાવવાં, અને લોકો માન્ય શી રીતે કરશે! તે વિચાર્યા વિના ચાર તીર્થ બતાવવાનો એ લોકોએ અજબ પ્રયત્ન કર્યો છે. જો "ચારૂ"નો અર્થ "સારૂં" કરવા જાય તો "સાચો સહીજીથી" પુનરૂક્ત થાય છે.

D કોઠારીવાળી પ્રતમાં 'ગિરિંદે' પાઠ છે.

E इतश्च हनुमांश्चैत्रे, चैत्यवन्दनहेतवे मेरुं गतः १०९॥१२६

નંદીસર આદિ સહુ તીરથ–કેરી જાત કરાય. F

A દેવકુરે ભામંડલ પાસે, આવી આપ દિખાય;
પ્રીતિ પનોતી પરિઘલ પોષી, સ્વર્ગા ગયા સુખદાય.

B તે તીને તજી સુરપતિ આયો, પ્રણમી રાઘવ પાય;
દેવકુરે ભામંડલ ભેટી, સ્વર્ગ ગયો સુખદાય.

બન્ને પ્રતિમાંથી તે લોકોએ ઉપલી ૪૪–૪૫ મી ગાથામાંથી એકેક ટાઈપવાલા ચાર પાદ ઉડાવી દઈને બાકીના ચાર પાદ રાખી એકજ ગાથામાં સમાવેશ કરી દીધો છે.

પાનું ૩૬૯=૭૦. ઢાળ, પ્રશસ્તિ. ગાથા ૫૦થી ૫૩.

A વિજયગચ્છ ગચ્છનાયક ગિરિવો, ગોયમનો અવતાર;
વિજયવંત વિજયઋષિ રાજા, કીધો ધર્મ ઉદ્ધાર;

A ધર્મમુનિ ધર્મજનો ધોરી, ધર્મતણો ભંડાર;
ખિમા દયાગુણ કેરા નાયક, સાગર ખેમ ઉદાર.

A શ્રીગુરૂ પદ્મમુનીશ્વર મોટો, મોટો જેહનો વંશ;
ચઉરાસી ગચ્છમાંહિ જાણિતો, પ્રગટપણે પરશંસ.

A તસ પાટોધર ગુણકરી ગાજે, ગુણસાગર ગુણવંત;
કડસુતન કલપતરૂ કલિમેં, સૂરિ શિરોમણિ સંત.

---

F तान्मुक्त्वेयाय सीतेन्द्रो*, रामं नत्वा ततोऽगमत्;
शाश्वताऽर्हत्तीर्थयात्राकृते नंदीश्वरादिषु. २६०॥१३१

* सीतेन्द्रो=सीतेन्द्रनामा सुरपतिः

નોટ:

સુખબંધના ગૌરવભયને લીધે પ્રાકૃત પદ્મચરિત્રના પાઠો આપ્યા નથી. જો અમારા સ્થાનકવાસી ભાઈઓને તે જોવા હશે તો તે પણ બતાવી શકીશું. આ લખવાનું કારણ એજ કે, મૂલથી 'ચૈત્ય મૂર્તિ' અને 'પૂજાના' પાઠો છે. અને તેને અનુસરીનેજ કવિએ પોતાની માન્યતા પ્રમાણે કે અધિકાર પ્રમાણેજ ગ્રન્થ રચના કરી છે.

B બન્ને પ્રતિમાંથી આ ચારે ગાથા કર્ત્તા કેશરાજજીની પ્રશસ્તિની પણ ઉડાવી દીધી છે.

આ ઉડાવી દેવાનું કારણ, સ્વપન્થી ભોળા જનોને 'શ્રીકેશરાજજી ઢુંઢીઆ પન્થી છે,' એમ ભરમાવવા માટે નહિ, તો શાને માટે હોવું જોઇએ ? આમાં ઉપલી ગાથા ૫૦ થી ૫૩ પછી ૫૪મી ગાથાના:—

A એ ગુરૂદેવતણે સુપસાયે, કીધી રચના જાણ;

આ પ્રમાણેના બે પાદ છે. એ લોકોની પ્રતોમાં પણઃ—

B એ ગુરૂદેવતણે સુપસાયે, ગ્રન્થ ચઢયો સુપ્રમાણ;

આવી રીતના બે પાદ છે.

હવે જોવાનું માત્ર એજ છે કે 'એ ગુરૂદેવ તણે' ઈત્યાદિ પાઠ જ્યારે એ લોકોએ કાયમ રાખ્યો, અને પ્રશસ્તિનો પાઠ કાઢી નાંખ્યો, તો કયા ગુરૂદેવ સમજવા ? કારણ તેઓએ ગુરૂપરંપરાનો પાઠ નાબુદ કરી દીધો, અને જ્યારે કર્ત્તાએ, 'એ ગુરૂદેવ' ઇત્યાદિના 'એ' શબ્દથી ઉપર વર્ણવેલા 'ગુરૂદેવ' ઇત્યાદિ સ્પષ્ટ જણાવ્યું છે, તો પછી સ્થાનકવાસીઓએ 'એ' પાઠથી કયા ગુરૂદેવ સૂચવવાનો પ્રયત્ન કર્યો એ સમજી શકાતું નથી ! અહીં એ લોકોએ પણ 'એ ગુરૂદેવાદિ'નો પાઠ કાયમ રાખ્યો છે, જે ઉપરથી સહેજે સમજી શકાય તેમ છે કે ઉપલા પાઠો કાઢીજ નાંખ્યા છે. અને 'એ ગુરૂદેવાદિ'માંથી 'એ' શબ્દ કાઢવો રહી ગયો. 'એ' શબ્દ રાખવાથી "કયા ગુરૂદેવ બતાવી શકીશું," આવો વિચાર જો તે વખતે પાઠ કાઢતાં એ લોકોને

આવ્યો હતે, તો 'એ' શબ્દ પણ કાઢી નાંખતે. પરંતુ 'બિલાડી દૂધજ દેખે છે, અને જેમ પાછલ ઉગામાયેલી ડાંગને જોઇ શકતી નથી,' તેમ, માત્ર પ્રશસ્તિના પાઠો કાઢી નાંખ્યા, પણ પાછલની પ્રશસ્તિના પાઠોને સૂચવનારા 'એ ગુરૂદેવાદિ' પાઠમાંથી 'એ' પાઠનો નાશ કરવો ચૂકી ગયા. !

જો તે લોકોએઃ—

'એ ગુરૂદેવ તણે સુપસાયે,'

એ પાઠ ફેરવીનેઃ—

'ધ્યય ગુરૂદેવ તણે સુપસાયે,'

અથવા તો—'+ગુરૂદેવ તણે સુપસાયે,'

આવો પાઠ રાખ્યો હતે, તો તો કદાચ કોઈક એમ પણ માની શકતે કે જેમ 'કુલગુરૂ, વિદ્યાગુરૂ,' ઇત્યાદિ પ્રકારના ગુરૂઓ હોય છે તેમાંથી ગમે તે એકાદા ગુરૂદેવના સુપસાયથી આ રચના કરી હશે! અથવા તો એ લોકોનાજ કથન પ્રમાણે ગમે તે એકાદા ગુરૂદેવના પસાયથી કેશરાજજીના હાથમાં સુપ્રમાણવાલો સારો ગ્રન્થ હાથ ચઢી આવ્યો હશે ! આવું માનવાનું કારણ રહેતે. પણ, તેમ નથી. આંહી તો કર્ત્તાએ 'એ' શબ્દને પ્રત્યક્ષ રાખીને ઉપર વર્ણવેલા 'ગુરૂદેવ તણે સુપસાયે' એમ સ્પષ્ટ જણાવી દીધું છે.

સ્થાનકમતને માનનારા, ઉપર જણાવેલા પાઠ ફેરફેરીને કદાચ એમ સાબીત કરવા જતા હોય, કે, "આ રાસ સ્થાનકવાસી, કે લોંકાગચ્છીનો બનાવેલો છે. અથવા

તો તેના કર્ત્તા સ્થાનકવાસી—ઢુંઢીયા મતના હતા." પણ આવું માનવાનું કારણ આખો ગ્રન્થ અવલોકતાં કાંઇ પણ જણાતું નથી, કારણ કે એઓએ હઠીલાઇથી ફેરવેલા પાઠ શિવાય, એવો કોઇ પણ પાઠ કર્ત્તાનો કરેલો અંદર નથી કે જે ઉપરથી સ્થાનકમતીનો કરેલો આ રાસો સાબીત થાય. !

જેમ કથાનુયોગમાનાં અન્ય કાવ્યો અને કથાઓ, દાન; શીલ; તપ; ભાવ; તીર્થ; દ્યૂત; ઇત્યાદિ વિષયોના હોય છે તેમ, રામાયણ; રામરાસ; પદ્મપુરાણ; મહાભારત; બાળભારત; પાંડવચરિત્ર ઇત્યાદિ 'યુદ્ધ વિષયના' ગણાય છે—જો કે સીતાચરિત્ર તો શીયલ વિષયમાંજ સમાય છે. તેવાં યુદ્ધ વિષયના ગ્રન્થો સભાસંમુખ વાંચવા માટે, વાંચતી વેળા, ધનુષ્ય—બાણ ચિતરી સમ્મુખ યા બાજુમાં રાખીને વાંચવામાં આવે છે. તે વિના હાલ કોઇ પણ વક્તા આવા ગ્રન્થો શ્રોતાઓને વાંચી સંભલાવતા નથી. આમ કરવાનું કારણ એ કહેવામાં આવે છે કે:—"યુદ્ધની બીના હોવાથી ધનુષ્ય રાખવું ઉપયોગી છે. અને જો તેમ કરવામાં ન આવે તો શ્રાવક વક્તા હોય તો તેના કુટુંબપરિવારમાં, અને સાધુ વક્તા હોય તો તેના સાધુમંડળમાં ઉપદ્રવ, અને ક્લેશાદિ થવાનો હેતુ રહે છે." આવા કારણથી મેં પોતે પણ, ઘણા ઉપાશ્રય અને પૌષધશાલામાં આવાં ચિત્રો બનાવીને રાખી મૂકેલાં નજરે જોયેલાં છે.

આવા કારણથી તેવું એકાદું ચિત્ર બનાવરાવીને આ રાસના મુખપત્ર પર પણ ટાંકવાનો વિચાર થયો કે

જો તે બીના સત્યજ હોય તો વાંચકોને તેવાં પ્રકારના ઉપદ્રવોમાંથી મુક્ત કરવાં. પરંતુ તે પહેલાં પાકો વિચાર કરવા અને સારા સંભાવિત કે જેણે ઘણાં શાસ્ત્રપુસ્તકો અવલોકયાં હોય તેવાં એક બે જણાઓને પૂછી જોવાનો વિચાર સુઝી આવવાથી તેમ કરવું યોગ્ય ધાર્યું !

આ બીના સારૂ મેં કેટલાક જણાઓને પૂછાવ્યું તો કંઈકના મત ધનુષબાણ રાખવાની તરફેણમાં, અને કંઈકના તેથી પ્રતિકૂલ જણાયા. આથી મને જણાયું કે "ધનુષ્ય-બાણ રાખવામાં ખાસ કાંઇ વજુદ જેવું જણાતું નથી, માત્ર વ્યાવહારિક પ્રથા છે"

આ, યુદ્ધ વિષય પ્રતિપાદનનો ગ્રન્થ હોવા છતાં અંદર સીતાનું ચરિત્ર ભળેલું હોવાથી યુદ્ધ, અને શીલ એમ બે પ્રકારના વિષયોવાળો ઓળખાય છે. કે જેવી રીતે નળરાજાનો, અથવા નળદમયંતીનો રાસ 'દ્યૂત' અને 'શીલ' એમ બે વિષયથી ઓળખાયો છે. કેટલાક ધર્મવાળાઓ શ્રીરામચન્દ્રને પ્રભુ તરીકે માને છે, તેમ, જૈનધર્મવાળાઓ પણ તેમને શલાકા પુરૂષ તરીકે, તથા પરમાત્મા થયેલા માને છે. જૈનધર્મમાં ત્રણ પ્રકારની અવસ્થાવાળા આત્મા માનવામાં આવેલા છે. "પરમાત્મા, અન્તરાત્મા, અને બાહ્યાત્મા" આવી જાતના ત્રણ પ્રકારના આત્માઓમાં આવા પ્રકારના મનુષ્યોનો સમાવેશ થાય છે.

( ૧ ) રામચન્દ્ર, સીતા, અને હનુમાન; પરમાત્મા, અથવા સિદ્ધાત્મા.

( ૨ ) લક્ષ્મણ, શ્રીકૃષ્ણ, અને રાવણ; અન્તરાત્મા, અથવા બુદ્ધાત્મા.

(૩) બાહ્યાત્મામાં જે સમ્યક્ત્વથી વિમુખ છે,

જેને સમ્યક્ત્વ સ્પર્શ્યું નથી, અને જેને ઘણા ભવભ્રમણો કરવા બાકી છે તેવા પુરૂષોનો સમાવેશ થાય છે. અથવા જડ અને ચેતનનો વિભાગ યથાવત્ ધ્યાનમાં આવ્યો નથી, સત્ય દેવ ગુરૂ ધર્મને માનવાનું થયું નથી, ઇતરને માનવાનું થાય છે, પૌદ્ગલિક પદાર્થનેજ તત્ત્વ તરીકે લેખી દેવ ગુરૂ ધર્મની સેવાથી પણ તેનીજ પ્રાપ્તિ ઇચ્છાય છે તથા આત્મસ્વરૂપનો ખ્યાલજ ન રહે તેવા સામાન્ય આત્માઓ.

**(૧) પરમાત્મા, અથવા સિદ્ધાત્મા—**

એને કહેવામાં આવે છે કે જે સંસારનાં ઘાતી કે અઘાતીકર્મને ત્યાગી કેવલજ્ઞાન—અગર આગલ નિર્વાણપદને પામી સિદ્ધપદને વરેલાં છે કે જેને પુનર્ભવ નથી.

**(૨) અન્તરાત્મા, અથવા બુદ્ધાત્મા—**

એને કહેવામાં આવે છે કે જેને સમ્યક્ત્વ પ્રાપ્ત થયેલું છે, અને જે થોડા ઘણા, અથવા લાંબા ટુંકા સમયમાં પણ સિદ્ધિવધૂને વરશે એવું જેને માટે નિર્માણ થયેલું છે તેવા આત્માઓને અન્તરાત્મા કહેવાય છે. અર્થાત્ બાહ્યાત્માથી વિરૂદ્ધ વર્તન—વૃત્તિવાળાને અન્તરાત્મા કહાય છે.

**(૩) બાહ્યાત્મા—**

એને કહેવામાં આવે છે કે જે જીવ મિથ્યાત્વના ઉદયથી તન, ધન, સ્ત્રી, પુત્ર, મંદિર, નગર, શત્રુ, મિત્ર વગેરે અનિષ્ટ પદાર્થોમાં રાગદ્વેષરૂપ બુદ્ધિ ધારણ કરીને ભવાભિનંદી બને છે. અર્થાત્ સાંસારિકદ્રવ્યોમાં આનંદ માની વિષયભોગાદિ અસારવસ્તુને સારરૂપે લેખે લેખાવે છે. દાખલા રૂપે જેમ કોઇ મનુષ્ય સંત, મહંત, યોગી, ઋષિ બનીને ચતુરાઇથી વૈરાગ્યરસને ઘુંટતો પરમબ્રહ્મનું સ્વરૂપ બતાવતો ફરે! પણ તે ત્યાં સૂધીજ કે જ્યાં સૂધી સુન્દરલલના અને ધનવૈ-

બ્રહ્મને ન મેળવે! જ્યારે આ બન્ને મળે ત્યારે તત્કાળ અદ્વૈતબ્રહ્મનો દ્વૈતબ્રહ્મ બની જાય અને લોકોને સંભળાવે કે—"મનુષ્યો! હું સ્ત્રી ભોગવું છું, ઇન્દ્રિયરસોમાં મગ્ન છું, ધનધાન્ય રાખું છું, ઇત્યાદિ જે કરૂં છું તે સર્વ માયા પ્રપંચ છે! હું તો સદાકી અલિપ્તજ છું!" આવો ભ્રષ્ટાચારી બ્રહ્મજ્ઞાની, મૂર્ખલોકોને એવી રીતે ભ્રષ્ટ કરે છે કે તેઓનું ચિત્ત સન્માર્ગે લાગવા દેતોજ નથી. દુર્ગતિનો અધિકારી જીવ બાહ્યદૃષ્ટિ હોવાથી બાહ્યાત્મા ગણાય છે.

તેવીજ રીતે શ્રીરામચંદ્રને, લક્ષ્મણને અને રાવણને શલાકા–મહત્પુરૂષતરીકે માનવામાં આવેલાં છે. દરેક ઉત્સર્પિણી, અને અવસર્પિણીના પ્રમાણવાળા એવા કાળમાં, ૬૩–૬૩ શલાકા પુરૂષો થાય છે. શલાકા પુરૂષોમાંથી કેટલાક પુરૂષો તો તેજ ભવમાં નિર્વાણ પામીને પરમાત્મ પદને ધારે છે. શેષ ત્યાર પછીના ઉત્સર્પિણી અવસર્પિણી કાળમાં પોતાને બાકી રહેલાં શુભાશુભકર્મોનાં ફળ ભોગવી તે પછી પરમાત્મપદ પામે છે.

૬૩ શલાકાપુરૂષ—त्रिषष्ठिशलाकापुरुष—આ પ્રમાણે હોય છે.

| સંખ્યા. | પદ. |
|---|---|
| ૨૪ | તીર્થંકરો, અથવા તીર્થનાથો. |
| ૧૨ | ચક્રવર્તી રાજાઓ. |
| ૯ | વાસુદેવ, અથવા નારાયણ. |
| ૯ | બળદેવ, અથવા રામ. |
| ૯ | પ્રતિવાસુદેવ. |
| ૬૩ | શલાકા અથવા મહાન્પુરૂષ. |

આમાં **તીર્થંકરો** અવશ્ય તેજ કાળે મોક્ષગામી હોય છે. **ચક્રવર્તીઓ** મોક્ષ, દેવલોક, અને નરક એ ત્રણે ગતિમાં ગમે તેમાં જઈ શકે છે.

G **વાસુદેવો** ભવિષ્યમાં ઉત્તમ પુરૂષો થઈ પરમાત્મદશા ભજવાવાળા છે તો પણ, તે જન્મથી ચ્યવીને નરકેજ જનારા હોય છે, કે જે પ્રમાણે શ્રીકૃષ્ણ અને લક્ષ્મણને નરકપ્રત્યે જવું પડયું છે.

**બળદેવો** અવશ્ય મોક્ષ યા દેવલોકગામી હોય છે, જે પ્રમાણે શ્રીકૃષ્ણબંધુ બળભદ્ર પાંચમે દેવલોકે અને લક્ષ્મણ-બંધુ શ્રીરામચંદ્રજી મોક્ષે ગયા છે.

G **પ્રતિવાસુદેવો** પણ નિયમા ભવાન્તરે મોક્ષે જનારા છતાં, તે ભવથી ચ્યવીને તો અવશ્ય નરકેજ જનારા છે, કે જે પ્રમાણે રાવણાદિને નરકપ્રત્યે જવું પડયું છે.

આવા ત્રેસઠ પુરૂષોમાં વીશમા શ્રીમુનિસુવ્રતસ્વામીના તીર્થમાં-શાસનમાં **શ્રીરામચંદ્ર** ૮મા બળદેવ, **લક્ષ્મણજી** ૮મા વાસુદેવ, અને **રાવણ** ૮મા પ્રતિવાસુદેવ હતા, કે જે શ્રીમુનિસુવ્રતસ્વામીને નિર્વાણ થયાને આજે લગભગ ૧૧૮૬૪૩૯ વર્ષ પૂરાં થયાં છે.

---

G સાંસારિક લોભથી અનેક યુદ્ધાદિ, આરંભ પરિગ્રહ તથા વિષયાનંદમાં મગ્ન હોવાથી, અને નિવૃત્તિ માર્ગથી વિમુખ રહેવાથી, વાસુદેવ અને પ્રતિવાસુદેવ નિયમે કરી અધોગતિગામીજ હોય, એવો જૈનસિદ્ધાન્ત છે. વાસુદેવ અને પ્રતિવાસુદેવ બન્ને અર્ધચક્રી ગણાય છે. તેઓ ત્રણ ખંડને સાધનારા છે. પ્રતિવાસુદેવો, વાસુદેવોના પ્રતિસ્પર્દ્ધિ ગણાય છે, અને તેઓનું મૃત્યુ વાસુદેવોના હાથેજ થાય છે. પ્રતિવાસુદેવે મેળવેલાજ ત્રણ ખંડો વાસુદેવ મેળવે છે, જેમ રાવણે મેળવેલા લક્ષ્મણે જીત્યા.

મુખબંધનું આટલું કાર્ય થયા પછી રાવબહાદૂર કાંટાવાલાની સલાહ ફરી યાદ આવી, તેથી બીજા પણ સાક્ષરની સલાહ લેવી યોગ્ય લાગી. સાક્ષરવર્ય **રણછોડભાઇ ઉદયરામ** (કચ્છના માજી દિવાન) **દવે** પાસે હું આ પુસ્તક લઇને ગયો અને તેઓને ભૂલો, પાઠાંતર તથા આ પુસ્તકમાં બીજી પ્રતોને આધારે દેખાતો વધારો ઘટાડો બતાવી તેઓશ્રીની સલાહ માંગી, જેમાં તેઓ સાહેબે જણાવ્યું કે—"આને ફરી છપાવવાની મહેનત હાલ કરવી મને ઠીક લાગતી નથી. બીજી આવૃત્તિ વખતે જેમ કરવું હોય તેમ કરજો. હાલ આમાં આ પ્રમાણે, જેમ શુદ્ધિપત્રકો દેખાડવામાં આવે છે તેમ **બીજા** કોઠાઓ બનાવી દેખાડજો. (૧) ભૂલોનો કોઠો, (૨) બીજી પ્રતો કરતાં તમારી પ્રતનો વધારો, (૩) બીજી પ્રતો કરતાં તમારી પ્રતનો ઘટાડો (૪) અને બીજી પ્રતો કરતાં આમાં જે પાઠફેર—પાઠાંતરો હોય તે, એમ મલી ચાર કોઠાઓ દાખલ કરજો." આમ સલાહ મળવાથી જો બની શકશે તો અને શારીરિક સ્થિતિ કાર્ય કરવામાં અનુકૂલ થઇ પડશે તો પૂર્વે જણાવ્યા મુજબ આવા કોઠાઓ વાંચકો સમક્ષ મૂકીશ. નહિ તો વાંચકોની ક્ષમા ઇચ્છી દ્વિતીયસંસ્કારમાંજ સઘળું થઇ રહેશે, જે માટે વાંચકો દરગુજર કરશે.

છતાં એટલું તો ખરૂંજ કે માત્ર ભૂલો તથા વધારા ઘટાડા શિવાય બીજી પ્રતો સાથે પાઠાંતરાદિ તપાસતાં તે પાઠાન્તરો એવા નથી કે જે ઉપયોગીજ ગણાય. કારણ કે

તે પાઠભેદો માત્ર નહિં જેવાજ તફાવતવાળા છે. વિશેષ પાઠભેદ તો મી૦ મોતીલાલ શાહવાળી પ્રત સાથે જણાયો છે. પણ તે જણાયાનું, મી૦ મોતીલાલ લખે છે તે પ્રમાણે એક કારણ કેમ ન હોય? મી૦ મોતીલાલ લખે છે કે:—

"સાતમા પર્વના આધારે ભાવાર્થ ઉપર નજર રાખી શબ્દોની રચનામાં, સંકલનામાં, અને જોડણીમાં ફેરફાર કર્યો છે. (નવું ચરણ રચવા કરતાં જૂનું સુધારવાનું કામ કેટલું બધું મુશ્કેલ હોય છે, તે કહી બતાવવાની જરૂર નથી.)"

આ પ્રમાણે તેઓ પોતાની છાપેલી પ્રતની પ્રસ્તાવનામાં જણાવે છે જે ઉપરથી લાગે છે કે:—"મૂર્ત્તિવિષયક પાઠો ફેરવતાં, બીજા સામાન્ય પાઠોમાં પણ ફેરફાર કરવામાં એમણે કેમ લ્હાવો માન્યો ન હોય!" આવા પાઠો કેટલા દેખાડવા? અને કેટલા દેખાડી શકાય તે વાંચક સ્વયં વિચારી લેશે.

"ઢુંઢીઆઓથી થયેલા મૂર્ત્તિપૂજાદિકના પાઠફેરો વિશેષ જણાયાથી તેની વિશેષ ખાત્રી માટે બીજી પ્રતો જડી આવે તો ઠીક થાય" એમ જણાયાથી ફરી તપાસ ચાલુ કરી તો નીચે પ્રમાણે ત્રણ પ્રતિઓ હાથ લાગી જે માટે તે ધણીઓનો અમો અંતઃકરણથી આભાર સ્વીકારીયે છિયે.

(૧–૨–૩) મુનિરાજ શ્રીવલ્લભવિજય મારફતે શ્રીઆત્માનંદ જૈન સેંટ્રલ લાયબ્રેરી અમૃતસરમાંથી અસલ રીતિનો ગુટકો તેમજ શહેર ગુજરાંવાલા અને રામનગર એમ બે જ્ઞાનભંડારોની.

આ પ્રતો આવ્યા પછી અમારી છપાવેલ પ્રતિ સાથે મૂર્ત્તિપૂજાદિ વિષયોના પાઠ તપાસતાં અમારી છપાવેલ પ્રતિ પ્રમાણે બરોબર મળી રહ્યા હતા. તેથી તે વિષે અત્રે કાંઈ વિશેષ કહેવું દુરસ્ત ધાર્યું નથી. તથાપિ એટલું તો ખરૂંજ કે તે પ્રતોમાં લિખારીભેદ, લિપિભેદ, અને હ્રસ્વ દીર્ઘનો સામાન્ય ભેદ આ પ્રમાણે હતો, જેના થોડા નમૂના વાંચકોની જાણ માટે ટાંકીશું. આથી એમ તો નહિજ મનાય કે "આ પાઠો અમારી છપાવેલ પ્રતિના પાઠો સાથે મળતા થતા નથી. !"

શ્રીઆત્માનંદ જૈનલાયબ્રેરીની અને અમારી પ્રતની સરખામણીઃ

C. પાના ૩૧૩. ઢાલ ૫૫. ગાથા ૯.

D. મેરૂ આદિના ચૈત્યનૈ, ત્રિસંધિઈ સુજુહારઈં;
ગગનગતી સીતા ધરૈ, ભક્ષ્યનૈ પાવ ધારૈ.

C. પાના ૩૩૫. દુહો. ગાથા ૫.

D. આયોધ્યા ઉદ્યાનમૈ, ઋષિપ્રતિમા પ્રતપન્ન.
રાક્ષસના ઉપસગ્ગર્થી, નિશ્ચલ રાખ્યો મન્ન.

C. પાના ૩૩૫. દુહો. ગાથા ૭.

D. અવસર દેષી ધીજનો, દેવદયા પ્રતિ પ્રાંહિ;
હરિજી રામસું વિનવૈ, જોર વહૈ જગમાંહિ.

C. પાના ૩૪૫. ઢાલ ૫૯. ગાથા ૧૮.

D. જાતી સુમરણ પામિ, તાંમ કરાવૈ દેહરો;
માંડે શ્રીજિનદેવ, કવરકરાવે સેહરો.

---

C. અમારી ગાથાઓ ફરી ટાંકી નથી. પત્ર ટાંક્યું છે તેથી ત્યાંજ જોવું.

D અમૃતસરની લાયબ્રેરીના ગુટકાના ઉતારા. જે અક્ષરોમાં તફાવત છે તે બ્લેક મૂકવામાં આવ્યા છે. બાકીની બે પ્રતોમાં પણ આ પ્રમાણે થોડો થોડો તફાવત છે.

C. પાના ૩૪૫. ઢાલ ૫૯. ગાથા ૨૨.
D. એમ કહૈ ઘર જાય, એટલૈં શેઠ પધારીયો;
દેવ જુહારણ કાજિ, પદ્મરૂચી ઉપગારીયો.
C. પાના ૩૪૭. ઢાલ ૫૯. ગાથા ૩૯.
D. સા જોવનવય પાય, ઈક દિન ગઇ ઉદ્યાન વે;
પ્રતમાંનો પ્રતપન્ન, સાધુ રહ્યો સુભધ્યાન વે.
C. પાના ૩૫૦, ઢાલ ૫૯. ગાથા ૭૫.
D. શ્રાવકના વ્રત પાલ, પૂજા દેવ ત્રિકાલ વે;
સંતી સહોદર એહ, ભામંડલ ભોપાલ વે.
ઇત્યાદિ, ઇત્યાદિ, ઇત્યાદિ

આવા આવા સામાન્ય પાઠભેદો તો અમારી, ઢુંઢીઆવાળી એ, અને ત્યાર પછી મળેલી ત્રણ હસ્તલિખિતમાં ઘણાએ છે! કે જેવા પાઠભેદો કોઈ પણ ગ્રન્થની ગમે તેટલી પ્રતિ એકત્ર કરીએ તો તેમાં પણ જોવામાં આવશેજ! આ ખુબી માત્ર આ ભાષાનીજ છે કે જે ભાષા ઘણા દેશોમાં ઘણા પ્રકારથી ઉચ્ચારાય છે, ઘણી ભાષાઓનું જોડાણ થાય છે, અને લહિયાઓ લખતી વખતે બેધ્યાન રહે છે, ઈત્યાદિ તેનાં કારણો છે. અનુભવી સહેજે કળી શકે તેવું છે.

આ વિના અમારી પ્રતમાં બીજી પ્રતો કરતાં પ્રક્ષેપ દોહા, ઢાલ, ગાહા, અને સવૈયા વગેરે ઘણા વધારે છે, કે જે બીજી કોઇ પ્રતોમાં જોવામાં આવ્યા નથી. આવી પ્રક્ષેપ ગાથાઓ મોટે ભાગે નીચે નોટમાં આપેલી છે, તથા જ્યાં જ્યાં વચે વચે ચાલુ પંક્તિઓમાં પ્રતની અંદર લખાયેલી હતી ત્યાં ત્યાં વચે વચે તેજ પ્રમાણે છપાવેલી છે. આ પ્રક્ષેપ ઢાલો મોટા ભાગની હિન્દીભાષામાં લખાયેલી છે. પરંતુ H દિલગીરીસહ જણાવવું પડે છે કે શોધ–

નકલ **શ્રી૦ રતનસી નેણસી ઠુમરાકરને** સોંપવામાં આવેલું હોવાથી તેઓએ તે ગાથાઓ કયા કયા પાઠો સાથે સંબંધ ધરાવતી છે તે તપાસી તે જગોપર તેનાં ચિન્હો આપવાં જોઇએ તે તરફ, તથા બીજી કેટલીક ભૂલો તરફ દુર્લક્ષ રાખેલું હોવાથી ભૂલો વધુ દૃગ્ગોચર થઈ છે. આમ થવાનું કારણ એજ અનુમાનાય છે કેઃ—

"ગૂજરાતીભાષાનું અસ્તવ્યસ્તપણું, પ્રુફ રિડરોની અછત, પ્રુફો તપાસવામાં વિચાર કરવાની ઓછાશ, અને પારમાર્થિકકાર્યકારોનો અભાવ" એ વિના બીજું શું હોય ? જૈન અને અન્ય રામાયણમાં શું તફાવત છે, તફાવત કેમ પડયો છે, રામચંદ્રના સમય બાબે પણ મોટું અંતર કેમ છે ? અને સનાતનીઓ તથા આર્યસમાજીઓ કેઈ કેઇ દૃષ્ટિથી ભિન્ન છે, ઈત્યાદિ વિષયોપર મુખબન્ધમાં ઉહાપોહ કરવાની ખાસ ઇચ્છા હતી, પરન્તુ ઢુંઢીઆઓએ ફેરવેલા પાઠોના ખુલાસામાં ઘણો સમય લાગી જવાથી, આ દિશામાં કાર્ય કરવા પ્રકૃતિ ચાલી શકી નહિ ! કે જેની ખાસ જરૂર હતી !

કાવ્યમાં જણાતી પાદની અપૂર્ણતા પૂરીને [ ] ( ) કૌંસમાં જણાવી છે. જયાં જણાવવાને શકિત ચાલી શકી નથી, ત્યાં .................... આવા ટપકાંઓ મૂકી પાદ અપૂર્ણ રાખ્યાં છે. કેટલેક સ્થળે મૂળપ્રતિમાં એક પાઠ હોય, તે પાઠ અથવા અક્ષર અયોગ્ય જણાયાથી

---

H 'મુખબંધમાં ચર્ચેલો એક પણ પાઠ પ્રક્ષિત્પ નથી,' એ વાત જણાવવાની જરૂર છે. તે પાઠો તો મળી આવેલી બીજી ત્રણે પ્રતોમાંએ છે. શિવાય કે ઢુંઢીઆઓની પ્રતોમાંજ નથી. અમારામાં જે પ્રક્ષિપ્ત પાઠો છે તે નીચે નોટમાં આપેલાં છે, અને જયાં જયાં વચ્ચે આવેલાં છે તેનો કોઠો અગાડી જૂદો આપ્યો છે.

નવો પાઠ તથા અક્ષર ગોઠવી, તે જૂના અક્ષર અને પાઠને બાજુમાં ( ) કૌંસમાં કાયમ રાખ્યો છે. કેટલેક ઠેકાણે એવું પણ બની ગયું છે કે તે પાઠ ચાલુમાંજ રહી નવો ઠીક લાગતો પાઠ કૌંસમાં આવી ગયો છે. બન્ને પાઠ કાયમ રાખવાનું કારણ એજ કે કોઈ પ્રયોગથી જૂના પાઠનો પણ અર્થ બંધ બેસી શકતો હોય ! આ કાવ્યને સસ્તાં સાહિત્યરૂપે બહાર પાડવા માટે, –"શેઠ દેવચંદ લાલભાઈ જૈનપુસ્તકોદ્ધારકોશાગારમાંથી" મુદ્રિત કરવામાં આવેલ છે.

રાવબહાદૂર કાંટાવાળાએ 'જૈન સાહિત્યની પ્રસિદ્ધિ' વિષયક લેખ મોકલવા મહેરબાની કરી તે બદલ અમો તેઓના આભારી છિયે.

સાક્ષરશિરોમણિ શ્રીમાન્ આનંદસાગરગણિના ઉપદેશથી આ કોશની સ્થાપના થયેલી હોવાથી તેઓનું નામ ચિરંજીવ રાખવાના ઈરાદાસહ આવા કાવ્યોના સંગ્રહનું નામ "શ્રીઆનંદકાવ્યમહોદધિ" રાખવામાં આવ્યું છે.

અંતમાં હું તેઓનો ઉપકાર માનું છું, કે જેઓએ મને આ કાવ્ય બહાર પાડવામાં મદદ આપી છે.

શાસ્ત્રવિશારદજૈનાચાર્ય શ્રીબુદ્ધિસાગરસૂરિ,

મુનિ શ્રીઅજિતસાગર,

તથા શા૦ રતનસી નેણસી દુમરાકર.

લેમિંગ્ટન રોડ; ચોપાટી,
મુંબઈ ૬–૭–૧૯૧૪.
ચૌમાસી ચૌદશ, ૧૯૭૦.

**જીવણચંદ સાકરચંદ ઝવેરી.**
સંશોધન અને સંગ્રહકર્ત્તા.

श्रीकृष्णाराध्याय नमः

# ગ્રન્થકાર અને ગ્રન્થવિવેચન.

આ રામયશોરસાયનરાસ, 'બીજામતી' અર્થાત્ 'વિજામતી' **મુનિશ્રીકેશરાજે** સંવત્ ૧૬૮૩ માં, **અંતરપુરમાં*** ચાતુર્માસ રહીને રચ્યો છે. વિજામત, એ જૈનોના શ્વેતામ્બરોમાંનો એક પરમમૂર્ત્તિપૂજક સમુદાય છે. એની ઉત્પત્તિ સં ૧૫૭૦ માં 'બીજાઋષિ' અર્થાત્ 'વિજાઋષિથી' થઈ હતી; જેને તેના વંશજો '**વિજયઋષિ**' અને 'બીજામતને' '**વિજયગચ્છ,**' એ નામથી ઓળખે--ઓળખાવે છે. આપણે પણ તેમને 'વિજયઋષિ' અને 'વિજયગચ્છ' એ નામથીજ ઓળખીશું. **શ્રીવિજયઋષિથી** વિજયગચ્છ ચાલવાનું ખરૂં કારણ મારા જાણવામાં આવ્યું નથી. પરન્તુ તેઓ વિજયગચ્છીય થયા પહેલાં 'લુંપકમતને' અવલંબી રહેલા હતા, એવું, શ્રીજૈનતત્ત્વાદર્શ ઉપરથી જણાય છે. જુઓ,

શ્રીજૈનતત્ત્વાદર્શ. હિન્દીભાષાગ્રન્થ પૃષ્ઠ ૫૮૩, પંક્તિ ૧૯ થી ૨૧ માં તેનાં કર્ત્તા આ મુજબ જણાવે છેઃ-

"संवत् १५७० में लुंकामतसें निकलकें बीजानामा बेषधरने, बीजामत चलाया, जिसकों लोक विजयगच्छ कहते हैं."

*અંતરપુર કયું અને કયાં આવ્યું તે હું મેળવી શકયો નથી. પરંતુ એમ અનુમાન થાય છે કે પ્રાયે તે કોટા તરફ અથવા માળવા પ્રદેશની આજુબાજુ હશે, કારણ કે રાસની ઘણી ખરી ભાષા માળવદેશને અનુસરતી છે.

આ ઉપરથી નિર્વિવાદ સાબીત થાય છે કે **શ્રીવિજયઋષિએ** *લુંપકમાંથી નીકળી કોઈ સાધુ હસ્તે ફરી દીક્ષિત ન થતાં, સ્વયં સ્વહસ્તેજ **વિજયગચ્છને** સ્થાપિત કર્યો. અર્થાત્ ઋષિનામને અનુસરીને ગચ્છનું નામ પણ તેમના નામેનામ પ્રચલિત થયું. ઉપર કહ્યું છે કે—"શ્રીવિજયઋષિથી વિજયગચ્છ ચાલવાનું ખરૂં કારણ મારા જાણવામાં આવ્યું નથી" તેની મતલબ એ છે કે, જ્યારે તેઓશ્રીએ લુંપકમતને છોડી મૂર્ત્તિપૂજકપંથને આદર્યો તો પછી તે પંથના હરકોઈ સમુદાયમાં દીક્ષિત ન થતાં પૃથક ગચ્છનાયક બનવાનું કારણ શું? આ કારણ ખોળી કાઢવા કેટલોક પ્રયાસ કર્યો પણ તે પ્રયાસમાં સફળ નિવડયો નહિ. પૃથક્ગચ્છ ચલાવવાનું કારણ હું આ પ્રમાણે ધારૂં છું:—

**શ્રીવિજયઋષિએ** લુંપકમાંથી નીકળતી વખતે તે મતના ગુરૂનો પોતા ઉપર પરમ ઉપકાર હોવાને લીધે, અથવા તો તે ગુરૂ ઉપર પોતાની પરમપૂજ્ય બુદ્ધિ હોવાને લીધે એમ વિચાર્યું હોય કે "વખતો વખત ફરી નવા ગુરૂ કરવા ના જોઇએ." (૧) વળી એ પણ સંભવિત છે કે સ્વયં બુદ્ધિશાળી હોઇ સમુદાયમાં બહુ માનનીય ગણાતા હોય તે કારણથી એવો વિચાર ઉદ્દભવ્યો હોય કે "મારે પોતાને હવે ગુરૂ સ્થાપવાની ખાસ અગત્ય નથી. હું સ્વયં પણ નિભાવી શકીશ." આવો વિચાર થયો હોય અને

---

* પ્રતિમા નહિ માનવાવાળા લોંકામતિ અર્થાત્ લુંપકમતિ સંવત્ ૧૫૩૪ (પાઠાંતરે ૧૫૩૨) માં થયા છે. લોંકાઓમાં ગુજરાતીલોંકા, અને નાગોરીલોંકા, બે ભેદ છે. નાગોરીલોંકા પ્રતિમાને પૂજે છે, અને ગુજરાતીલોંકા તેમ કરતા નથી પરંતુ હાલ કેટલાકો તેમાં પણ તેમ કરે છે ખરા.

તેથી પણ સ્વયં ગચ્છનાયક બન્યા હોય તો તે બનવા યોગ્ય છે. (૨)*

આ પ્રમાણે શ્રીવિજયઋષિ માટે ખરૂં કારણ શું છે તે જ્ઞાની જાણે! આ માત્ર કલ્પના છે! રાસકાર સૂધીની શ્રીવિજયગચ્છની પરંપરા રાસકારે આ પ્રમાણે બતાવી છે. ૧

શ્રીવિજયઋષિ. ગચ્છપ્રવર્ત્તક, સં૦ ૧૫૭૦.
શ્રીધર્મમુનિ.
શ્રીક્ષેમસાગર.
શ્રીપદ્મમુનિ.
શ્રીગુણસાગર.
શ્રીકેશરાજઋષિ રાસકાર, સં૦ ૧૬૮૩.

રાસકાર શ્રીકેશરાજમુનિ માટે આથી વિશેષ કાંઈ પણ જાણવાનું બની શક્યું નથી, તેથી રાસકારના સમયના અને ગચ્છપ્રવર્તકના સમયના અન્ય ગચ્છોના ભાષાપોષક

---

* આવો પ્રકાર જૈનમતને બિલકુલ સમ્મત નથી. જૈનસિદ્ધાન્તનું સ્પષ્ટ ફરમાન છે કે સાધુઓને ગુરૂ હોવાજ જોઇએ. ગુરૂ વિના સાધુપણું અંગીકાર કરી શકાયજ નહિ.

નિર્યુક્તિકાર લખે છે કેઃ–'न हुंति सीसा असीसस्स' જે પોતે શિષ્ય ન થાય તેને શિષ્યો ન હોય! તેમજ છેદોપસ્થાપનીયચારિત્ર વગર ચરમતીર્થંકર શ્રીમહાવીરના શાસનમાં પર્યાય ગણાયજ નહિ!

૧ રાસકાર પોતે આટલુંજ જણાવતા હોવાથી મેં પણ વિજયઋષિથીજ પરંપરા દાખવી છે. પાછળથી તેઓશ્રીના વંશજો સાથે પત્રવ્યવહાર થવાથી તેઓએ પોતાનો ગચ્છ પ્રાચીન છે એમ સૂચવ્યું તેથી મેં તેઓના આવેલા પત્રો આગળ ચાલતાં ટાંકી બતાવ્યા છે. તેઓએ તે બાબે પોતાની પટ્ટાવલિ પણ જોવા મોકલવા ખુશી દર્શાવેલ છે. અન્યત્ર તપાસ કરતાં ઉપર બતાવેલીજ બીના મને પ્રાપ્ત થયેલી હોવાથી તે બંને બીનાઓ અત્રે જણાવીશ.

કવિયો કોણ કોણ હતા, તે જરા વિસ્તારથી જણાવીશ તો અન્ય શોધકો રાસકારના ચરિત્ર ઉપર વિચાર કરી કાંઈક નવીન બહાર પાડી શકશે !

ગચ્છપ્રવર્તકના સમકાલિન કવિઓ.

| નામ. | ગચ્છ. | સંવત્. | કઈ કૃતિ. |
|---|---|---|---|
| શ્રીક્ષમાકલ્યાણ (?) | ખરતરગચ્છ | સં૦ ૧૫૬૦ લગભગ. | સુદર્શનશેઠરાસ. |
| શ્રીલાવણ્યસમય (?) | તપગચ્છ | ૧૫૭૦ લગભગ. | ગૌતમસ્વામી, ગૌતમપૃચ્છા. |
| શ્રીશુભવર્ધનશિષ્ય | ,, | ૧૫૭૦ | ગજકુમાર. |
| શ્રીસહજસુન્દર | ,, | ૧૫૭૫–૮૦ | સ્થૂલિભદ્ર, પરદેશીરાજા, સાધુગુણમાળા. |

રાસકારના સમકાલિન કવિઓ.

| | | | |
|---|---|---|---|
| શ્રીજિનસિંહસૂરિ | ખરતર. | ૧૬૨૩ થી ૭૪ | (ગચ્છનાયક, ૬૨મા પટ્ટધર) |
| શ્રીમતિસાર | ,, | ૧૬૭૮ | શાલિભદ્ર. |
| શ્રીપુણ્યકીર્ત્તિ | ,, | ૧૬૮૮ | રૂપસેનમુનિરાસ, ધર્માચરિત્ર, |
| શ્રીસમયસુન્દર | ,, | ૧૬૮૬ | ગૌતમપૃચ્છા, નળદમયંતી. |
| શ્રીવિજયાનંદસૂરિ, | તપગચ્છ. | ૧૬૫૧થી ૧૭૧૧ | (ગચ્છનાયક.) |
| શ્રીજયવિજયગણિ. | ,, | ૧૬૮૦ | કલ્યાણવિજયગણિરાસ. |
| ઋષભદાસ | ,, | ૧૬૮૦ | ભરતબાહુબલી, વિશસ્થાનક-રાસ. |
| શ્રીજિનોદય | ,, | ૧૬૮૦ | હંસરાજ–વચ્છરાજ. |
| સકળચન્દ્રજી | ,, | ૧૬૮૫ | બારભાવના, મૃગાવતી. |
| શ્રીદર્શનવિજય અથવા શ્રીદર્શવિજય | ,, | ૧૬૮૫ | પ્રેમલાલચ્છી. |

| | | | |
|---|---|---|---|
| શ્રીચંદ્રકીર્તિ | ,, | ૧૬૮૯ | મૃગાવતી. |
| શ્રીપુણ્યસાગર | ,, | ૧૬૮૯ | અંજનાસતી. |

**શ્રીવિજયગચ્છીય** રાસકારના વંશજો આજ પણ હયાત છે. તેઓમાંના શ્રીપૂજ્યોની ગાદી કોટાગામમાં (બુંદીકોટા) આવેલી છે. હાલ ગાદીપર **શ્રીશાંતિસાગર-સૂરિના** શિષ્ય **શ્રીઉદયસાગર** સૂરિ, અને તેના શિષ્ય **શ્રીજિનસુમતિસાગરસૂરિ** વિદ્યમાન છે. આ પ્રસંગે દ્વેષ, વા રાગ બુદ્ધિથી નહિ, પણ, સત્ય વસ્તુ શી છે તે બહાર આણવા ખાતર એટલું તો કહેવુંજ પડશે કે રાસકારના વંશજો આજ જે છે તે સંવેગરંગથી રંગાયેલા સાધુ, યતિ, મુનિ વા ઋષિ નથી.—

(જૈનોના શ્વેતાંબરમૂર્તિપૂજકપંથમાં, આધુનિક બે પ્રકારના જૂદા જૂદા રંગના વસ્ત્રધારક સાધુઓ છે. જો કે આ બન્ને જણાઓ શ્વેતામ્બરીજ કહેવાય છે, છતાં ભેદ આ મુજબ છે.–(૧) જે સંવેગી સાધુ હોય છે તે પીત–પીળા રંગના વસ્ત્ર ધારણ કરે છે. અને તે પરમનિર્લોભી, ત્યાગી, પાદવિહારી અને સ્વપરને સંસારચક્રમાથી મુક્ત કરવા હરહમેશ તત્પર અને ઉદ્યમશાલી હોય છે. તેના અધિપતિઓ આચાર્ય=ઉપાધ્યાય વગેરે નામથી અને સામાન્ય ગણ સંવેગી અથવા સાધુના ઉપનામથી ઓળખાય છે. આ સમૂહ હાલ સર્વત્ર આદર પામતો સમૂહ છે. (૨) બીજો શ્વેત વસ્ત્ર ધારણ કરનાર વર્ગ છે. જેના આચાર્યો વા સૂરિ 'શ્રીપૂજ્ય'ના નામથી, તથા સામાન્યગણ યતિ; જતિ; અને ગોરજીના નામથી ઓળખાય છે. આ લોકો નિર્લોભી, ત્યાગી, અને પાદવિહારી હોતા નથી. એમનામાંના ઘણા વૈદક અને જ્યોતિષનું બહુ ઉત્તમ જ્ઞાન ધરાવનારા હોવાથી કંઇક તે ધંધાપર પણ ઉતરી પડેલા જોવામાં આવે છે.

ને શિવાય આચાર્યો પાસે દિવાન, મુનિમ, નોકરનફર, અને સારી જાગીરો કે ગામો હોય છે. જો કે અસલમા તમામ સાધુએ શ્વેત વસ્ત્રોજ ધરતા હતા, પણ લગભગ વિક્રમના ૧૭-૧૮મા સૈકામાં રાજારજવાડા, તેમજ બાદશાહો તરફથી સારૂં સન્માન પામી, ઘણાઓને તેઓ તરફથી જાગીરો, હાથી ઘોડા અને શિબિકા વિગેરે મળવાથી તેનો ઉપભોગ કરવા લાગ્યા. આવું કેટલોક સમય ચાલવાથી તેઓના વંશજો ધીરે ધીરે લોલુપી થતા ગયા. "ભવિષ્યમાં આમ ચાલે તો ધર્મનાયકોની કનિષ્ટ દશા થયા વિના રહે નહિ" એમ મહાપુરૂષોને દેખાવા લાગ્યું. આ ઉપરથી વિક્રમના ૧૮મા સૈકામાં **પંન્યાસ શ્રીસત્યવિજય, મહોપાધ્યાય શ્રીયશોવિજય, મહાત્મા શ્રીભોજસાગર, શ્રીજ્ઞાનવિમલસૂરિ,** અને એવાજ અન્ય ઘણા મહત્ પુરૂષોએ એકત્ર થઇ પરિષદ્ ભરી ક્રિયા-ઉદ્ધાર કરવાનો વિચાર ચલાવ્યો. તેની સાથે બીજા પણ ઘણા સાધુઓ એકત્ર થયા પરિગ્રહાદિ પાસે નહિ રાખવા વગેરેના સખ્ત નિયમ ઉપર કટિબદ્ધ થઇ ઘણાઓ અલગ થયા અને તેમાં તે વખતે વિદ્યમાન **શ્રીવિજયસિંહસૂરિએ** સંમતિ આપી, ત્યારથી આ વર્ગ સંવેગી સાધુને નામે ઓળખાવા લાગ્યો. પણ શ્રીઆચાર્યે ઉદ્ધાર ન કર્યો અને બીજાઓએજ કર્યો તેથી આખો ગણ સુધર્યો નહિ, બે ભેદ પડયા. આ ભેદ 'સામાન્યચક્ષુદૃષ્ટિથી તુરત ઓળખાઇ આવે એવા પ્રકારનો વેશમાં કોઇ ભેદ હોવો જોઇએ' એમ વિચાર કરીને તે વખતથી સંવેગી સાધુઓએ પોતાના શ્વેત કપડાને કાથાચૂનાના રંગથી રંગી પીત બનાવી પીળાં વસ્ત્ર ધારણ કરવા માંડયા. ક્રિયોદ્ધારકોની ઓળખાણસારૂ માત્ર રંગભેદ કરવો પડયો. આ ઉપરથી શ્રીપૂજ્યોએ અને ગોરજીઓએ માઠું લગાડવાનું નથી. તેમના વસ્ત્ર શ્વેત હોવા છતાં પણ તેઓ ત્યાગી, વિરાગી મહાપુરૂષો હોય તો તેમને માનવામાં મને કશી હરકત નથી. પણ મારા

જાણવા પ્રમાણે તેની સ્થિતિ બહુ ઓછી છે. સંવેગી-પીત વસ્ત્રીઓ પણ મૂળમાં હતા તેવાને તેવા રહ્યા નથી. તેમનાપર પણ ૨૦ મી સદીએ પોતાનો પડછાયો ધીમે ધીમે પાડવો શરૂ કર્યો છે તો તેમણે એ પાશમાંથી બચી જવા વિશેષ ઉદ્યમશાળી થવાની જરૂર છે. વિષયાન્તર માટે વાચકની ક્ષમા ! )—

તેઓશ્રી શ્વેત વસ્ત્રધારી યતિ-જતિ પણામાં બિરાજમાન છે*. ગાદીપતિ **શ્રીજિનસુમતિસાગરસૂરિને** જી પોતાના એક ભાઈ શ્રીમગનલાલજતિજી સાથે કંઇ વાંધો પડયાનું મેં સાંભળ્યું છે. "આ શ્રીસૂરિને **કોટા**ગામમાં સારી આવકવાળી કેટલીક જાગીર-મિલ્કત છે, પરંતુ માંહોમાંહે વિવાદ થવાથી ત્યાંના દરબારને વચમાં પડવાની જરૂરિયાત લાગવાથી હાલમાં તેમ થયું છે" એમ પણ સાંભળ્યું છે.

શ્રીરાસકારના વંશજો હયાત છે, તેમજ તેમની પાસે સારો પુસ્તક ભંડાર પણ છે એવી ખબર મળવાથી શ્રીરાસકારમાટે વધુ માહિતી મેળવવા, અને રાસકારના અન્યગ્રન્થો હોય તો તે પણ પ્રસિદ્ધિમાં આણી શકાશે તથા એ વંશનો ઇતિહાસ પણ પ્રસિદ્ધ થઈ શકશે, એવું બતાવનારો એક પત્ર મેં ચાલુ સાલના એપ્રિલ માસમાં પૂનેથી સૂરિશ્રીને લખ્યો હતો, અને તેઓશ્રી પાસે જે જે કાંઈ બીના હોય તે તે જણાવવા માટે વિનતિ કરી હતી. પરન્તુ ખેદ

* યતિ, જતિ, સાધુ, મુનિ, ગોરજી, ત્યાગી, ઋષિ, સાંઇ, અને મહંત વગેરેમાં મૂળગુણ તરફ જોતાં કોઈ પણ ભેદ નથી. માત્ર હાલમાં શ્વેતપીત વસ્ત્રધારીઓ કયા કયા ઉપનામથી ઓળખાય છે તે જણાવવાજ આ બાબુ કરવાની જરૂર લાગી છે.

થાય છે કે તેઓશ્રી તરફથી કેટલોક વખત વ્યતિત થયો છતાં કાંઈ પણ ઉત્તર મલ્યું નહિ ! ત્યાર પછી મેં એક બીજું પત્ર મહાબળેશ્વરથી તા૦ ૧૭-૫-૧૪ રવિવારે લખ્યું, જે માટે પણ થોડો વખત તેમજ થયું. આથી નિરૂપાયે, આ પ્રકારે હું કર્ત્તાની જીવની યોજી શકયો. પાછલથી કેટલોક વખત વિત્યા પછી સૂરિશ્રીનું પત્ર આવ્યું જેમાં તેઓએ "અમારો ગચ્છ પ્રાચીન છે," ઈત્યાદિ જણાવ્યું. મારી તપાસમાં તો મને જણાયું તે પ્રમાણે મેં જીવનીની સંકલના યોજી છે. સૂરિશ્રીના તરફથી તો જે બીના મળી તે બીજા તરફથી મળેલી અને જણાયેલી બીના કરતાં જૂદી પડતી હોવાથી 'તેઓશ્રીના આવેલા પત્રોજ અહિં ટાંકવા' એ મેં ઠીક ધાર્યું છે.

॥ श्री ॥ ता. ६-६-१४ई.

स्वस्ति श्रीपार्श्वजिनं प्रणम्य श्रीमत् कोटानगरात् लिखायतं भट्टारक श्रीपूज्यश्रीजिनसुमतिसागरसूरिभिः समस्त सुनिमंडलीकेन बंबई महासुभस्थाने + + + + × × श्रावक × × जीवनचंद साकरचंद योग्य धर्मलाभ वंचना अत्र कुशलं तत्रास्तु अप्रंच × पत्र २ आये × × × हमारी तबीय(त) ठीक न होनेसे जूवाबमें देर हुवा × केशवजीके* वारेमें लिखा सो ठीक है

*આંહી શ્રીપૂજ્યજી શ્રીકેશરાજને બદલે કેશવજી સમજેલા હોવાથી કેશવજીને લગતી બધી હકીકત લખાઈ આવી, પરંતુ તે અત્રે કાંઈ ઉપયોગી ન હોવાથી ટાંકી નથી. આનો ખુલાસો પણ શ્રીપૂજ્યજીએ પોતાના બીજા પત્રમાં કરી આપ્યો છે કે કેશવજી અમારા ગચ્છના નથી, જેથી તે વાત પડી મૂકી છે.

\+ + + + + +
\+ + + + + +

और × लिखाके ' विजयगच्छको इधरके लोग ढुंढियागच्छ कहतें हैं ' सो कहनेवालेकी भूल है क्योंके ढुंढियोका प्रचार सं. १५ से या १७ से (में) हुवा है ओर लुंकाजीसे चला है और विजयगच्छ तो कोटिगणसे निकला है चंद्र साखा है प्रश्न वाहन कुल है जब कोटीगणसे चार साखा निकली उसी चारमें चंद्र साखा भी है उस वख्त इस गच्छका नाम मलधारगच्छ पडा बादको श्रीहेमाचार्यजीमहाराजने अमावसकी पूनम करी तबसे मलधारपुनमियागच्छ कहा जाने लगा बादको सं० १५२५ के करीब विजयराजसूरिजीने कुंभलगढमें कुंभाराणाके सामने चोथकी संवच्छरी बंद कर पंचमीकी स्थापन करी इसका खरतरगच्छवा-लोंसे विवाद हुवा महाराजकी जीत हूई तब कुंभारानाजीने कहा के आप सदा जीतनेवाले हो (!) आप विजयकरनेवाले हो (!) तबसे मेवाडमें ५ मीकी संवच्छरी कायम करी चोथकी बंद करी और जबीसे विजेगच्छ येसा नाम जारी हुवा (!) इसतरे विजयगच्छकी उत्पत्ति हैगी और करीब ७२ बहत्तर पाट हो चुके आखिरी, में हुं सो नाम आप जानते है और गिनति अच्छीतरे पट्टावलीमें देखके लिखेंगे या आप लिखें तो पट्टा-वली भेजदेवें सो देख लेना और हमारे यहां भंडारमें अच्छी अच्छी पुस्तकें हैं सो आपको छापना हो तो येक जना यहां चला आवे तो देखके जरू-रतकी समझके छापनेको ले जावें × × × ×

× × × × × × × × ×

और बहोत सबूत इसके है के ये गच्छ ढुंढियागच्छ नहीं हो सक्ता है (!)

× × × × × ×

सिद्धपुर पट्टनमें हेमाचार्यजीकाभंडार है सो आजतक नहीं खुला (!) बीना मेरे खुलेगा नहीं

\+ + + + + +

\+ + + + + +

विजयगच्छके अभयदेवसूरिका रचा हुवा पांडवचरीत्र पद्य बहोत रमणीक है उसे छापके प्रसिद्ध करनेसे बहोत लाभ होगा (!) × ×

\+ + + + + +

\+ + + + + +

द:खुद श्रीपूज्यजीका

॥ श्री ॥ ता. ७–७–१४ई.

स्वस्ति श्रीपार्श्वजिनं प्रणम्य श्रीमत् कोटानगरात् लिखायतं भट्टारक श्रीपूज्यश्रीजिनसुमतिसागरसूरिभिः केन मुंबई × × × × × × × श्रावक × × जीवनचंद साकरचंद योग्य धर्मलाभ वंचना × × × × × × अप्रंच × पत्र मिला × × × × × × रासका अन्तिम ‡ लिखा उसे देखकर और पट्टावलीको देखा सो पूर्णरूपसे मिला दर असलमें केशराजजी हमारे गच्छमें केही यती हैं इसमे कोइ तरेकी संकास्पद नहीं है क्यों के केशराजजीने स्वयं रासके अंतमे खुलासा कर दिया है और साफ लिख दिया है के विजयसूरि धर्मसूरि क्षमासागरसूरि पद्मसागरसूरि गुणसागरसूरिजी, तो केशराजजी विजयगच्छ लिखा सो पहले विजयगच्छका नाम न था किन्तु मलधारपुनामिया था (!) सो उनोंने उस नामको न लिखते हुवे विजयगच्छ लिखा सो साथमेंही इस वातकोभी जाहर कर दिया है के विजयगच्छ किससे और कब हुवा (!)

---

‡ ત્યાંથી શ્રીકેશરાજજીને બદલે કેશવજીની બીના આવવાથી રાસની અંતિમ પ્રશસ્તિ તથા બીજો થોડોક ભાગ જોવા માટે અમારા તરફથી મોકલાવી પૂછાવવામાં આવ્યું હતું, કે "આ શ્રીકેશરાજજી આપના ગચ્છના છે કે બીજા" તેના ઉત્તરમાં આ પત્ર આવેલો છે.

सो विक्रम सं० १५२५ में विजयसूरि पाट विराजके कुंमलगढमें कुंमा-राणाजीसें विजयगच्छ इसका नाम पडा (!) इसीसें केशराज 'विजयरिषि-राजा' येसा पद दिया है इस पदसे साफ जाहर है की विजयसूरिजीसे विजयगच्छ नाम हुवा आगे धर्मसूरि आदीका पाटपरंपरा नाम दिया मगर केशराजजी गुणसागरसूरिजी महाराजके शीष्य थे ( ! ) + + + + + + + + + वस (!) आप पुस्तकमें इसी तरें छापदेवें इसमें जरा शंका न करें (!) हमनें ये वात पट्टावली और रासको मिलानेपर मिला जब लिखा है और + लिखाके 'विजयगच्छ स० १५७० में हुवा' सो ठिक है उपर लिखी वातसे आपका लेख सिद्धहै परंतु विजयगच्छ कोइ नया गच्छ न मानीयेगा (!) किंतु पूनामियागछकोही विजयगच्छ कहते हय (!) इसका खुलासा पहेलेभी लिखाथा और इस-मेंभी इसारा है खुलासा चाहो तो पट्टावालि भेज दुं उसमें देख लो हम तलास कर रहें हैं मगर अभीतक केशराजजीका जीवनचरित्र नहीं मिल-ता है न संवतही (!) वाकी + लिखाके 'विजयगच्छ दुसरा हुवा' सो भ्रम है विजयगच्छ येकही है और नहीं (!) इसे सही जानना + और बात पूंछना हो सो लिखियेगा मेरी बुद्धिके अनुसार लिखुंगा

\+ + + + + +

\+ + + + + +

द:खुद श्रीजीका छे

(ता० क०) और केशवजी दुसरे मालुम होते हैं न अपनें गछके होना पायाजाता है (!) वाकी थे यती (!) × × ×

આટલું વિવેચન કર્યાં છતાં, અને શ્રીજિનસુમતિસાગરજીએ 'વિજયગચ્છ પ્રતિમામાનનાર છે પણ ઢુંઢીઆઓની પેઠે પ્રતિમા ઉત્થાપક નથી' એમ જણાવ્યા છતાં, જિજ્ઞાસુઓને એને માટે પ્રાચીન પૂરાવાની જરૂર રહેશે, એમ જણાય છે ! કારણ શ્રીજિનસુમતિસાગરજીના જણાવવામાં કેટલોક ભાગ ઘણાઓના નહિ માનવામાં આવે તેવો છે, તેથી કેટલાકોને, તેઓના સમગ્રરૂપર વિશ્વાસ ન આવે એ સ્વાભાવિક છે. જ્યાંસૂધી તેવો વિશ્વાસ ન આવે ત્યાં સૂધી 'તેઓ–ગ્રન્થકાર, પ્રતિમાને માનનાર હતા, અને તીર્થોને માનનારા હતા તે વાત સાબીત થાય નહિ !' અને તે સાબીત ન થાય ત્યાં સુધી 'ઢુંઢકોએ, આ ગ્રન્થ છપાવતાં તેવા પાઠો કહાડી નાંખ્યાછે, કે ગ્રન્થકારે પોતેજ પ્રતિમાદિને માનનારા ન હોવાથી, ત્રિષષ્ટીચચરિત્રાદિમાં તેવો–પ્રતિમાદિનો અધિકાર છતાં, તે ઉપરથી આ રાસ બનાવતી વખતેજ તે અધિકારો કહાડીનેજ આ રાસ–ગ્રન્થ બનાવ્યો હોય અને અમને મળેલી પ્રતોમાં પ્રતિમાદિને માનનાર કોઈ મહાશયે કલ્પિત કરી લખ્યું હોય, એ બે તર્કોમાંથી કોઈ જાતનો નિર્ણય થાય નહિ !' તેમજ 'રાસકારના પૂર્વજોની પરંપરા લુંપક મતમાં છતાં તેમના અમુક ઋષિએ તે પરંપરા ખોટી ધારી, પ્રતિમાદિના અપલાપ વગેરેનું વર્ત્તન શાસ્ત્રવિરૂદ્ધ, અને અનુભવવિરૂદ્ધ છે એમ ધારી ત્યાગેલું છે તો પછી રાસકાર વિશેષે કરીને પ્રતિમાદિની વાત ઉલટી લાવેજ, પણ છોડી દેવાને તત્પર થાયજ નહિ!' એ તકરાર સમજાવવા માટે પણ રાસકારના સંપ્રદાયનું ટુંકું ચિત્ર, પ્રાચીનગ્રન્થમાંથી આપવું નિરૂપયોગી નથી.

श्रीप्रवचनपरीक्षायां श्रीधर्मसागरोपाध्यायविहितायां श्रीहीरसूरिप्रशस्तायां दशमे विश्रामे.

मूलम्—"विक्कमकाले सत्तरि अहिय पणरससयवरिसे"

व्याख्या–"विक्रमकालात् सप्तत्यधिकपञ्चदशशतसंवत्सरे–१५७०–वर्षे जातमिति" गाथार्थः ॥ १ ॥

અર્થાત્—બીજામતની ઉત્પત્તિ વિક્રમ સંવત્ ૧૫૭૦માં થયેલી છે. ૧

मूलम्—"लुंपगमयवेसहरो, तनओ नामेण आसि तस्सासो। बीजक्खो ...,
तेणवि अंगीकया पडिमा."

व्याख्या—"लुम्पकमतवेशधरः तनओ इति नाम्ना आसीत् तस्य शिष्यो बीजाख्यो बीजाइति नाम यस्य......जिनप्रतिमा अङ्गीकृता" इति-गाथार्थः ॥ २ ॥

અર્થાત્—લુમ્પકમતમાં વેષધારી 'તનય' નામના હતા. તેના 'બીજા' નામના શિષ્ય...........હતા. તેણે પણ પ્રતિમા અંગિકાર કરી. ૨

मूलम्—"सो उवएसासत्तो, भणई मुक्खोऽवि पुण्णिमापक्खं । पंचमीपज्जोसवणं, कुणंतु अम्हाण निस्साए."

व्याख्या—"स उपदेशाशक्त,... .....यदि समीहितं दत्थ तर्हि पूर्णिमापाक्षिकं, पञ्चमीपर्युषणं च अस्माकं निश्रया कुर्वन्तु ! इति बीजाख्यो भणितवान्" इतिगाथार्थः ॥ ५ ॥

અર્થાત્—તે બીજાઋષિ ઉપદેશ દેવા માટે અશક્ત છતાં તેની પાસે આવેલા લોકોને જણાવ્યું કે તમે મારી નિશ્રાએ–શ્રદ્ધાએ પૂર્ણિમા–પૂનમને દિવસે પખ્ખી, અને પાંચમને દિવસે સંવચ્છરી કરો. ૫

मूलम्—"वेसो लुंपगसरिसो, नवरं दंडेण होइ संजुत्तो"

व्याख्या—"वेषः पुनरस्य लुम्पकसदृशः ततो निर्गतत्वात् तदनुकारकृदेव नवरं दण्डेन संयुक्तो भवति." इति गाथार्थः ॥ ७ ॥

અર્થાત્—તેઓનો વેષ લુંપક (લૌંકા)ના જેવો હતો પણ તે વધારામાં દાંડો-દંડ રાખતા હતા. ૭

मूलम्—"सुअक्खित्तदेवयाईण थुइदाणनिसेहगो जओ एसो"

व्याख्या—"श्रुतक्षेत्रदेवतादिस्तुतिदाननिषेधकः" इतिगाथार्थः ॥ ८ ॥

અર્થાત્—શ્રુતદેવતા અને ક્ષેત્રદેવતા વગેરેની સ્તુતિ કરવાના નિષેધનાર હતા. ૮

(અર્થાત્—જેવી રીતે પૂર્ણિમાપક્ષનું ખંડન, પાંચમની સંવચ્છરીનું ખંડન, દેવતાની સ્તુતિના નિષેધનું ખંડન પૂર્વે કરાયું છે તે પ્રમાણે અત્રે પણ જાણી લેવું ! અત્રે તે વિષે ફરી વિવેચનની જરૂર જોતા નથી.)

અસ્તુ ! આટલા ઉપરથી વાંચકોના સમજવામાં આવી જશે કે-"રાસકાર પ્રતિમાને તો જરૂર માનવાવાળા હતા." ઢુંઢકોએ; પ્રતિમા વગેરેને ન માનવાને લીધેજ તે પાઠો કહાડી નાંખી સ્વમાન્યતા સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો હોય, એ શું સંભવિત નથી ?

વિજયગચ્છ, એ વિજામતનુંજ અપરનામ છે એવો પૂરાવો શ્રીજૈનતત્ત્વાદર્શનો, અને વિજામત 'વજાઋષિથી સં. ૧૫૭૦માં નીકલેલાનો આધાર શ્રીપ્રવચનપરીક્ષાનો આપ્યા છતાં એક મહાશયને શંકા છે કે "વિજયગચ્છ અને વિજામત એ બે જૂદા જૂદા સમ્પ્રદાયો છે પરંતુ બન્ને એક નથી." શંકાકાર મહાશય પૂરાવાઓ બતાવવાનું પૂછાવતાં જણાવે છે કે—"મેં પ્રાચીનપટ્ટાવલી જોઈ હતી, તેમાંથી તે બંને સમ્પ્રદાયો જૂદા હોવાનું મારી જાણમાં છે, પરંતુ તે પટ્ટાવલી કયાં જોઈ, કયાં છે, અને કયારે જોઈ

એ લક્ષમાં ન રહેવાથી તે વિગત પૂરાવા સહિત જણાવી શકતો નથી. માત્ર નીચેની શંકા ગ્રન્થકારના ચરિત્રભેળી રાખી મૂકશો તો કોઈ પ્રસંગે વધુ મેળવવા બની આવશે. આપ-શ્રીને અથવા કોઇને પણ ! ” શંકાઃ—

(૧) રાસકાર ‘ વિજયગચ્છ ’ લખે છે એમાં ‘ બીજામતનો’ ‘ વિજયગચ્છ ’ શબ્દ કેવી રીતે યોજી શકાય ? ‘ બીજા ’ નું ‘ વિજય ’ અપભ્રંશ શી રીતે થઈ શકે ? (૨) જેમ શ્રીધર્મસાગરજી ‘ લુંપકમાંથી ’ ‘બીજા’ની ઉત્પત્તિ જણાવે છે તેમ, કોટાવાળા શ્રીપૂજ્ય ‘ વિજય ’ ની ઉત્પત્તિ માટે લખતાં નથી, પણ ઉલટું ‘ પૂનમિયા ’ ની પરંપરામાંથી ‘ વિજય ’ થયાનું જણાવે છે, તો તે અનુસારે પણ ‘ બીજા ’ અને ‘ વિજય ’ એક શી રીતે હોઇ શકે ? (૩) પાંચમની સંવત્સરી, પૂનમની પાખી, અને લુંપકનો વેષ છતાં દંડ ઇત્યાદિ ‘ બીજા ’ ની માનીનતા છે. ‘ વિજયની ’ વેષવિના એ માન્યતા ‘ બીજા ’ ના સાથે મળતી છે, અને ‘ વિજય ’ નો દાવો કરનાર શ્રીપૂજ્ય પોતાના લખાણથી પોતાનો વેષ ‘ પૂનમિયા ’ જેવો સ્વીકારે છે, તોપણ, એ માન્યતા સરખી અને અન્ય ભિન્ન છતાં બે એક શી રીતે હોય એ વિચારવાનું છે ! કોટાવાળાના સર્વપરંપરા સંબંધીનું લખાણ કદાપિ ન સ્વીકારિયે તો બીજી કોઇ જરૂરની ઐતિહાસીક બાબત સપ્રમાણ પ્રાપ્ત થયા વિના બંનેને એક શી રીતે મનાવી શકાય ? એક માનવાના કારણના અભાવેજ બેને ભિન્ન માનવાનું કારણ સંભાવનીય છે. (૪) ‘ બીજા ’ ના સંતાનીયાની પટ્ટાવલીમાં બંનેને એક કથ્યો છે કે કેમ ? તે અવલોકવા જરૂર છે. જો તે લોકો ‘બીજાને’ ‘વિજય’ તરીકે ન ઓળખાવતા હોય તો એક શી રીતે મનાય? (૫) જેઓ બંનેને મુખ્ય એ બાબતોની એકતાને લીધે એકજ માનતા હોય પરંતુ બંનેની પટ્ટાવલીઓથી બંનેને એક સિદ્ધ કરી ન આપે ત્યાં

સૂધી એક કહેવાથી કંઇ પ્રમાણુ સિદ્ધ માન્યતા થાય નહિ. (૬) ઉપાધ્યાય શ્રીધર્મસાગરજી સં. ૧૫૭૦માં 'બીજા' ને નીકલ્યો લખે છે, પણ, ધર્મસાગરજી તો સં. ૧૬૭૦ લગભગ વિદ્યમાન હતા તો તેઓ: પોતે 'બીજા' અને 'વિજય' એક હોય તો તે હકીકત પ્રવચનપરીક્ષામાં કેમ ન લાવે ? જો બંને એક હતે તો તેઓ તે બીના પણ લખતેજ. (૭) શ્રીધર્મસાગરજીના શતકમાં વિજય-ગચ્છના સાધુઓ વિદ્યમાન હતા અને આ રાસ પણ તેજ શતક–અને સમયમાં રચાયો છે તો તે વાતથી ધર્મસાગરજી અજ્ઞાત રહે એ અસં-ભાવ્ય છે. (૮) ઉપરના સાત તર્કોથી, જયાં સુધી બંને મત એક છે એની સિદ્ધિના કારણો અમને ન મળે ત્યાં સુધી બંને મતો, બે માન્યતામાં એક છતાં ભિન્ન છે, એમ કથંચિત્ માન્યતાવંત છિયે. 'વિજય' અને 'બીજા' એ બંને મતો એક છે, એવી માની-નતા ધરાવનારાઓએ શું ઉપરના તર્કોનું સમાધાન કરી નિર્ણય કરવાની જરૂર નથી ? 'વિજય' અને 'બીજા' એ બન્ને ભિન્ન છે વા એક છે, એમાંથી ગમે તેની સિદ્ધિને માટે બન્ને પક્ષની પટ્ટાવલિ-આદિ સામગ્રી પ્રાપ્ત થયે યથાયોગ્ય મન્તવ્યનો ખુલાસો આપી શકાશે.

શ્રીજિનસુમતિસાગરસૂરિ પાસેથી પટ્ટાવલીઓ વગેરે મંગાવવા પત્રો લખ્યા, પણ નહિ પટ્ટાવલી, કે નહિ આવ્યું ઉત્તર! રાસકારનું, તેમના મતનું અને તેમના પૂર્વજોનું જીવનાવલોકન કર્યું, હવે ભાષાવલોકન તરફ વળીશું. ભાષાવલોકનપૂર્વે, સુખબંધ-માં રહી ગયેલો એક અગત્યનો ખુલાસો અત્રે કરીશ તો તે અયોગ્ય જણાશે નહિ. 'રામરાસ સં. ૧૬૮૩ માં શ્રીકેશ-રાજજીએ રચ્યો,' એવું અમારી, બેસ્થાનકપન્થીઓવાળી, અને અમૃતસરની શ્રીઆત્માનંદ જૈન સેંટ્રલ લાયબ્રેરીવાળા

ગુટકામાં છે; જ્યારે શહેર ગુજરાંવાલા અને રામનગરના જ્ઞાનભંડારોની બંને પ્રતોમાં આ મુજબ સં૦ ૧૬૮૦ જણાવેલા છેઃ "સંવત સોલયસય અયસીયેંરે, આછુ આસુ માસ;"

## ભાષાવલોકન—

ભાષાદષ્ટિએ તપાસતાં, રાસ, સં. ૧૬૮૩(૧૬૮૦) એટલે ૧૭મા સૈકાના છેક ઉત્તરાર્ધમાં રચાયેલ હોવાથી ખુદ જૂની ગૂજરાતી વા ગૂજરાતી જેમાંથી જન્મી છે તેવી અપભ્રંશભાષા છે એમ કહી શકાય તેમ નથી, છતાં પણ તે આધુનિક સરળ અને તદ્દન નવી ગૂજરાતી, જેવી કે નરસિંહ મહેતાના સમયની પછીની, અથવા તો આ રાસ રચાયો તે સમયને અનુસરતી પ્રેમાનન્દ વિગેરેએ વાપરેલી યા તો તે સમયમાં લેખપત્રોપર લખાયેલી ભાષાના જેવી પણ ગૂજરાતી છે, તેવું પણ કહી શકાય તેમ નથી, કારણકે મુખ્યત્વે ગૂજરાતીભાષાની જોડે હિન્દીભાષાનું પણ પુષ્કળ જોડાણ થવા સાથે પ્રાકૃત, માગધી, અપભ્રંશ, અને માળવપ્રદેશી ભાષાઓ પણ જોડાયેલી છે. તેમજ મારવાડી તથા હિન્દીભાષાના પ્રત્યય અને અવ્યય ઘણાજ વપરાયેલા જોવામાં આવે છે. કારણ કર્ત્તાનો નિવાસ કોટા તરફ હોવાથી સ્વાભાવિક રીતે હિન્દી મારવાડી શબ્દો વાપરવાનો પ્રસંગ બને એ બનવા જોગ હતું. તદુપરાંત નરજાતિને ઠેકાણે નાન્યતરજાતિના પ્રયોગો વિશેષે વપરાયેલા છે કે જે જૂની ગણાતી ગૂજરાતીમાં હંમેશ વપરાતા આવતા હતા. આનું જો પૃથક્કરણ કરી વાચકોને સ્પષ્ટ દેખાડવા ઇચ્છું તો ઓછામાં ઓછાં આઠ દશ પાનાં થવાનો સંભવ છે, એથી બે ચાર પ્રયોગો નીચે ટાંકું છું.—

નરજાતિને સ્થળે નાન્યતર, કે તેથી ઉલટા પ્રયોગો.

શ્રીરામ આદેશ કીધું પ્રસાદો,
ધ્વજ લહે ગગનસું કરે વાદો.
શ્રીરામગિરિ ગિરિતણો નામ થાપ્યો,
કીયાં ઉચ્છવ અરથીયાં ગરથ આપ્યો. ૨૩.

પાનું ૧૨૯.

મૂલ પ્રતિમાં 'વ'કારને સ્થળે 'બ', ( હિંદી પ્રમાણે ) અને 'બ' કારને સ્થળે 'વ'. કાર ઘણે લખાયલા છે, તેને ગૂજરાતીભાષાની અનુકૂલતા પ્રમાણે ફેરવીને છપાવવામાં આવ્યાં છે, છતાં ઘણેક સ્થળે તે તે મૂલ અક્ષરો પણ રહેવા દીધા છે. 'વ'કારનો 'બ'કાર અને 'બ'કારનો 'વ'કાર જ્યાં જ્યાં ફેરવ્યો છે ત્યાં ત્યાં કેવી રીતે ફેરવ્યો છે તે જરા નીચે જણાવીશ.

| અસલ. | ફેરવીને છપાવેલ. |
|---|---|
| બહૂ. | વહુ. |
| બીર. | વીર. |
| બિરાધ. | વિરાધ. |
| બિશલ્યા. | વિશલ્યા. |
| બિદ્યા. | વિદ્યા. |
| વહુ. | બહુ=ઘણું. |

જ્યાં જ્યાં ફેરવ્યા વિના મૂલપ્રતિ પ્રમાણે 'વ'કાર અને 'બ'કાર રહેવા દીધા છે તેનાં કેટલાક ઉદાહરણ.—

| મૂલપ્રતિપ્રમાણે છે તે. | ખરી રીતે શું જોઇયે ? |
|---|---|
| અણુચિંત્યો જળ બાધીયો. | અણુચિંત્યો જલ વાધિયો. ગાથા ૫ પાના ૨૦ |
| બહૂ બધાયો પેટ. | વહૂ ! વધાયો પેટ. દુહા ગાથા ૫ પાના ૩૯ |

| | | |
|---|---|---|
| બધ્યો સધળો ધરસૂત્ર. | વધ્યો સધળો ધરસૂત્ર. | ગાથા ૨૩ પાના ૪૪ |
| સાહિબા કાજ ઉલ્હસીયો. | સાહિવા(રહાવા)કાજઉલ્હસીયો. | ગાથા ૩૧ પાના ૪૫ |
| ઉ બ્રામણીયો અતિ ધાઠો. | ઓ બ્રામણીઓ અતિ ધાઠો. | ગાથા ૧૪ પાના ૭૨ |
| અર્દ્ધ વરવર દેશનો. | અર્દ્ધ બરબર દેશનો. | ગાથા ૫ પાના ૭૫ |
| બાલ્યારે વાલ્યા મંદિર. | બાલ્યારે બાલ્યા મંદિર. | ગાથા ૩૧ પાના ૧૦૪ |
| થેં થારી વલિ પૂજા લેવો. | થેં થારી બલિ પૂજા લેવો. | ગાથા ૬ પાના ૧૧૫ |
| વાંહી સાહી હેઠી આણી. | બાંહી સાહી હેઠી આણી. | ગાથા ૮ પાના ૧૧૬ |
| કર વતાવ્યો કામ. | કરં બતાવ્યો કામ. | ગાથા ૧૬ પાના ૧૨૨ |
| એક સુચેલો વાલો. | એક સુચેલો બાલો. | ગાથા ૨૫ પાના ૧૩૩ |
| દિવસ વિચારાં આંતરે. | દિવસ બિચ્ચારાં આંતરે. | ગાથા ૨ પાના ૧૫૭ |
| ઝધડ વેમેંરે લાગી. | ઝધડ બેમેંરે લાગી. | ગાથા ૧૫ પાના ૧૭૮ |
| અબર થંભણહાર. | અવર થંભણહાર. | ગાથા ૧૧ પાના ૧૮૨ |
| બાડિ તો અભિરામ. | વાડી તો અભિરામ. | ગાથા ૪ પાના ૧૮૮ |

| | |
|---|---|
| અબરાં રાખી તૂં દીયો. | અવરાં રાખી તૂં દીયો. |
| | ગાથા ૩ પાના ૨૦૬ |
| જે દબ બાલે પર્વત આંહિ. | જે દવ બાલે પર્વત આંહિ. |
| | ગાથા ૭ પાના ૨૬૧ |
| ચાવણુ ચાબી પંથી પુલાય. | ચાવણુ ચાવી પંથી પુલાય. |
| | ગાથા ૮ પાના ૨૬૧ |
| હુકમ નૃપને બધ્યા ભોમે. | હુકુમ નૃપને વધ્યા ભોમે. |
| | ગાથા ૨૮ પાના ૨૭૨ |
| વિંદુ સિંધુ કીધ. | બિંદુ સિંધુ કીધ. |
| | ગાથા ૩૫ પાના ૨૭૩ |
| વિગાડે મુખનોરે તુર. | બિગાડે મુખનોરે તુર. |
| | ગાથા ૫ પાનાં ૨૯૨ |
| પંચ બાક્યા સુવિશેષરે. | પંચ વાક્યા સુવિશેષરે. |
| | ગાથા ૨૧ પાના ૩૨૮. |
| દગ્ધે છે અવલા ભણી. | દગ્ધે છે અબલા ભણી. |
| | ગાથા ૮ પાના ૩૩૫ |

આ વિના આ પ્રતિની અંદર—

| | | |
|---|---|---|
| સંચર | ને ઠેકાણે | સંચલ, |
| સંચાર | ,, ,, | સંચાલ, |
| આવી | ,, ,, | આણિ–આણી, |
| ઓ | ,, ,, | ઉ, |
| પ–પા | ,, ,, | ય–યા, |
| ધીઠ | ,, ,, | ઢીઢ, |
| ભટ | ,, ,, | ભડ, |
| સુભટ | ,, ,, | સુભડ, |

ઇત્યાદિ પ્રયોગો વાપરવામાં આવેલા છે જેનાં કેટલાંક ઉદાહરણો નીચે મુજબ છે:—

| સંચર ને ઠેકાણે સંચલ.— | ગાથા. | પાનું. |
|---|---|---|
| સંચલ જાણી આસા આણી, | ૬ | ૧૪૮ |
| **આની ને ઠેકાણે આણી, આંણિ.—** | | |
| આણી સહાઇ હોઇ હો. | ૯ | ૧૪૮ |
| આંણિ મિલિ બહુ નારી. | ૧ | ૧૫૫ |
| વેળા આણી જાણીરે. | ૨૦ | ૧૬૩ |
| વિજય આણી સુણાવે, | ૨૫ | ૧૭૯ |
| વાનરાસાથ તણ આંણુ લાગી | ૮ | ૧૯૬ |
| રાક્ષસાનો યુદ્ધ આણિ રોકે | ૧૭ | ૧૯૮ |
| પ્રાત હુવા આણી મિલ્યા. દુહા | ૧ | ૨૦૬ |
| આણ્યાં પ્રભુજી પાખતી, દુહા | ૩ | ૨૪૩ |
| આણી પડી સા કુમરી. | ૬૮ | ૩૫૦ |
| **ઓ ને ઠેકાણે ઉ.—** | | |
| ઉંચું દીઠા રામે હો. | ૨૬ | ૧૪૮ |
| ઉ વાલીને આપતાં રે, | ૪૧ | ૧૬૮ |
| ઉ ખામણીયો અતિ ધાહો. | ૧૪ | ૭૨ |
| છત્રધારક ઉ લહુ. | ૧૧ | ૯૮ |
| દેવ પાછા ઉસરે, | ૩૩ | ૨૦૯ |
| **પ ને ઠેકાણે ય.—** | | |
| નહિતો જૂઠ થયાણું હો. | ૩૩ | ૧૫૦ |
| સંકપયાલે પ્રભુથિર થાયો. | ૩૪ | ૧૫૧ |
| લોગ લડયા આયાપણા હો, | ૧૦ | ૧૫૪ |
| સુભટ લેઇ નિરયનંદન આયો, | ૨૦ | ૧૮૪ |
| આય ગયા તતકાળ, | ૨૭ | ૩૧૧ |
| દુઃકર તપ જયકાર, | ૫૮ | ૩૪૮ |

| ધોઠને ઠેકાણે ઢીઢ— | ગાથા. | પાનું. |
| --- | --- | --- |
| ઢીઢાં માહિલા ધીઠ; | ૩૭ | ૧૫૬ |
| ઢીઢમેં ઢીઢ કોઇ; | ૩૮ | ૧૮૦ |
| ભટને ઠેકાણે ભડ.— | | |
| ભડ સામંત સટેક. | ૧૨ | ૧૯૫ |
| સુભડાંમે સંગ્રામ | ૮ | ૨૫૪ |
| સંબાહ્યા ભડ સામઠારે. | ૪૩ | ૧૬૮ |
| દોઇ પખે ભડ સામઠા, | ૨૭ | ૩૧૫ |

આ શિવાય પણ જેમ જૂની પ્રતિઓમાં વાપરવામાં આવે છે તેમ આમાં પણ 'જ, જા, જો,' ને સ્થળે 'ય, યા, યો,' બહુ સ્થળે છપાવાયેલા છે, જેથી વાચકને વિનંતિ છે કે તેવે સ્થળે 'ય' કારને બદલે 'જ' કાર વાંચવાથી અર્થ સમજવામાં સુગમતા થઈ પડશે. જો કે ઘણે સ્થળે સુધાર્યાં પણ છે, તથાપિ તે નમૂનો કાયમ રહે તે સારૂ ઘણે સ્થળે રહેવા પણ દીધા છે.

વિશેષમાં આ પણ જોવામાં આવે છે કે **રામ** અને **રાવણના** લઘુભાઇ **શત્રુઘ્ન**; અને **વિભિષણને** 'લહુ' શબ્દથી ઓળખાવેલા છે. કારણ કે તે તેઓના લઘુભાઇઓ હોવાથી સંસ્કૃત લઘુ શબ્દનો પ્રાકૃતમાં લહુ થાય છે તે ઉપરથી તેઓને 'લહુ' શબ્દથીજ ઓળખાવ્યા છે. દાખલા તરીકે:—

" મન્ત્રીશ લક્ષ્મણ; પોલીયો હું છત્રધારક ઉ ! લહુ,
રાજાધિરાજ રામરાજા, ભોગવો પૃથિવી સહુ" ૧૧
પાનું ૯૯

આહી લહુથી લઘુભાઇ તરીકે શત્રુઘ્ન થાય છે.

" લંકાપતિસું લહૂય ભાસે, સુણો એ અરદાસ ;

ક્રોધ ઉતાવળા થાવો, સોમત્રે સુખવાસ. રા. " ૨૧

પાનું ૧૫૦

આંહી લહુથી વિભિષણ જાણવો.

તેમજ લક્ષ્મણને, સુમિત્રાનો પુત્ર હોવાથી વારંવાર 'સૌમિત્રિ' તરીકે, ત્રિ૦ શ૦ પુ૦ ચરિત્રમાં **શ્રીહેમાચાર્યજીએ** તથા આ રાસમાં **શ્રીકેશરાજજીએ** ઓળખાવ્યો છે. પરન્તુ આ પ્રતિમાં ' સૌમિત્રિ 'ને સ્થળે, ' સોમંત્રિ ', અને ' સૌમંત્રી 'ના ઉલ્લેખથી ઓળખવામાં આવેલ છે. એમજ લક્ષ્મણને ' નારાયણ ' અને ' વાસુદેવ ' તરીકે પણ બેચાર ઠેકાણે ઉલ્લેખ્યો છે.

દાખલા તરીકે—

" ઓદસ્તુ **સોમંત્રી** ભાખે, પ્રભુ ! એ આરતી માણો;
નાદ ભેદ કરીને કિણ એકે, સીતા લીધી જાણો. " ૬૨

પાનું ૧૦૫

" **સૌમંત્રી** જીવંતો સુંણીયો, રાવણ તબ ચિંતાથી હણીયો; " ૨૪

પાનું ૨૨૭

આ પ્રમાણે ભાષાવલોકન સમાપ્ત થયા બાદ,

## ગ્રંથવિવેચનમાં—

શારીરિકસ્થિતિના સ્વાનુકૂલપણાના અભાવે, તથા ત્રિષષ્ઠિશલાકાપુરૂષચરિત્રનું આખું ભાષાન્તર, તેમજ સાતમાપર્વના રામાયણનું જૂદું પણ ભાષાન્તર બહાર પડી ગયેલું હોવાથી વાચકોની ક્ષમા ચાહું છું.

લેમિંગ્ટનરોડ, ચોપાટી,
મુંબાઈ ૨૭–૭–૧૯૧૪.
નાગપંચમી, ૧૯૭૦.

જીવણચંદ સાકરચંદ જવેરી,
સંશોધન અને સંગ્રહકર્ત્તા.

# મૌક્તિક પહેલામાટે કેટલાક વિચારો.

(૧)

અમદાવાદ

તા૦ ૨૭મી, જાન્યુઆરી, ૧૯૧૪

× × × જીવણચંદ સાકરચંદ ઝવેરી. મુંબાઇ.

ત્રણેક દિવસ ઉપર (૧) ધી યોગ ફીલોસોફી, (૨) ધી કર્મ ફીલોસોફી, અને (૩) શ્રીઆનંદકાવ્યમહોદધિ પ્રથમ મૌક્તિક, એ રીતે ત્રણ પુસ્તકો ટપાલદ્વારા મલ્યાં, તે તમારીજ પ્રેરણાથી મોકલવામાં આવ્યાં હશે એમ ધારૂં છું અને તે બાબત આભાર માનૂં છૂં.

તમે પ્રાચીનજૈનકાવ્યસંગ્રહ છપાવવામાં તે તે સાધુ કવિનું વિશે માહીતી એકત્ર આપવા જે શ્રમ લીધો છે, તે બહુ પ્રશંસાપાત્ર છે. શ્રીમાન્ મતિસારના નામ નિર્ણયમાં અને એમના શાલિભદ્રરાસની રચ્યાસાલ સંબંધી ભૂલને લીધે ઉપજેલો ગોટાલો દૂર કરવામાં તમે સારી ઝીણવટ વાપરી છે. ગ્રન્થકાર અને ગ્રન્થવિવેચનમાં તમે સમાવેલી ઐતિહાસિક હકીકત ઘણી જાણવા જેવી છે.

રાસાઓ હજુ હૂં વાંચી શકયો નથી. પરંતુ તમે જે ફકરા વિવેચનમાં ટાંકયા છે તે જોઇ આશા રાખૂં છૂં કે તેમાંથી પણ કંઇ કંઇ નવો પ્રકાશ પાડનારૂં, કંઇ કંઇ મનન કરવા જેવૂં મલી આવશે.

તમારો શ્રમ જારી રાખી ભંડારમાં પૂરાઇ રહેલા રત્નો **સુલભ** કરી સૌને × કરશો. શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ગ્રન્થમાલાને તમે સોંઘામાં સોંઘી કરવા પ્રશસ્ત પ્રયત્ન કર્યો છે, છતાં તેનો લાભ ન લેવાય, તો વાંચકવર્ગે તે પ્રયત્નની કદર ન કરી કહેવાય.

લે. × **કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

(૨)

Office of the
Shree Sayaji high School, Baroda.
જાન્યુઆરી—૨૪—૧૯૧૪

+ +

+ તા૦ ૨૨-૧-૧૪ નો પત્ર પોહોંચ્યો છે. આપના તરફથી આવેલાં ત્રણ પુસ્તકો પણ પોહોચ્યા છે તેને માટે આપનો આભાર માનું છું. આનંદકાવ્યમહોદધિ નામના પુસ્તક સંબંધી આપને જણાવવાનું કે જ્યારે આપે એ પુસ્તકની 'પ્રેસ કોપી' અહીંના વિદ્યાધિકારી સાહેબ તરફ શ્રી મહારાજા સાહેબને અર્પણની સંમતિ સારૂ મોકલી હતી તેજ વખતે મેં એના સંબંધે મારો અનુકૂલ અભિપ્રાય દર્શાવ્યો હતો અને તેથીજ, મારા ધાર્યા પ્રમાણે આપને એ પુસ્તક નામદાર મહારાજા સાહેબને અર્પણ કરવા દેવાની આજ્ઞા મલી છે.

આનંદકાવ્યમહોદધિમાં આપેલા રાસોના પ્રાચીનપણા અને ઉપયુક્તતા પરત્વે બે મત હોયજ નહીં. એ પુસ્તકના મુદ્રણથી ગુજરાતીભાષા અને તેના ઇતિહાસ ઉપર અતિ આદરણીય અને ગ્રહણીય પ્રકાશ પડવા સંભવ છે એ મારો સ્પષ્ટ મત છે. આવાં પુસ્તકો અવશ્ય ઉત્તેજનને પાત્ર છે; વિશેષતઃ શાળાલાયબ્રેરીઓમાં તો જોઇએજ.

એ પુસ્તકની પ્રસ્તાવના તે વખતે મારા જોવામાં આવેલી નહોતી પણ આજે તે હું વાંચી ગયો છું. પ્રાચીન જૈન ગૂર્જરસાહિત્યની જે સેવા આપ × × × × ધરે છે. લેખ પદ્ધતિમાં સહેજ સહિષ્ણુતા દર્શાવશો તો કાર્યસિદ્ધિ સત્વર થશે અને + + ચાર પડશે.

× × × × × × × ×

આટે સૌમ્યવૃત્તિથી લખવામાંજ લાભ છે. × ×

લિ. + +

**હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ.**

પ્રિન્સિપલ.

---

(૩)

## કાવ્યમહોદધિ મૌક્તિક ૧ લું.

ગયા નવેંબર માસના અંકમાં જૂની ગુજરાતી અને જૈન સાહિત્ય નામનો લેખ અપાયો છે તેમાં જણાવ્યું હતું કે " દિલગીરી એટલી છે કે તેમણે (જૈન બંધુઓએ) પોતાના ગ્રન્થો પ્રકાશમાં આણુવાનો પ્રયત્ન સવેળા ન કર્યો તેમ બીજા લોકોએ તે જોવાની પણ કાળજી ન રાખી. " જાણે આ દોષમાંથી સત્વર મુક્ત થવું હોય તેમ × × જીવણચંદ સાકરચંદ ઝવેરીએ ગત માસમાં શ્રીઆનંદ-કાવ્ય મહોદધિ મૌ૦ ૧ લું પ્રસિદ્ધ કરી તેની એક પ્રત અમારા તરફ મોકલી તેનો સ્વીકાર આભાર પૂર્વક અને આનંદ સહિત કરીએ છીએ. વિશેષ હર્ષની વાત એ છે, કે શેઠ દેવચંદ લાલભાઈ ઝવેરી તથા તેમના કુટુંબે ઉદારતથી મોટી રકમો કાઢીને એક લાખ રૂપીઆનું ફંડ ઉભું કર્યું છે, તેનો હેતુ જૈન ગ્રન્થો પ્રસિદ્ધ કરી સસ્તી કિમ્મતે વેચવા એવો છે, તેમાંથી આજ સુધીમાં ૧૪ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે, તે પૈકીનું ગુજરાતી પુસ્તક આ મૌક્તિક એકલુંજ છે, પરંતુ તપાસ કરતાં જણાય છે કે કાવ્ય મહોદધિનાં બીજાં મૌક્તિક પ્રગટ થનાર છે. વળી થોડી મુદત ઉપરજ જોધપુરમાં જૈન સાહિત્યના સંબંધમાં એક મહા પરિષદ ભરવામાં આવી હતી. અર્થાત આજ સુધી અંધકારમાં પડી રહેલું પોતાનું સાહિત્ય હવે પ્રસિદ્ધિમાં લાવવાની યોજના જૈન બંધુઓમાં થઇ છે એ ખુશી થવા જેવું છે.

કાવ્ય મહોદધિ મોટું (૪૬૨ પૃષ્ટનું) પુસ્તક છતાં તેની કિમ્મત માત્ર દશ આનાજ રાખવામાં આવી છે. આવાં સસ્તાં

કિમ્મતનાં પુસ્તકોનો પ્રસાર ઘણો થશે એ દેખીતું છે.

આ મૌક્તિકમાં ચાર રાસા સમાયા છે. ૧ શાલિભદ્ર શ્રીમતિસારકૃત સં૦ ૧૬૭૮ નો, ૨ કુસુમશ્રી રાસો શ્રીગંગવિજયજીકૃત સં૦ ૧૭૧૭ નો, ૩ અશોકરોહિણી શ્રીમાન્ જ્ઞાનવિમળજીકૃત સં૦ ૧૭૭૨નો, અને ૪ પ્રેમલાલચ્છી કવિ શ્રીદર્શનવિજયજીકૃત સં૦ ૧૬૮૯નો. આ રાસાઓની વસ્તુ શી છે તે ટુંકામાં જણાવતાં પણ વિસ્તાર વધી પડે એમ હોવાથી તેમાંના માત્ર એકનો સાર નીચે આપ્યો છે. × × × × × ૧

ગ્રન્થનો શરૂઆતનો કેટલોક ભાગ જૂનીભાષાનું સ્વરૂપ ફેરવીને લખવામાં આવ્યો, પરંતુ સાક્ષરો ને ભાષાશાસ્ત્રીઓના અભિપ્રાયથી તે પછી મૂળની ભાષા કાયમ રાખી છે તે ઘણું સારૂં કર્યું છે. એથી ગુજરાતી ભાષાના ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પડશે. એટલું ખરૂં કે તે સામાન્ય વાંચનારને રૂચશે નહીં. જૂની ગુજરાતી વિષે હું સ્વતંત્ર લેખ લખનાર હોવાથી તે વિષે અત્રે કંઈ કહેવામાં આવતું નથી. વાંચવાથી તે વિષે ભાષા કેવી છે તે સમજાશે. જ્યાં ઘટે ત્યાં 'ઇ ઈ'ને બદલે 'એ,' અને 'ઉ'ને બદલે 'ઓ' પાછલાં અક્ષર ઉપર ચઢાવતાં, 'સ'ને ઠેકાણે 'શ' વાંચતાં, 'ષ'ને ઠેકાણે 'ખ' લેતાં અને નકામાં અનુસ્વારના મીંડાં કાઢી નાખતાં વાંચનારને ઘણી સરળતા મળશે, તેમ પ્રાકૃત કે અપ્રસિદ્ધ શબ્દોના ઘણે સ્થળે અર્થ આપવાથી ઠીક સમજ પડશે. અશોકરોહિણીમાં સંસ્કૃત શ્લોકો ને પ્રાકૃત–માગધી ગાથા–કવિતા આપેલી છે તેવું બીજા રાસાઓમાં પણ કરવાનો પ્રથા જોવામાં આવે છે.

પ્રેમલાલચ્છીરાસાનો ઉપર સાર આપ્યો છે તે ઉપરથી વાંચનાર જાણશે કે અરેબીયન નાઇટ્સ અને શામળભટની વાર્તાઓની માફક એ પણ એક અદ્ભુત વાર્તા છે, અને તેનું વર્ણન કરવામાં

૧ આંહી પ્રેમલાલચ્છીરાસમાંથી સાર આપવામાં આવ્યો છે. પ્ર૦ કર્તા.

કવિએ સારી ચતુરાઇ વાપરી છે. ઠેકાણે ઠેકાણે વર્ણન ખુબીદાર કર્યું છે, અને રસ ઘટાવવામાં પણ નિપુણતા વપરાઇ છે. લખનાર સાધુ છતાં શ્રૃંગારરસનું તથા રૂપનું સારૂં વર્ણન કરી શકે છે એ નવાઇ જેવું છે, પણ જ્યાં ન પોહોંચે રવિ ત્યાં પોહોંચે કવિ એ કથન ખરે-ખરૂં છે. વિસ્તાર ભયે લાંબા ઉતારા આપી શકાતા નથી તેથી થોડા-ઓજ અટપીશું : ——————[૧]

× + + × × + + +

અલંકાર ને પ્રાસનો ઉપયોગ રાસાઓમાં સારો જોવામાં આવે છે. ઉપર રૂપવર્ણનનો નમુનો આપ્યો છે તે ઉપરથી અલંકાર લક્ષમાં આવશે. કોઇ કવિતા પ્રાસ વગરની નથી, છતાં નીચે બે નમુના આપ્યા છેઃ—

માડી જાડી શીખ, લાડીને લાડે કહે,
આગે ભરતાં વીખ, પગિ આધા પાણી નવિ વહે.
આવાસમાલા ધર્મશાલા, અતિ વિશાલા સોહતા,
વિવહારી દાતા, અતિ વિખ્યાતા, રૂપિ જગ મોહતા.

શામળભટની માફક શમસ્યાઓ ને આનંદસંવાદ વાંચનારને હર્ષ પમાડે છે. જુઓ,

પ્રશ્નઃ—પઢમખ્ખર વિણુ ધરધોલી, અંતખ્ખર વિણુ શિવ સોહાય,
મઝખ્ખર વિણિ કોઇને ન ગમે, તે ભૂષણ મુજ મનમાં રમે.

ઉત્તર–રાખડી.

પ્રેમલા ભણઇ ભૂપતિ અવધારિ, ત્રિણિ અક્ષર નામ વિચારી,
તેથી જય વરીયે સુખ ઘણા, લેઇઇ સુરનર શિવપદતણા,
ભૂપ ભણઇ **ધરમ** ઉદાર, અહનિશિ એ કરવો નિરધાર.

કવિતામાં દુહા, ચોપાઇ, સોરઠા, ગીતી, કડખા (ઝુલણા જેવો)

---

૧ આંહી પ્રેમલાલચ્છીરાસમાંથી ૬ જાતના ઉતારા આપવામાં આવ્યા છે. પ્ર૦ કર્ત્તા.

અને ઉલ્લાલા (૨૮ માત્રાનો) એ પિંગળના છંદ; આશાવરી, ગોડ—ગોડી, માળવી, ગોડી, ગોડીમલ્હાર, સિંધુસિંધુઓ, કાફી, મલ્હાર, સોરઠ, ખંભાયત, ધન્યાશ્રી, સારંગ, સામેરી, દેશાખ, રામગ્રી, કેદારો અને પરજીઓ એ રાગ: તથા એ દેશીઓ ને ઢાલમાં આપણે જેમ રાગ—વણજારાનો, ઓખાહરણનો કહીએ છીએ તેમ નમુનાનું ચરણ આપી તે દેશી કે ઢાળ (ઉદા૦ ઉંબરીયાને ગાજે હો ભટીયાણી રાણી ચિહું દિશે, એ દેશી.) જોવામાં આવે છે, અને તે ભાલણ, પ્રેમાનંદ વગેરેએ વાપરેલા રાગ ને દેશીઓ સાથે સરખાવવાનું ઠીક પડશે.

સંશોધન કરી, અર્થ સાથે તથા જૂની ગુજરાતી ભાષામાં આ જૈન ગ્રન્થ પ્રથમ પ્રસિદ્ધ થએલો હોવાથી જૈન કવિતામાં ઇતર ધર્મની કવિતા કરતાં વિશેષતા હોવાથી આ વિવેચન વિસ્તારથી કર્યું છે, તેમ છતાં પણ ઘણીક ઉપયોગી બાબતો ટુંકાવવી કે પડી મૂકવી પડી છે.

છેવટ સંશોધન કરી છપાવનાર + જીવણચંદને એક સલાહ આપવામાં આવે છે કે સઘળા ગ્રન્થો મૂળ પ્રમાણે ફેરફાર કર્યા વગર છપાવવા. જ્યાં ભાષા ઘણી જૂની હોઇ ન સમજાય એવી લાગે ત્યાં ગમે તો તેની સામે હાલના સ્વરૂપની ભાષામાં તે કવિતા મૂકવી અથવા તેની વિસ્તારથી ટીકા આપવી. શબ્દાર્થ પણ ઘણા આપવા કે જેથી વાંચનાર કવિતા સ્પષ્ટ રીતે સમજી શકે.

સાહિત્ય માસિક

મે, ૧૯૧૪. પાના ૨૨૯ થી ૨૩૫.

પુસ્તક ૨ અંક ૫ મો.

---

(4)

Shri Anand Kavya Mahodadhi. Part 1, compiled by Jivanchand Sakerchand Jhaveri, published by the Devchand Lalbhai Jain—

Pustakoddhar Fund, Printed at the Surat Jain Printing Press. Cloth bound, P. P. 462. Price Re. 0-10-0 (1913).

The opulent Jain community of Surat, which till lately was spending its money on either luxury, or building of temples, has turned its attention, as is shown by the objects of this fund—nearly one lac of Rupees—all contributed by the members of one family—to far better things, and we sincerely congratulate them on this new departure. Till now the Fund has published about fourteen useful books and the one under review is the *fifteenth. The collection of Râsâs (stories) contained in this volume is written in the seventeenth or eighteenth centuries of the Vikram era, and furnishes very useful reading. The trustees lay before the Gujarati Public, works which till now were lying idle in manuscript form in the Jain Bhandârs. Their publication is sure to help the Philologist and the litterateur. Contemporary poems written by non-Jains were available in large numbers, but in absence of such works as the above there was no basis on which the merits of these respective classes

---

*આ ૧૫મો નહિ પણ ૧૪મો અંક છે.

could be compared. A close study of the four Râsâs will give the student pleasure and enlightenment. The Preface, we think, could have been made more lucid, had an attempt been made by the writer to treat each issue raised by him in greater detail. As it is, it reads as if he had adopted the conclusion of other Jain writers—like Mansukhlal Ravji and Mansukhlal Kiratchand without acknowledging their authorship.

The Modern Review.
April, 1914.
Page 471. Vol. XV. No. 4.

---

(૫)

આનંદકાવ્યમહોદધિ—(પ્રાચીનજૈનકાવ્ય સંગ્રહ) મૌક્તિક ૧લું પૃ૦ ૮+૨૮+૫૬+૧૪+૪૬૨+૨=૫૭૦ સંશોધનકાર અને સંગ્રહકર્ત્તા × જીવણચંદ સાકરચંદ જવેરી. પ્ર૦ શેઠ દે૦ લા૦ જૈન પુ૦ ફંડ મુંબઇ–સુરત જૈન પ્રિ. પ્રેસ. મૂલ્ય ૦–૧૦–૦ પં૦ શ્રીઆનંદસાગરગણિના ઉપદેશથી આ પ્રકાશક ભંડારની સ્થાપના થયેલી હોવાથી તેઓનું નામ ચિરંજીવ રાખવાના આશયથી આ કાવ્યસંગ્રહનું નામ ઉપરોક્ત રાખવામાં આવ્યું છે તે યથાર્થ છે, પરન્તુ નામ આનંદ જૈન-કાવ્યમાલા[1] એવું રાખ્યું હત તો વિશેષ ચરિતાર્થ થાત. આ ભાગમાં

---

૧ માળાના મણકા ૧૦૮ ગણાવાથી તે ક્યારે પૂરા થાય? અને ક્યારે ફરી શકાય! એ અસંભવિત જણાયાથી માળા રાખવું ઉચિત ન ધાર્યું. આવી ઘણા પ્રકારની માળાઓ બહાર પડવા લાગી પણ

અતિસારકૃત શાલિભદ્રરાસ, ગંગવિજયકૃત કુસુમશ્રીરાસ, જ્ઞાનવિમલસૂરિકૃત અશોકચંદ્ર તથા રોહિણીરાસ, દર્શનવિજયકૃત સતી શ્રીપ્રેમલાલચ્છીરાસ આપવામાં આવ્યા છે. દરેકમાં શું વસ્તુ છે, દરેક રચનાર સંબંધી ઐતિહાસિક માહીતી કેટલી ઉપલબ્ધ છે તે-ગ્રન્થ અને ગ્રન્થકાર વિવેચનમાં સંશોધનકારે બહુ વીસ્તારથી અને પ્રમાણપૂર્વક આપવામાં સારો શ્રમ સેવ્યો છે, તદ્‌પરાંત + ઝવેરીએ મુંખબંધમાં જૈન પ્રાચીન ગૂજરાતી સાહિત્યે સમગ્ર સાહિત્યમાં બજાવેલા ભાગ માટે મીઠી પણ સત્ય ટીકા કરી વિષયને ઠીક પ્રતિપાદન કર્યો છે. + ઝવેરી + હોવા સાથે આવું શ્રમદ પ્રીતિકાર્ય સાહિત્યાભિલાષપૂર્વક કરે છે એ ઓછું અભિનંદનીય નથી. જયારથી તેમણે જૈન પત્રના એક બહાર પડેલા દીવાળીના ખાસ અંકમાં વસ્તુપાળ તેજપાલ સંબંધેનો વિષય વિવેચન દૃષ્ટિથી ચર્ચ્યો હતો ત્યારથીજ તેમના સામર્થ્યનો પ્રતિભાસ તેમણે કરાવ્યો છે. તેમનામાં લેખનશક્તિ સારા અંશમાં છે અને જો તે ચીવટથી કેળવવામાં આવશે તો અમને સંપૂર્ણ આશા છે કે તેઓ વિશેષ યશસ્વી લેખક તરીકેની કીર્તિ સંપાદન કરી શકશે. તેમની ભાષા સંસ્કારી થવા જાય છે, પરંતુ વ્યુત્પત્તિના નિયમો તેમજ આડંબરનો અભાવ ધ્યાનમાં રાખી સરલ ભાષા શૈલિ તેમની લેખનકળા વિસ્તારમાં લાવે એમ અમે ઇચ્છીએ છીએ.

---

એકે ૧૦૮ મણકા પર જઈ પુગી નહીં. ઉ૦ તરીકે વડોદરા સરકારની પ્રા૦ કાવ્યમાળા. રા. મોહનલાલ દ૦ દેશાઇએ પણ ઐતિહાસિક જૈનરાસમાળા બહાર આણવા માંડી છે જેમાં ૧ ભાગ થયો છે. દર વર્ષે ૧ નીકળે તો માળા પૂર્ણ થતાં ૧૦૮ વર્ષ જોઈએ. તેટલામાં શું બને અને માળા ક્યારે પૂરી થશે તે જાણી શકાય નહિ, જેથી માળા કરતાં બીજું નામ રાખવું વધારે યોગ્ય લાગવાથી અમે તેમ કર્યું.

પ્ર૦ કર્તા.

આ પુસ્તકમાં ઘણે ઠેકાણે ફુટનોટ આપી કઠિન શબ્દનો અર્થ આપવામાં આવ્યો છે તેથી વાચકને સરલતા આપી છે. અમે ઇચ્છીશું કે હજુ વિશેષ પ્રમાણમાં કઠિન શબ્દનો અર્થ આપવામાં આવે ને છેલ્લે કઠિન શબ્દના અર્થ પ્રદર્શક કોષ આપવામાં આવે કે જેથી તે વધુ ઉપયોગી થાય.

પ્રસ્તાવના હજુ ઘણા વિસ્તારથી લખવા યોગ્ય છે અને આવી પ્રસ્તાવનાઓ આવા અનેક પુસ્તકોમાં વિધવિધ લેખકો અને સંશોધકોથી લખાશે ત્યારે જૈન સાહિત્યની કદર જૈનેતર વિદ્વાનોથી સ્વતઃ પિછાની શકાશે. ગુજરાતી સાહિત્યમાં જૈનીઓનો ફાળો, ગુજરાતી સાહિત્યમાં જૈન સાહિત્યનું સ્થાન, કાવ્ય વિવેચન, દરેક કાવ્ય અને કવિની અન્ય કાવ્યને કવિ સાથે તુલના, તે ગ્રન્થકારોનાં સમગ્ર ચરિત્ર અને તેમાં ધાર્મિક ભાવનાઓએ બજાવેલો અગત્યનો ભાગ, તેમનાં કાવ્યમાં રહેલ ચમત્કૃતિ સુભાષિત સંગ્રહ, ઉપદેશ, રસ, અલંકાર વગેરેપર ટીકા વગેરે અનેક વિષયો ચર્ચાવાની જરૂર છે; અને તે જરૂર આવા બીજા અનેક ગ્રન્થો બહાર પડયે અચૂક પૂરાશે એમ અમારી ખાત્રી છે.

પ્રાચીન જૈન રાસાઓ અનેક છે, પ્રાચીન જૈન કાવ્ય સાહિત્ય સુંદર અને સંસ્કૃત ગુજરાતી સાહિત્યમાં સારૂં સ્થાન લે તેમ છે, પરંતુ અત્યાર સુધી તે અપ્રકટ રહ્યું છે અને જે પ્રકટ થયું છે તે એવા ચીંથરીયા કાગળમાં અશુદ્ધ અને અમનોહર દશામાં થયું છે કે તે પ્રત્યે આદર આવવો મુશ્કેલ હતો. ઘણા આનંદની વાત છે કે—પ્રાચીન ગ્રંથોના ઉદ્ધાર અર્થે નીકળેલા એક લાખ કરતાં વધુ ફંડ ધરાવતા આ પુસ્તકના પ્રકાશકના કાર્ય પ્રદેશમાં પ્રાચીન જૈન ગુજરાતી સાહિત્યના પ્રકાશનને સ્થાન મળ્યું છે; અમો જે સ્થિતિમાં જેવા સ્વરૂપમાં તે સાહિત્યને પ્રકટ થાય એવું ઇચ્છતા હતા તે સ્થિતિ અને તે સ્વરૂપમાં પ્રકટ થયેલા આ ગ્રંથને

હર્ષપૂર્વક વધાવીએ છીએ; અને ઇચ્છીએ છીએ કે આ પુસ્તકનો દરેક સાહિત્યરસિક ને કથાવિલાસી જૈન તેમજ જૈનેતર લાભ લેશે.

આવા પ્રયત્નો ગણ્યા ગાંઠ્યા થયા છે તેમાં હમણાંજ રા. મનસુખલાલ રવજીભાઇ તરફથી જૈન કાવ્યદોહન ભા. ૧લો પ્રગટ થયેલ છે. તેમજ જૈન ઐતિહાસિક રાસમાળા ભાગ ૧લો હેરૅલ્ડ પત્રના તંત્રી તરફથી સંશોધિત થઇ અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ તરફથી પ્રસિદ્ધ થયો છે. આવા પ્રયત્નોમાં આ પુસ્તકે એક વધુ ઉમેરો કર્યો છે તે માટે તેના પ્રસિદ્ધકર્ત્તાને × × × આપીએ છીએ.

આ પુસ્તકનું કદ, જાડા કાગળ, પાકું પુઠું વગેરે જોતાં તેની કિંમત ૧૦ આના માત્ર નામની છે. પ્રસિદ્ધકર્ત્તાના ઉદાર નિયમને અનુસરીને એટલે પડત કિંમત કરતાં[૩] અડધી રખાયેલ છે તો સર્વ જૈનબંધુ આ પુસ્તકનેપોતાના ગૃહમંદિરમાં રાખી તેનેશોભાવશે.

આવા પ્રયાસો વધુ ચાલતા રહો, એમ ઇચ્છીએ છીએ.

શ્રીજૈનશ્વેતાંબર કોન્ફરંસ હેરલ્ડ.

એપ્રિલ—મે, ૧૯૧૪. પાનું ૧૧૯.

પુસ્તક ૧૦. અંક ૪થો, ૫મો.

---

(૬)

"આનંદકાવ્યમહોદધિ" ગ્રન્થ ૧ લો મ્હેં જોયો. હેમાંનાં કાવ્યોની અસલ પ્રતો પણ + + જીવણચંદે મ્હને બતાવી તે જોઇ છે. એ કાવ્યો પ્રાચીન છે એ નિઃસંશય છે, તેમજ તે છપાવી પ્રસિદ્ધ થવાથી ગુજરાતી સાહિત્ય તથા ભાષાના ઇતિહાસ ઉપર

---

૩. ચોક્કસ નહિ પણ અંદાજે અડધી કિમ્મત રાખવાનો ફંડનો નિયમ છે. પ્ર૦ કર્ત્તા.

સારો પ્રકાશ પડે એમ છે માટે એ ગ્રન્થ ઉત્તજન આપવા લાયક છે એમ હું માનું છૂં.

વાંદરા } નરસિંહરાવ ભોલાનાથ
તા૦ ૨૪-૮-૧૪ } (દ્વિવેટીઆ.)

---

(૭)

અમદાવાદ તા૦ ૨૮ સપ્ટેમ્બર ૧૯૧૪

× × જીવણચંદ સાકરચંદ
શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડના ટ્રસ્ટી
મુંબાઇ.

× × ×

+ મોકલેલું "આનંદકાવ્યમહોદધિ—મૌક્તિક ૧ લું" એ પુસ્તક મેં જોયું છે, તેમજ એ પુસ્તકમાં પ્રસિદ્ધ થએલા ચારે રાસાઓના અસલ હસ્તલેખની પ્રતો આપે મોકલેલી તે પણ મેં જોઈ છે.

એ ચારે રાસાઓ પ્રાચીન ગુજરાતીભાષામાં લખાયેલા છે. અને પ્રાચીન ગુજરાતીભાષાના સ્વરૂપ અને ઇતિહાસના અભ્યાસમાં ઉપયોગી છે. તેથી, એ પુસ્તક ઉત્તેજનને પાત્ર છે. લાઇબ્રેરીઓમાં આ અને આવાં પુસ્તકો ખાસ કરી રાખવાં જોઇએ કે જેથી ઘણે ઠેકાણે એવાં પુસ્તકોનો સંગ્રહ થાય અને ભાષાનો અભ્યાસ વધે.

આપે મોકલેલી પ્રતો રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવને મોકલું છું.

લિ૦ × × ×

રમણભાઇ મહીપતરામ નીલકંઠ.

---

# પરચુરણ કોઠાઓ.

## કોઠો ૧ લો.

અમારી પ્રતના પાઠો કરતા સ્થાનકપન્થીઓની બન્ને પ્રતોમાં વધારાના પાઠો છે તેનો કોઠો.

કોઠો ઉતારવામાં મુખ્ય આધાર મી૦ મોતીલાલ મનસુખરામ શાહવાળી પ્રતિનો લીધો છે. કોઠારી કશળચંદ નીમજીવાળી પ્રતમાં કાંઇ ફેરફાર હશે તે ટીપમાં આપ્યોછે. સુગમતાને સારૂ અમારી આ પ્રતનું પાનું, ઢાળ, ગાથા ઇત્યાદિ મથાળે જણાવ્યા છે. સાથે સાથે પાછળથી મેળવેલા આત્માનંદ જૈન લાયબ્રેરીના ગુટકામાં તે પાઠો છે કે નહિ તે તપાસ્યું તો માત્ર ચાર પાઠોજ તેમાં હતા. તે કયા કયા હતા તે ટીપમાં સૂચવ્યું પણ છે. A, B, C, D, ના ચિન્હો એ પૂરતાં છે કે અમારી ગાથા પછી, વધારાની એ ગાથાઓ અંદર ઉમેરવામાં વાંચકોને સુગમતા રહે.

પાનું ૧૩૩. ઢાલ ૩૦. ગાથા ૨૯–૩૦ની વચ્ચે.

દંડક રાજા વાત સાંભળી, સોચે તેહ અપારો;
ફિટરે કૂડા પાલક પાપી, સાધૂ કિયો શાં ? થારોરે ! ભાઇ ૨૯–A
પુરંદરયશા મુજ રાણી, એ સાલો સુખદાઇ;
સાધુતણી પદ્રીથી મહોટો, પાપ કિઓ તેં અથાઇરે. ૨૯–B
રાજા ચિંતે સંજમ લહું અબ, મુનિ પાસે જાઇ;
એટલા માંહે અગ્ની પ્રજવલી, વેળા પૂગી આઇરે. ૨૯–C

પાનું ૧૩૫. ઢાલ ૩૦. ગાથા ૪૧–૪૨ની વચ્ચે.

રામ કહે એ ભાઇ છે રે, તુમ વચનથી વારૂ;
[1] સત્યવતીની પાસે રહેસે, ચતુરપણે છે ચારૂરે. ૪૧–A

---

૧ આ ગાથા આત્માનંદ જૈન લાયબ્રેરીવાળા ગુટકામાં છે.

પાનું ૧૪૨. ઢાલ ૩૨. ગાથા ૧૮-૧૯ની વચ્ચે.

શીર ધુણી વિદ્યા કહેરે, એતો ભુંડું કામ;
સીતા હરતા તુમ તણું રે, થાશે જગ કુનામ. જી. ૧૮-A

સતિયો માંહે શિરોમણીરે, રામચંદ્રકી નાર;
શીલ થકી ચૂકે નહીરે, જો હોવે ક્રોડ પ્રકાર. ૧૮-B

રાવણ તો માને નહીરે, દેવી કેરી વાય;
મ્હારે મન સીતા વસીરે, એહી કરો ઉપાય. ૧૮-C

પાનું ૨૩૫. ઢાલ ૪૬. ગાથા ૨૫-૨૬ની વચ્ચે.

નિભ્રંછે વચને કરી, અકટ વિકટ અપાર;
વિલવિલ શબ્દ કરે ઘણું, મંદોદરી તેણી વાર. રા. ૨૫-A

એ ઉપસર્ગ આકરા, કીધા રાવણ પાસ;
મંદોદરી રાણી તણા, રાય ન દેખે નયણે તાસ. ૨૫-B

પાનું ૨૩૫. ઢાલ ૪૬. ગાથા ૨૭ના પહેલા બીજા પાદ વચ્ચે.

... ... ... ... ... ..., ધરે રૂપ રસાલ;
સિદ્ધશું રાવણ આગે, આવી વિદ્યા તતકાલ. રા.
અંતરિક્ષ રહી સનમુખે ... ... ... ... ...;
... ... ... ... ... ..., ... ... .... રા. (૨૭)

પાનું ૨૩૫. ઢાલ ૪૬. ગાથા ૨૮-૨૯ વચ્ચે.

વિદ્યા-વાયક સાંભળી, પામ્યો હર્ષ અપાર;
કાજ સર્યાં અમ માહરાં, ગઇ ચિંતારે અપાર. રા. ૨૮-A

પાનું ૨૩૬. ઢાલ ૪૬. ગાથા ૩૨ના ૧લા ૨જા પાદ વચ્ચે.

............................, ગર્વપૂરિત ગાત્ર;
વિદ્યાની તો સાહ્ય પામી, કરશું સહુનો ઘાત. રા.
આપ જણાવા કારણે;...........................;
.................;...........................રા. (૩૨)

પાનું ૨૩૬. ઢાલ ૪૬. ગાથા ૩૩-૩૪ની વચ્ચે.

એ અવસરે રાયજીનો, વ્રત ભંજ્યોરે ભાવ,
તે અવસરે અધોગતીનો, નૃપ બાંધ્યો ચોથીનો આય. રા. ૩૩–A

પાનું ૨૩૬. ઢાલ ૪૬. ગાથા ૩૫–૩૬ની વચે.

કાયા–મમતા છોડીને, તજી જીવીતવ્ય આશ;
શીલ સમકિત રાખવાને, બૈયઠીરે આગળે તાસ. રા. ૩૫–A
ધીરજ અવિલંબી કરી, જાણી કર્મનો દોષ;
સતી લંકપતી ઉપરે, નહીં આણ્યો રંચક રોષ. ૩૫–B

પાનું ૨૩૬. ઢાલ ૪૬. ગાથા ૩૭–૩૮ વચે.

જિન ધર્મનો મર્મ જાણી, કામ–અંધો હેય;
એહ અન્યાય અધિક મહોટો, મેં કીધો છેરે સોઇ. રા. ૩૭–A

પાનું ૨૩૭. ઢાલ ૪૬. ગાથા ૪૦–૪૧ વચે.

મન અપુઠો વાલિયો, માઠી જાણી પરનાર;
ભોગ થકી વિરક્ત થયો, પાછી દેવા કિયો વિચાર. રા. ૪૦–A

પાનું ૨૩૮. ઢાલ ૪૬. ગાથા ૪૩–૪૪ અને ૪૪–૪૫ વચે.

સીતાને તો કારણે, મેં કીધો સંગ્રામ;
કાજ ન સીધો અપજશ લીધો, લોકમાં કીધો કુનામ. રા. ૪૩–A
અજશ અધોગતિ બંધથી મતિ, ભલી ન ઉપજે કોઇ;
વિવેક સાથેલો વીસરી, ગતી તેહવી મતી હોઇ. રા૦ ૪૪–A
રાત વિષે નૃપ ચિંતવે, જબ હોવે પરભાત;
રામ લક્ષ્મણ જિતીને, પાછી આપું હાથ. ૪૪–B

પાનું ૨૩૯. ઢાળ ૪૬. ગાથા ૪૫ પછી.

યુદ્ધ સજીને જીપવા, ચાલણ લાગ્યો રાય;
દર્પણ મુખ નવી દેખીયો, રાણી વારે મત જાય. રા. ૪૫–A
હાથથી ખડ્ગ પડ્યો, માન રહ્યો કર સોય;
ચાલતા શિર મુકુટ પડ્યો, શુકન અશુદ્ધજ હોય. ૪૫–B
વિનાશ કાલે આસનું, આવિયાથી કુવચન;
દેખી મંત્રી બહુ વારે, રાય ન માને કથણ. ૪૫–C

ચાલીયો આડંબર ઘણો, મત્સર ધરંતો આપ;
થર હરાવે મેદિની, કરતો અતિ સંતાપ. ૪૫–D
રાક્ષસ અતિ આનંદીયા, સૂરો દેખી ઇશ;
આડંબર અતિ આકરો, જિતશે વિશ્વાવીસ. ૪૫–E
ચાલી રણ મુખ આવિયો, જિતિ કરવા હેત;
કેશરીની પરે ગાજતો, પુણ્ય વીત્યો ચિત્ત ન દેત. ૪૫–F
તામ નરપતિ આપ ભાખે, કિહાં નૃપતિ ચોર;
રામ લક્ષ્મણ રક્ષા કરંત, આવિ દેખું બળ જોર. ૪૫–G
તામ સન્મુખ હોઇ ભાખે, સુમિત્રાનો નંદ;
આવ લંકપતિ ગર્વ તજી મુખ, આપ લડશું આનંદ. ૪૫–H

પાનું ૨૪૧. ઢાળ ૪૬. ગાથા ૪૬–૪૭, ૪૭–૪૮,
૪૮–૪૯, અને ૪૯–૫૦ની વચ્ચે, તથા ગાથા ૫૦ની પછી.

અસ્ત્ર શસ્ત્ર લડવે કરી, હુંસ ન રાખી કોઇ;
લંકપતિ સો રામાનુજ, વિવિધ પરે ઝુંઝાણા દોઇ. રા. ૪૬–A
વિદ્યા આવી અતિ ઉમાહી, માગે એ આદેશ;
હુકમ ચાહું સ્વામી થારો, કરું કારજ અશેસ, ૪૭–A
તામ નૃપતિ દેઇ આદર, વિદ્યાને ભાખંત;
એ અવસર વિદ્યા થારો, કારજ કરી દાખંત. ૪૭–B
દેખી રાવણ રૂપ અધિકા, સુગ્રીવાદિક ભૂર;
શોચ ઉપન્યો અધિક મનમેં, રાય દિસે પાણીનું પુર. ૪૮–A
અરૂણાવર્તજ ધનુષ્ય લીધો, વજ્રમુખો તો બાણ;
રાવણને સન્મુખ આવે, લક્ષ્મણ સૂરો રે સુલતાન. ૪૯–A
એક બાણે રે સોગુણુ ધાવે, સો માંહેથી સહસ્ર;
સહસ્રથી લખ ક્રોડ પ્રગટે, પૂણ્ય પ્રભાવે અસ્ત્ર. ૪૯–B
નામ સુદર્શન તેહનું, આયુધનું શિરદાર;
આયુદ્ધશાલાથી નિકલી, રાય પાસે આવે તિણવાર. ૫૦–A

પાનું ૨૪૨–૨૪૩. ઢાળ ૪૬. ગાથા ૫૧–૫૨, અને ૫૩–૫૪ ની વચ્ચે, તથા ૫૬ના બે પાદ પછી, ૫૬મીની આખી ગાથા પછી બે પાદ, અને ૫૭મીના બે પાદ પછીના બે પાદ.

ચક્ર લઇ ફેરિયો ને, મેલિયો તિણ વાર;
આકાશ માર્ગે ચાલિયો, આયો લક્ષ્મણની લાર. રા. ૫૧–A
રામ સુભટ કપિ *અતિ, ચક્ર આવંતો દેખ;
શોર મચિયો કટક અધિકો, શું કીજે ઉપકર્મ વિશેષ. ૫૧–B
લક્ષ્મણ ભાખે ચક્ર બાંધવ, અવસર તુમ પરિવાર;
વશ્ય થયા સહુ મહાયરે, રાય જ્યું રે અવર ઉપચાર. ૫૩–A
રામ ભાખે લંકપતિશું, નહીં ચક્રશું કાજ;
*આપો સીતા જાઉં પાછો, કરો તુમે સુખે રાજ. ૫૩–B
... ... ... ... ..., ... ... ...;
ફેંકિયો તવ રાવણ ઉપર, ચક્ર સુદર્શન ઘોષ. ‡ (૫૬)
આવંતો ચક્ર દેખિયો તબ, વીર રસ ભૂપાલ;
ચક્ર મુષ્ટી પ્રહાર દિધો, એહથીરે બહુ વિશાલ. (૫૬–A)
બેહુને બે હાથે હણંતાં, હુઆં બેના ચાર;
પુણ્ય વિના રાયજી રે, નહીં કર્યો કાંઇ વિચાર. (૫૬–B)

૫૬મી ગાથા પછીના બે પાદ.—

---

*કોઠારી કશળચંદવાળી પ્રતિમાં "રામ સુભટ કંપિઆ અતિ," પાઠ છે.

*કોઠારી કશળચંદવાળી પ્રતમાં "આપે સીતા જાય પાછો," એવો પાઠ છે.

‡ કોઠારી કશળચંદવાળી પ્રતમાં "ચક્ર રાવણ લારે મેલ્યું, ચાલ્યું ચક્ર સજોસ." એવો પાઠ છે.

ચક્ર માંહિથી ચક્ર નિકળી, હેયો છેદ્યો તામ; § (૫૬)

૫૭મીના બે પાદ પછીના બે પાદ.—

સહસ ચતુર્દશ આયુ ભોગવી, અશુભ કર્મ ઉપાય. (૫૭)

પાનું ૨૫૪. ઢાલ ૪૮. ગાથા ૨-૩ની વચ્ચે.

પુત્રો ઉપર માયનોરે, હોવે નેહ અપાર;
[1]સુરભિની પરે દેખિયોરે, ચિત્ત રહે વત્સ લાર હો. ૨-A

પાનું ૩૩૩. ઢાલ ૫૭. ગાથા ૪૩ના ૧લા ૨જા પાદ વચ્ચે.

... ... ... ... ..., ઉતારે તુજ ભારરે;
દિવ્ય કરો સહુ દેખતાંરે નં૦, સાચે સહુનો પ્યારરે. નં૦ પરમ.
[1]યુક્તિવાત કહે જાનકીરે, નં૦, ... ... ...;
... ... ... ..., ... ... ... .... (૪૩-૪૪)

પાનું ૩૩૪. ઢાલ ૫૭. ગાથા ૫૨ના ત્રણ પાદો પછી.

... ... ... ...; ... ... ... ...;
... ... ... ..., કિહાં ગયું છે શંકરે. નં૦ પરમ.
ધીજ કરાવી આકરોરે નં૦, આજ કરૂં સહુ સાચરે;
[1]સાચ ખડો સંસારમેંરે નં૦, ... ... ... .... (૫૨-૫૩)



§ આ બે પાદ અમારી ૫૬મી ગાથાના અંતના બે પાદને સ્થળે સમજવા, અર્થાત્ અમારી પ્રતના "ચક્ર મેલ્હી દીયું છેદ્યો, જાણીરે અધિક સરોષ," એ બે પાદો અને આ બે પાદોને પાઠાંતરરૂપે લેખવાથી પાદનું મળતાપણું રહેશે. તેમ નહિ કરવાથી બે પાદ વધુ થવા જાય છે.

૧ આ ત્રણ ગાથા શ્રી આત્માનંદ જૈન લાયબ્રેરીવાળા ગુટકામાં છે.

## કોઠો ૨ જો.

અમારી પ્રતના પાઠો કરતાં સ્થાનકોવાળી બન્ને પ્રતોમાં મૂલ પાઠો તથા પ્રક્ષિપ્ત પાઠો ઓછાં છે તેનો કોઠો.

આ કોઠો, મૂર્ત્તિવિષયક પાઠોને લગતી જે વિગત મુખબન્ધમાં અર્પી છે તે ઉપરાંતનો સમજવો. કારણ કે મૂર્ત્તિવિષયક પાઠો તો તેઓએ ઉડાવી લીધાનુંજ સંભવતું હોવાથી તેનું સ્પષ્ટીકરણ મુખબન્ધમાં આપ્યું છે. તે ઉપરાંતના પાઠો નથી તે અત્રે દર્શાવ્યા છે, પરંતુ, જે પ્રક્ષેપ પાઠો નોટમાં આપવામાં આવ્યા છે તે સહેજે સમજાઇ જતા હોવાથી ફેર જણાવ્યા નથી. માત્ર ચાલુમાં જે જે પાઠો તેઓની બંને પ્રતોમાં નથી તેજ જણાવ્યા છે. આત્માનંદ જૈન લાયબ્રેરીવાળા ગુટકામાં તે પાઠો છે કે નહિ તે તપાસ્યું. ફક્ત પાના ૨૫૭ની ૩૦મી ગાથા વિના કોઇ પણ બીજા પાઠો તેમાં એ નથી સુગમતાને ખાતર અત્રે અમારી પ્રતનુંજ પાનું, ઢાલ, ગાથાંક ઇત્યાદિ મથાળે મૂકયા છે. આ ગાથાઓ આ પ્રતમાં હોવાથી તે ફરી ન જણાવતાં માત્ર ગાથા અને ઢાલોના આંકજ જણાવ્યા છે, જે ઉપરથી સમજી શકાશે કે તે પાઠો સ્થાનકોવાળી બંને પ્રતોમાં નથી.

| પાનું. | ઢાલ. | ગાથાંક. | ટીપ. |
|---|---|---|---|
| ૩૧ | ૭ | ૩૩. | |
| ૪૬ | દુહામાં | ૪થો દુહો. | |
| ૭૬ | ૧૮ | ૧૯મીનું | ૩–૪થું પાદ. |
| ૭૬ | ૧૮ | ૨૦મીનું | ૧–૨જું પાદ. |
| ૮૦ | ૧૯ | ૧૭મીનું | ૩–૪થું પાદ. |
| ૮૦ | ૧૯ | ૧૮મીનું | ૧–૨જું પાદ. |
| ૧૨૨ | ૨૮ | ૧૫ | |

પાનું. ઢાલ. ગાથાંક. ટીપ.

૧૬૬......... ૩૭......૨૫ અને ૨૬

૧૯૦......... ૪૧......૨૭

૨૦૩......... ૪૨......૪૩ ગાથા પછીનો પ્રક્ષેપ દુહો.

૨૦૯–૨૧૦... ૪૩......૩૫ ગાથા પછીના પ્રક્ષેપ ૩ સોરઠા.

૨૧૨.........દુહામાં ... ૬ઠ્ઠો દુહો.

૨૧૪......... ૪૪...... ૭ મી ગાથા પછીની પ્રક્ષેપ ૪ ગાથા
અને સંસ્કૃત અનુષ્ટુભ.

૨૧૭......... ૪૪...... ૧૯ ગાથા પછીનો આખો મંદોદરી ઉવાચ.

૨૨૩.........દુહામાં ... ૫ મો દુહો.

૨૨૩......... ૪૫.........શરૂઆતનો પહેલો દુહો.

૨૩૫......... ૪૬.........ગાથા ૩૦ પછીનો આખો મંદોદરી ઉવાચ.

૨૩૭......... ૪૬......૩૯ પછીનો સંસ્કૃત શ્લોક.

૨૩૭......... ૪૬......૪૧ અને ૪૨

૨૩૮......... ૪૬......આખું પાનુંજ.

૨૩૯......... ૪૬......ગાથા ૪૫ પછીનો આખો ત્રિભંગી છંદ.

૨૪૦......... ૪૬......આખું પાનુંજ.

૨૪૧......... ૪૬......૪૮ ગાથા પછીના છંદ.

૨૪૨......... ૪૬......૫૦ ગાથા પછીના છંદ.

૨૪૩......... દુહામાં...૫મો પ્રક્ષેપ દુહો.

૨૪૩–૨૪૪–૨૪૫–દુ૦...૫મા દુહા પછીથી ૨૪૪મું આખું પાનું
અને ૨૪૫ માની ૬ઠ્ઠી ગાથા સુધી.

૨૪૫–૨૪૬... દુહામાં...૬ઠ્ઠા દુહા પછી પુનરપિ–ઢાલ આખી.

૨૪૮......... ૪૭......૧૧મી પ્રક્ષેપ ગાથા.

૨૫૨......... ૪૭......૫૪ પછીનો સંસ્કૃત શ્લોક.

| પાનું. | ઢાલ. ગાથાંક. | ટીપ. |
|---|---|---|
| ૨૫૬......... | ૪૮......૨૦ | પછીના પ્રક્ષેપ દુહા. |
| ૨૫૭......... | ૪૮......૩૦* | |
| ૨૫૭-૨૫૮... | ૪૮......૩૨ | ગાથા પછીની પ્રક્ષેપ ઢાલ. |
| ૨૬૬......... | ૪૯......૫૯મી | ગાથા પછીનો ૧ દુહો અને ૩ પ્રક્ષેપ ગાથાઓ. |
| ૨૯૦......... | દુહામાં... | દુહાના પ્રક્ષેપ બે પાદ. |
| ૨૯૧-૨૯૨-૨૯૩......... | | આખા પાનાંજ પ્રક્ષેપ. |
| ૨૯૪......... | ............ | સહુ અંતનાં એક 'દુહાવિના આખું' પ્રક્ષેપ પાનુંજ. |
| ૨૯૫......... | ............ | શરૂઆતની ૭ પ્રક્ષેપ ગાથા. |
| ૩૦૩......... | દુહામાં...... | ૪થા દુહા પછીની પ્રક્ષેપ ઢાલનું ૧ પાદ. |
| ૩૦૪......... | દુહામાં...... | શરૂઆતની ૪ પ્રક્ષેપ ગાથા. |
| ૩૦૪-૩૦૫... | દુહામાં...... | ૫મા દુહા પછીની ૨૨ ગાથાઓ. |
| ૩૨૪......... | દુહામાં...... | ૧૦મો દુહો. |
| ૩૩૭......... | ૫૮......... | ૫મી ગાથાનું ૨-૩-૪ થું પાદ અને ૬ ઠ્ઠી ગાથાનું ૧લું પાદ. |
| ૩૪૧......... | ૫૮......... | શરૂઆતના બે સંસ્કૃત વસન્તતિલકા. |
| ૩૬૯-૩૭૦... | ૬૨-છેલ્લી.. | પરંપરાની ૫૦થી ૫૩મી ગાથાઓ. |

* આત્માનંદ જૈન લાયબ્રેરીવાળા ગુટકામાં ફક્ત આ એક છે.

# નવીન ગ્રન્થો.



| અંક. | નામ વગેરે. | કિંમત. |
|---|---|---|
| ૨૧ | —શ્રીઉપદેશરત્નાકર—શ્રીમાન્મુનિસુન્દર—સૂરિકૃત સ્વોપજ્ઞ ટીકા યુક્ત | ૧-૪-૦ |
| ૨૨ | -શ્રીઆનંદકાવ્યમહોદધિ—મૌક્તિક ૩જું. જેમાં શ્રાવક ઋષભદાસકૃત ભરત બાહુબળી, કવિ વાનાજીકૃત જયાનંદ કેવલી, શ્રીલાવણ્યસમયકૃત વચ્છરાજ-દેવરાજ, શ્રીનયસુંદરજીકૃત સુરસુંદરી, શ્રીમેઘરાજજીકૃત નળદમયંતી, અને શ્રીજિનહર્ષજીકૃત હરિબળમાછી, એમ ૭ રાસાઓ છે. પ્રાચીન ગૂજરાતી કાવ્ય ગ્રન્થ. | ૦-૧૦-૦ |
| ૨૩ | -શ્રીચતુર્વિંશતિજિનાનંદસ્તુતિ—કર્ત્તા શ્રીમેરૂવિજયમુનિ. સ્વોપજ્ઞ વિવરણ સહિત ... .... .... .... .... | ૦-૨-૦ |

દરેક અંકો મળવાનું ઠેકાણું:—

લાયબ્રેરીયન શેઠ દેવચંદ લાલભાઇ

જૈન પુસ્તકોદ્ધાર ફંડ ઓફીસ.

C/O શેઠ દેવચંદ લાલભાઇ ધર્મશાલા

બડેખાં ચકલો, ગોપીપુરા, સુરત.

શેઠ દેવચંદ લાલભાઇ-જૈનપુસ્તકોદ્ધાર-ગ્રન્થાંકે

श्रीकेशराजमुनिकृत-

# श्रीरामयशोरसायन-रास.

श्रीनाभेयजिनाय नमः

श्रीमदनुचंद्राजित्सद्गुरुभ्यो नमः

श्रीरामचंद्राय नमः

### વેલાવલ રાગ—દુહા

શ્રીમુનિસુવ્રતસ્વામીજી, ત્રિભુવનતારણ દેવ;
તીર્થંકર પ્રભુ વીશમા, સુરનર સારે સેવ. ૧
પુત્ર સુમિત્ર નરિંદનો, પદ્માદેવી તસ માય;
જનમભોમિ જિનવરતણી, રાજગૃહી કહિવાય. ૨
અવતરિયા હરિવંશમેં, હરિ સાચવિયા સાર;
કલ્યાણક પાંચે ભલાં, નામ સદા જયકાર. ૩
ચરણકમળ તેહના નમી, રામ સુલક્ષ્મણરાય;
સીતાને રાવણતણો, ચરિત્ર રચું સુખદાય. ૪
સુખદાઈ સહુ લોકને, રામકથા અભિરામ;
શ્રવણ સુણંત સરે સહી, મનના વંછિત કામ. ૫
'રા' ઉચ્ચરતાં મુખથકી, પાપ પુલાઈ જાય;
મતિ ફિરી આવે તેહથી, 'મ'મો કમાડી થાય. ૬

પાવનમેં પાવન મહા, [1]કલિમલ હરણ અપાર;
મોક્ષપંથનો [2]સાંવ(બ)લો, સજ્જન જીવનો સાર. ૭
વીસામાથાનક ભલો, ખેમ કુશલકો ઠામ;
બીજ ધર્મતરૂવરતણો, શ્રીરામચંદ્રનું નામ. ૮
લક્ષ્મણ રાવણ રાજીયા, તીર્થંકરપદ પાય;
મુગતિપુરી જઇ થાયસ્યૈ, સકલ જગતકા રાય. ૯
સત્યવતી (સીતા) સાચી સતી, શીલતણી (થકી) [3]અવદાત;
સ્વર્ગે પોહુંતી બારમે, વસુધામેં વિખ્યાત. ૧૦

## ઢાલ પહિલી. જકુડીની. મ મ કર જીવડા એ માહરો માહરો—એ દેશી.

જંબૂદ્વીપે ક્ષેત્ર ભરત ભલો, લંકા નગરી (પુર) થાનક
નિરમલો;

## ઉલાલાની દેશી–

નિરમલો થાનક પુરી લંકા, દીપતો રાક્ષસ* જુઓ;
અજિતજિનવરતણે વારે, ભૂપ ઘનવાહન હુઓ.

---

૧–કળિકાળ. ૨–ભાતું. ૩–નિર્મલ, પવિત્ર.

*રાક્ષસદ્વીપ ચૌડાપણે (૭૦૦) યોજન પ્રમાણનો છે. તેમાં નવ યોજન ઉંચો અને પાંચસો (૫૦૦) યોજન લાંબો છે. તે ઉપર ત્રીશ (૩૦) યોજન ચિત્રકૂટ પર્વત નીચે પોલી જમીન છે. ત્યાં પાતાલ લંકા છે. જમીન નીચે ત્રગુસે ગુફાકારક કહી. પાતાલ લંકાની જમીન વીશ (૨૦) યોજન પ્રમાણની છે. એમ 'વિચારશાસ્ત્ર'માં વર્ણવ્યું છે. ત્રણ કૂટને વચલે કૂટે લંકા નગરી વસે છે. લંકા કોટનો પ્રમાણ ત્રીશ લાખ ક્રોડ મણ લોહ, બર લાખ ક્રોડ મણ તાંબુ, અને દશ લાખ ક્રોડ મણ સોનું. એ પ્રમાણે કોટનું પ્રમાણ (નિયમ) વિચારી લેવું.

મહારાક્ષસ સુત પાટ થાપી, અજિતસ્વામી હાથએ;
[1]ચરણ પામી મોક્ષ પોહુંતો, ઘણા મુનિવર સાથએ. ૧
રાક્ષસ રાજા રાજ્ય[જ] કરી ઘણો, અવસર જાણી તપ-
સંયમ તણો;

## ઉલાલાની દેશી.

અવસર જાણી પુણ્ય પ્રાણી, દેવ રાક્ષસ સુતભણી;
રાજ્ય થાપી ગ્રહી સંયમ, લહી મોક્ષ (મુક્તિ) સુહામણી.
અસંખ્યાતા હુવા ભૂપતિ, સમય દશમા જિનતણૈં;
કીર્તિધવલ નરિંદ્ર નીકો, રાય આડંબર ઘણૈં. ૨
ઇણુ અવસર રૂપાચલ(ને)[2] વિષૈં, મેઘાભિધપુર
નગર અછૈં અછૈં;

## ઉલ્લાલાની દેશી.

અછૈં (છૈં) ખગ[3] અનિંદ્ર રાજા, નારી તેહને શ્રીમતી;
શ્રીકંઠ પુત્ર, પવિત્ર પુત્રી, નામિ દેવી ગુણવતી.
પુષ્પોત્તર નૃપ રતનપુરપતિ, નંદ પદ્મોત્તર સહી;
તસ-અર્થે દેવી કન્યકા એ, રાયે માગી ઉમહી. ૩
ખેચઉ સુતને પરણાવી નહીં, લંકાપતિને વ્યાહી ગહગહી;

## ઉલાલાની દેશી.

ગહુગહી વ્યાહી અતિ ઉમાહી, કીર્તિ ધવલ નરેંદ્રનૈં;
દેવીવ દેવી સદા સુખદા, શચી[4] જેમ સુરેન્દ્રનૈ.
અનિંદ્ર સાથે રતનપતિ (પણ), વહૈ અમરષ[5] આકરો;
નારીહેતે કલેશ અધિકો, ઉપજ્યો સુણીયે ખરો. ૪

૧-ચરિત્ર. ૨-રૂપાનો પર્વત ૩-વિદ્યાધર ૪-ઇંદ્રાણી ૫-રોષ

પુષ્પોત્તરની પદ્મા કુમરી, (ખગ) શ્રીકંઠે રાગે અપહરી;

### ઉલાલાની દેશી.

અપહરી નિસુણી જામ પદ્મા, પુષ્પોત્તર નૃપ સાજીયો;
દલ બલ વિરાજી પૂઠી હુવો, તામ(ર) ખેચર ભાજીયો.
લંકાપતિનું શરણ લીધું, લંકપતિ વતકાકરી(હી);
સમજાવી રાજા મેલ કીધો, પક્ષ તો જીતે સહી. ૫
ભાંખે લંકાનો પતિ સાદરો, વાસ તુમ્હારો ઇહાંહી કરો;

### ઉલાલાની દેશી.

ઇહાંહી તુમ વાસ ઠાણો, તિહાં તુમ્હ દ્વેષી સહુ;
કોઈ વેલા પિશુન વાસૈ, લાજતો નિઘટૈ બહુ.
દ્વીપ વાનર ત્રિશત [1]યોજન, ઠામ અધિક સોહામણો;
વાગ્ર કીજૈ સુખૈ રહીજૈ, પ્રેમ સાચો આપણો. ૬
ભગિનીપતિનો ભાંખ્યો માનીયો, પુરિય કિંકિંધા
વાસ વખાણીયો;

### ઉલાલાની દેશી.

વખાણીયો વર વાસ વારૂ, મહિલ મોટા મંદિરૂ;
જૈનચૈત્ય ઉત્તંગ પોસહશાલ, દીસે સુંદરૂ.
ઉત્તમાચાર અચા[પા]ર સહુઐ, ધર્મ-કર્મ સમાચરૈ;
દેવ પૂજા સુગુરૂસેવા, જનમ ઇમ સફલો કરૈ. ૭

---

૧-લવણસમુદ્રમધ્યે ત્રીશ યોજન પ્રમાણ કિંકિંચાર પર્વત છે લંકાથી (૩૦) ત્રીશ યોજન અલગો છે. તે વાનરનામાદ્વીપ (ચાલુ ઢાલન ૬ ગાથામાં ૩૦૦ યોજનનો લખેલ છે) ત્રણ હજાર (૩૦૦૦) યોજ લાંબો છે.

વાનરદ્વીપે વાનર દેખીયે, રાજા રીઝયો પ્રેમ વિશેષીયે;

## ઉલાલાની દેશી.

વિશેષીયેં તવ પ્રેમ બહુલો, મારવા કો નવિ લહૈ;
અન્નપાણી દીજૈ નૃપઆદેશૈ, વચન સહુવૈ સરદહૈ,
ચિત્ર લેપ સુછવિ ખેચર, રૂપ વાનરનો ધરે;
તેહુથી અથ દ્વીપવાનર, નામ વાનર વિસ્તરે. ૮
શ્રીકંઠેથી ઉપજ્યો નંદન, વજ્ર સુકંઠી નામે આનંદન;

## ઉલાલાની દેશી.

આનંદકારી રાય એક દિન, સભામેં બૈઠો જિસૈં;
દ્વીપ અષ્ટમેં જાત હેતેં, જાત દેખ્યા સુર તિસૈં;
રાય ચલિયો માનુષોત્તર,—ગિરિ યાન ખલાઈયો;
સાધુસંગે લેઈ સંયમ, રાય મોક્ષ સિધાઇયો. ૯
વજ્ર સુકંઠાદિક અનેકજી, રાજા હુવા છે સુવિવેકજી;

## ઉલાલાની દેશી.

સુવિવેકી બહુ રાય હુવા, વીશમા જિનનૈ સમૈ;
ઘનોદધિ વરરાય હુવો, અનમતેં આવી નમૈ.
લંક નગરી તડિતકેશજી, રાય રૂડો વિરાજતો;
રાક્ષસાં વાનરાંમાંહિ, પ્રેમનો ગુણ ગાજતો. ૧૦
નંદનવનમેં લંકાનો ધણી, રમવા ચાલ્યૌ સાથ ત્રિયા ઘણી.

## ઉલાલાની દેશી.

ત્રિયા[1] સાથે રાય ખેલૈ, વાનરો એક જેતલૈ;
રાયત્રિયાના કુચ[2] વિલૂર્યા, કોપીયો નૃપ તેતલૈ.

---

૧–સ્ત્રી. ૨–સ્તન.

બાણ હણીયો, ભૂય પડીયો, સાધુ દે નવકારએ;
સરધીયો સાચો સોઈ વાનર, હુવો ઉદધિકુમારએ. ૧૧
અવધિ[1] પ્રયુંજી દેખ્યો દેવજી, આવે રૂષિજીની સારે સેવજી;

## ઉલાલાની દેશી.

સેવ સારે તામ નૃપના, લોક વાનર મારએ;
દેખી કોપ્યો દેવ વાનર, સેનપ્રતિ વિસ્તારએ;
કોપીયા કપિ તરૂ શિસું, હણૈ રાક્ષસ લાખ એ;
શાંતિને વલી સુર મનાવી, બગસ અબૈ મુખ ભાખએ. ૧૨
સાધુ સમીપેં દોનુ આવીયા, મુનિદેશન સુણી શાતા પાવીયા;

## ઉલાલાની દેશી.

પાવીયા સાતા રાય પૂછે, કહો ઋષિ કરૂણા કરી;
વાનરાની માહુરીએ, સુણાવો પૂરવ[2]ચરી;
પુરી શ્રાવસ્તિયેં મંત્રીપુત્ર, તું તો નૃપ હુતો;
કાશીયેં [3]લુબ્ધક જીવ કપિનો, પાપ જીવીથો છતો. ૧૩
મુનિવર પાસે તેં દીક્ષા ગ્રહી, વણારસીયેં આવ્યો તું વહી;

## ઉલાલાની દેશી.

વહી આયો તામ લુબ્ધક, મારીયો તે મુનિવરૂ;
મહેંદ્ર કલ્પે દેવ હોઈ, તું હુવોજી નરેસરૂ.
નરકનાં દુઃખ દેખી લુબ્ધક, ઉપન્યૌ વાનરપણૈ;
વયર કારણ ભવ વધારણ, જ્ઞાનવલ્લી મુનિવર ભણૈ. ૧૪
પુત્ર સુકોશલને પદ આપીયો, સંયમ સાથે નૃપમન થાપીયો;

---

૧–અવધિજ્ઞાન. ૨–વાત–કથા. ૩–શિકારી.

## ઉલ્લાલાની દેશી.

થાપીયો સંયમ સાથીએ, મન મોક્ષમારગ સાધીયો;
ઘનોદધિ વર ગ્રહી સંયમ, મોક્ષમાર્ગ આરાધીયો,
કિકિંધર કિકિંધાઈશ, સુકોશલ લંકા વલી;
**કેશરાજ** મુનિંદ પહિલી, ઢાલ એ ભાખી ભલી. ૧૫

### દુહા.

ગિરિ વૈતાઢ વિશેષથી, રથનૂપુર પુર દેખિ;
અશનિવેગ રાજા ભલો, પાલૈ રાજ્ય વિશેષિ. ૧
વિજયસિંહ વિજયી મહા, વિદ્યુતવેગ વિશેષ;
[3]દોદંડે દો નંદનાં, પાઈ સોહ વિશેષ. ૨
તિણ પર્વત આદિત્યપુર, મંદરમાલી રાય;
તિહિંઘર પુત્રી ઉપની, **શ્રીમાલા** સુખદાય. ૩
[4]સ્વયંવર મંડપ તેહનો, બોલાવ્યા બહુ ભૂપ;
મંડપની રચના ભલી, આછી ભાંત અનૂપ. ૪
રાય સહૂને [5]અતિક્રમી, વરિયો કિકિંધારાય;
વિજયસિંહ કોપ્યો ઘણો, અમરષ સહિયો ન જાય. ૫
આગેંહી ઉતારીયા, પર્વતથી તુમ્હ પ્રાંહિ;
અરે ! છંડેલો છલવટો, અજૂં મૂકો નહિ કાંહિ; ૬
કૈં આપો વરમાલિકા, કૈં શૂરા સંગ્રામ;
થાવો, સુણી કોપ્યા ઘણા, વાનર રાક્ષસ સામ. ૭
વિજયસિંહ સુત મારીઓ, કિકિંધાનૃપને ભ્રાત;
અંધક હણી બદલો લીયો, વિજયસિંહને તાત. ૮

---

૧—ભુજા દંડ. ૨—કન્યા પોતાની મેળે વર પસંદ કરે, તેવું સ્થલ.
૩—ઓળંગીને.

કિકિંધા લંકાધણી, લૂંટી કાઢયા દોય;
ઈહાંય લેખો કો નહીં, બલીયો કરૈ સો હોય. ૯

## ઢાલ ૨૭. પ્રભુતન અંગી સુહાવતી હૈ—એ દેશી.

બલીયાં સ્યું ક્યું લાગતા હૈ, ફિરિ પાછૈહી ભાગતા હૈ, આંકડી,
કિકિંધા લંકાના નાયક, પાયાલાં થિતિ ઠાવતા હૈ;
લંક પાયાલ પ્રસિદ્ધિ પુહવી, વાસ કીયાં સુખ પાવતા હૈ. બ. ૧
અશનિવેગે નૃપ નિર્ઘાતજ, લંકા થાણા થાપતી હૈ;
દેશ નગર પુર પાટણ સહુવૈ, થા જોગને આપતા હૈ. બ. ૨
સહસ્રાર સુતને દીયે પદવી, આપણ સંયમ ધારતા હૈ;
સુમતિ-ગુપતિ વ્રતનો પ્રતિપાલક, નિજ પરકારજ સારતા હૈ. બ. ૩
રાય સુકોશલ ઘરે પટરાણી, નારી શિરોમણી નાયકા હૈ;
માલી સુમાલી મલ્યવાન એ, પુત્ર તીનની દાયકા હૈ. બ. ૪
કિકિંધાપતિની વર વનિતા, નામે તો શ્રીમાલા હૈ;
રક્ષરજા આદિત્યરજા દો, સુતની મા સુવિશાલા હૈ. બ. ૫
રાય કિકિંધ મધુ પર્વતપરિ, સુખ સાતા અતિ માનતા હૈ;
નામ કિકિંધ નગર નિવસાવી, વાસ વિશેષે ઠાણતા હૈ. બ. ૬
રાય સુકોશલ તણા સુત કોપ્યા, નૃપ નિર્ઘાત નિકાસ્યો હૈ;
માલી લંકાપુરી કિકિંધા, સૂરરાજા નૃપ વાસ્યો હૈ. બ. ૭
નૃપ સહસ્રાર તણૈ ઘરે નારી, ચિત્રસુંદરી રાજૈ હૈ;
નંદન ઇંદ્ર અનોપમ જાયો, ઓપસેં ઇંદ્રહી સાજૈ હૈ. બ. ૮
માલી રાજા ઇંદ્રૈ નિપાતી, પુનરપિ લંકા લીધી હૈ;
નૃપ વૈશ્રવણ ભણી સા દીધી, ખુણસ નિખુણસી કીધી હૈ. બ. ૯

લંક પાયાલ સુમાલી વસતાં, રત્નશ્રવા સુત તંડયૌ હૈ;
કુસુમ ઉદ્યાન જાઇ વિદ્યાનો, સાધન મોટો મંડયો હૈ. બ. ૧૦
ખેચરકુમરાંકે મનહરણી, પાસે આવી ઉભી હૈ;
તન મન રાચિ રહી છે સાચી, પ્રભુજીને ગુણ ખૂભી હૈ. બ. ૧૧
નિશ્ચલ મન રાખતાં નરવરે, સૂધો સાધન સાધ્યૌ હૈ;
માનવ સુંદરી વિદ્યા સાધી, વાન ઘણેરો વાધ્યો હૈ. બ. ૧૨
દષ્ટિ પસારી જોતાં દેખૈ, પાસૈ પદ્મની ઠાઢી હૈ;
આપણ કુણ અછો કહૈ સુંદરી, વચને કથને ગાઢી હૈ. બ. ૧૩
કૌતુક મંગલ પુરવર મોટો, **વ્યોમવિંદૂ** તિહાં રાજા હૈ;
કોસીકા કે કસીય સહોદરી, રૂપ કલાગુણ તાજા હૈ. બ ૧૪
કૌશિકા તો વિશ્રવસાઘરે, વિશ્રમણસુત વંકાહૈ;
ઇંદ્રતણો અધિકારી અધિકો, લંકારાજ નિઃશંકા હૈ. બ. ૧૫
નિમિત્તિયે મુજ તુમ્હ વર ભાખ્યા, મનસા અધિક ઉમાહી હૈ.
તેડી કુટુંબ આડંબર રાજા, સા કન્યા તબ વ્યાહી હૈ. બ. ૧૬
પુર કુસુમાતન વોરે વસાવી, વસવાનો સુખ માને હૈ;
ધર્મ (ભાવથી) કરતાં બહુલો, જનમ કૃતારથ જાને હૈ. બ. ૧૭
એક દિવસ કૈકસી નિસાયે, સિંહ સલૂણો દેખ્યો હૈ;
ગજકુંભસ્થલ ભેદ કરંતો, નૃપને હર્ષ વિશેષ્યો હૈ. બ. ૧૮
ગર્ભવતી સા રાણી વાણી, અતિ અસુહાણી ભાખે હૈ;
મોડે અંગ કલેશ કરંતી, માન ઘણો મન રાખે હૈં. બ. ૧૯
દર્પણ છાંડ ખડગ મુખ દેખે, ઇંદ્રજી આણ મનાવે હૈ;
અરિ સિરપાવ દીયૈ ઇત્યાદિક,, ગર્ભપ્રભાવ જણાવે હૈ. બ. ૨૦
પ્રતિપખીયાં ઘર ત્રાસ પડંતો, શુભ વેલા સુત જાયો હૈ;

સહસ્ર[1] ચતુર્દશ વર્ષ પ્રમાણે, અવિચલ હોઇને આયો હૈ. બ. ૨૧
ભીમેંદ્રેણ [2]પુરાર્પિત પરગટ, માણિક નવાં નિપાયો હૈ;
હાર ઉઠાવી ઉંચો લીધો, પહિરી ગલે શોભાયો હૈ. બ. ૨૨
દેખી કેકશી એહ તમાસો, અચિરજ અધિકો પાયો હૈ;
રત્નશ્રવાને એહ અપૂર્વ, રાણી ખ્યાલ બતાયો હૈ. બ. ૨૩
રાક્ષસઇંદ્રૈ ઘનવાહનનૈ, આપ્યોતો એમ સુણીયૈ હૈ;
[3]પૂર્વજાં તવ પૂજ્યો અર્ચ્યો, દેવતણી પરેં થુણીયૈ હૈ. બ. ૨૪
નાગ હજારે સેવિત કિણહી, ઉપાડયો નવિ દીઠો હૈ;
બાલક થારો જીલાયે સો, કંઠે પહિરી બેઠો હૈ. બ. ૨૫
નવ માણિકમૈ નવ મુખ દીસૈ, દશમો સહિજ દિખાયૈ હૈ;
[4]દશમુખ નામ પિતા તબ થાપ્યો, ઉચ્છવ અધિકો થાયૈ હૈ. બ. ૨૬
સુમાલી મંદિરગિરિ ગયોથો, જ્ઞાનવંત ઋષિ બૂઝયો હૈ;
નવ માણિકનો હાર વહૈ સો, [5]ત્રિખંડાધિપ સૂઝયો હૈ. બ. ૨૭
[6]ભાનુ સુપન દેખી સુત જાયો, ભાનુકરણ કહાયો હૈ.
કુંભકરણ તો અપર નામથી, સૂરજ તેજ સવાયો હૈ. બ. ૨૮
ત્રીજી વારે સૂર્પનખાજી, પુત્રી તો અતિ પ્યારી હૈ;
ચોથી વારે ચંદ્રસુપનસોં, બિભીષણ સુખકારી હૈ. બ. ૨૯
ષોડશાગ્ર ધનુષ સમુન્નત, સહોદર સમ ભાયો હૈ;
બીજી ઢાલ વિશાલ વિશેષી, કેશરાજ મુનિ ગાયો હૈ. બ. ૩૦

## દુહા.

એક દિવસ રાવણ પ્રભુ, ઉંચો જોવૈ જામ;

---

૧–હજાર. ૨–પહેલાં આપેલ. ૩–પૂર્વ વંશજોએ, ૪–રાવણ દશમુખવાળો ૫–ત્રણખંડનો રાજા ૬–સૂર્ય

બૈશી વિમાને આવતો, વૈશ્રમણ ગુણધામ. ૧
દેખી પૂછી માયજી, એ કુણ રાજા હોય;
માસીસુત તો તાહરો, મુજ ભગનીસુત જોય. ૨
વૈશ્રમણ નામે ભલો, ઇંદ્રતણે ઘર એહ;
માનીજે મતિ આગલો, સકજાં સાથ સનેહ. ૩
તુમ્હ [1]પિતામહ મારિકૈ, લંક ગ્રહી હરિરાય;
આપી છૈ તે એહનૈ, એ દુઃખ સહિયો ન જાય. ૪
લંકા દોઈ નામથી, વિદ્યા-રાક્ષસ નામ;
રાક્ષસ ભીમ કૃપા કરી, આપાથી અભિરામ. ૫
ઘનવાહન રાજાથકી, એ થિતિ ચાલી જાત;
અણતો કાંઈ દીસૈ નહીં, દીન વદે નૃપમાત. ૬
ધરતી છૂટૈ જેહથી, માન મહાતમ જાય;
સધનથકી નિરધન હુવૈ, જીવિત મુવાં ગિણાય. ૭
અણરખવાલાં ખેતને, જો જાણે સો ખાય;
રખવાલાં બૈઠાં છતાં, કોઈ ન ખાવાખા(જા)ય. ૮
સો દિન નયણે દેખિસું, લંકાનગરી જાય;
પિતામહને આસણે, તુમ્હ બૈસોસ્યો રાય. ૯
લંકાના [2]લુંટાકને, બંદીખાનામાંહિ;
દેખીશ તબ જાણીશ સહી, પુત્રવતી હું પ્રાંહિ. ૧૦
એહ મનોરથ માહિરા, [3]ગગનકુસુમ સમ દેખિ;
મારૂદેશ [4]મરાલિકા, દિન દિન ખીણ વિશેષિ, ૧૧

---

૧ પિતાનો બાપ, દાદો ૨ લુંટારો. ૩ આકાશના ફૂલ.
૪ હંસની પ્રિયા-હંસી

એહ વચન શ્રવણે સુણી, બિભીષણ બોલંત;
થા ધારી ઢાઢસિપકડી, માતા મમ ડોલંત. ૧૨

## ઢાલ ૩. પદ નીરાલ.

ચઢતો તેજ પ્રતાપે, દશકંધર રાજા;
તીન ભવન કો કંટક હીયૈ, આણ ન કોઇ ઉથાપે. દ. ૧
કુણસો ઇંદ્રિ–ધનદ વિચારો, કુણસો ખેચર આન;
ગ્રહગણ તારા ન રાતિપતિ હૈ, જબ ઉગૈ એક ભાનુ. દ. ૨
રાવણઘર બેઠા સુખ પાવો, કુંભકરણરો જોર;
અષ્ટાપદ[1] ઉઠયાથી કેહરિ, ભાગી જાવે ભોર. દ. ૩
કુંભકરણભી અલગો જાવો, મ્હારી અધિકી ટેક;
મયંગલ માતા કેહરિ આગે, પાવ ભરે નહીં એક. દ. ૪
રાવણ ભાખે માય ! સુણોજી, દ્યો હમને આદેશ;
વિદ્યા સાધન સાધી આવાં, વાધે વાન વિશેષ. દ. ૫
શુદ્ધ આરાધનને બલે સાધી, વિદ્યા એક હજાર;
સિંહતણે તનુ પાખર બેઠી, હુઆ અંગજ અપાર. દ. ૬
કુંભકરણ તો એકહી પામી, ચ્યાર બિભીષણ લાધી;
એમ કુશલસું તીને બંધવ, આયા વિદ્યા સાધી. દ. ૭
વિદ્યા સાધનકી વિધિ અધિકી, પદ્મપુરાણે વખાણી;
મૈ સંબંધ સંખેપ કીયો એ, ગ્રંથ વધંતો જાણી. દ. ૮
ષટ ઉપવાસે ખાંડો સાર્યો, ચંદ્રહાસ્ય વરદાઈ;
ચંદ્ર જેમ કલા નિત ચડતી, વાધે અધિક વધાઈ. દ. ૯

---

૧-સિંહ કરતાં પણ મોટો વિકાલ પ્રાણી છે, તેને જોઈ કેસરી પણ ભાગી જાય છે.

ગિરિ વૈતાઢે દક્ષિણ શ્રેણૈ, પુરવર સુરસંગીત;
મયનૃપ હેતુમતીની જાઇ, મંદોદરીય પવીત. દ. ૧૦
પરિણાવી રાજા રાવણને, સનમુખ આણી કુમારી;
જેમ શચી ઇંદ્રીં વર રાણી, રાયઘરાં એ રાણી. દ. ૧૧
ગિરિ મેઘરવ ખેચરપુત્રી, રમતી દીઠી રાયૈ;
છ હજાર વરી એક સાથે, પૂરવ પુણ્ય પસાયૈ. દ. ૧૨
પોમાવઈ પુત્રીનો તાતજ, સુરસુંદર વડરાજા;
અવરાં જનક મિલી સહુ સાથે, આયા લસકર તાજા. દ. ૧૩
બહુ સહુ મિલી બોલૈ સ્વામી, વેગ વિમાન ચલાવો;
આયા કટક વિકટ ભારી, ટલી વૈરિ સટલાવો. દ. ૧૪
રાવણ ભાખે ભામનીયાંસું, આરતિ[1] કાં ઇમ આણો;
ભૂરિ[2] ભુજંગે ગરૂડ ન બીહૈં, એ ઓખાણો જાણો. દ. ૧૫
કરી સંગ્રામ સહુને જીતી, નાગપાસેં કરી બાંધે;
નારીવચનાં છોડી બંધનથી, નેહ ઘણેરો સાધે. દ. ૧૬
મહોદર નૃપ કુંપપુરાધિપ, સરૂપનયના રાણી;
તડિતમાલા પુત્રી પરણાવી, કુંભકરણ ઘરેં આણી. દ. ૧૭
જયોતિઃપુરપતિ વીરનરેસર, નંદવતીની જાઈ;
[3]પંકજશ્રી [4]પંકજવરનયની, બિભીષણ સુખદાઈ. દ. ૧૮
મંદોદરીયેં જાયો નંદન, ઇંદ્રસરીખો તેજૈ;
**ઇંદ્રજીતજી** નામ પરિણામઇ, બોલાવ્યો ઘણહેજૈ. દ. ૧૯
મેઘસરીખો નયનાનંદન, નંદન નીકો જાયો;
મેઘજ વાહન વારૂ કુમર, કરમે તો કહાયો. દ. ૨૦

---

૧–આકુલ વ્યાકુલતા. ૨–ઘણા. ૩–કમળ જેવા સુંદર વર્ણવાળી. ૪–કમળના જેવા સુંદર નેત્રવાળી.

કુંભકરણ બિભીષણ ભાઈ, લંકાને ઉજાડે;
ધનદ સુમાલીસું ઓલંભો, દૂત–મુખે દેવાડે. દ. ૨૧
રાવણ રાજા ભાઈ તાજા, ચઢીયા તણ સંગ્રામે;
ધનદ સાથે જંગ કીયાંથી, રાવણજી જસ પામે. દ. ૨૨
[1]ચરમ શરીરી ધનદ નરેસર, ચારિત્રસું ચિત્ત લાવૈ;
શત્રુ–મિત્રસું સમ પરિણામી, રાવણ આય ખમાવૈ. દ. ૨૩
લંકા લીધી રાવણ રાણે, પુષ્પક લીયો વિમાન;
માયમનોરથ પૂરણ કીધા, પુરૂષાં એહુ પ્રમાણ. ૨૪
પુષ્પક વિમાનૈ બૈશીનૈ, જાતસમેતેં જાવૈ;
ભુવનાલંકૃત હાથી સાહી, ગજશાલૈ બંધાવૈ. દ. ૨૫
એક વિદ્યાધર આણી સુણાવે, કિકિંધાનૃપજાયા;
લંક પયાલ તજી નૃપનગરી, લેવા સારૂં આયા. દ. ૨૬
યુદ્ધે હરાવી યામરાજા તસ, બંદીખાને ઠાવૈ;
રાવણ છોડાવ્યા યમહરિસું, એહવ [2]ઉદંત સુણાવૈ. દ. ૨૭
લંકા લેઈ કિકિંધા લીધ, પુષ્પક લીયો યાન;
સુરસુંદર સંગ્રામ હરાયો, આજ વડો રાજાન. દ. ૨૮
કોપ્યો ઇંદ્રપરધાન નિષેધ્યો, દેખોને શું થાયે ?
યમને સુરસંગીત સમર્પી, આવ્યું કોટેં રાયે. દ. ૨૯
સૂરરાજાને પુરી કિકિંધા, પ્રીતિ ધરી નૃપ આપે;
રક્ષનગર તો રક્ષરજાનૈ, આપણડાકરિ થાપે. દ. ૩૦
ભલૈં મૂહૂર્ત્તડિંભ ઘણાસું, રાવણ લંકા આવૈ;
નારી વધાવૈ મંગલ ગાવૈ, સયણ મહા સુખ પાવૈ. દ. ૩૧

---

૧–છેલ્લા શરીરવાળો–તદ્ભવ મોક્ષગામી ૨–વૃત્તાંત.

આનંદ રંગ વિનોદ વિશેષેં, ઘરઘર મંગલ ચારિ;
**કેશરાજ** એ તીજી ઢાલે, સુખ સુખ જય જયકારિ. દ. ૩૨

## દુહા.

સૂરરાજાઘરે કામિની, ઇંદુમાલિની નારી;
વાલી સુત ઉપજ્યો વળી, કોન શકે તસ ટાલી. ૧
[1]સમુદ્રાંત પૃથિવી સહુ, નિત્ય પ્રદક્ષિણા દેય;
સબ વિધિ વાતાં આગલો, વાંદૈ સઘલા ચેય. ૨
પુનરપિ કેતે આંતરે, જાયો સુત સુગ્રીવ;
સુપ્રભા કન્યા વલી, શોભનીક સદીવ. ૩
રક્ષરાજાઘરે કામિની, હરિકંતા સુવિધાન;
નીલ અને નલ નામથી, જાયા પુરૂષ પ્રધાન. ૪
સૂરરાજા વાલી ભણી, નૃપપદવી આપંત;
ચારિત્ર પાલી નિર્મલો, મોક્ષ પોહોતો સંત. ૫

## ઢાલ ૪. અંગલૂહણો કરિ લીજીયેં—એ દેશી.

એક દિવસ લંકાપતિ, વાંદૈ ચૈત્ય અનૈ જતી અનૈ જતી.
પોહુતો પર્વત મંદરૂએ, સૂર્પણખાને અપહરી;
સ્વર ખેચર ગયો સંચરી, સં. લંક પાયાલેં ઘર કરૂએ. ૧
સૂરરાજાનો નંદન, ચંદ્રોદર આનંદન; આ.
ચંદ્રોદરને મારીયો એ, ખબર લઇને રાજીયો;
ખર ઊપરિ બલ સાજીયો, સા મંદોદરીએ વારીયોએ. ૨
લંકપાયાલાંનો ધણી, કીનો ભગનીપતિભણી, પ.
આપુણડો કરિ થાપીયો એ;

---

૧—સમુદ્ર સુધી.

ચંદોદર માર્યો સુણી, અનુરાધા ત્રાઠી ઘણી, ત્રા.
દેવ રંડાપો આપીયો એ. ૩
વનમેં નંદન જાઇયો, નામે વિરાધ કહાઇયો; ક.
સકલ કલા ગુણ આગલોએ, જોવનની વય પામીયો;
વૈર વિશોધન કામીયો; કા.
કામ કરણ ઉતાવલો એ. ૪
વાલી સેવા વાંછતો, આણી મિલવા ઇચ્છતો, ઈ.
આતુર દૂત ચલાવીયોએ;
વાલીને પગે લાગીયો, અંતઃકરણ નિરાગી, નિ.
રાવણ શબ્દ સુણાવીયો એ. ૫
કીર્તિધવલથી મુજતાઇ, શ્રીકંઠેથી તુજતાઈ, તુ.
ચાલ્યો સેવક પત્તિપણો એ;
અબ અભિમાન ન કીજીયેં, જો કીજૈંતો ખીજીયેં, ખી.
થોડામેં ભાખ્યો ઘણોએ. ૬
વાલી કહે એ સહુ ખરો, ઉણ ઘરસું નવિ આંતરો, આં.
પડીયો છૈ મન માહિરેં એ;
દેવ અને ગુરૂ ટાલીયેં, ન નમું મસ્તક વાલીયે, વા.
નાવું હું ઘરે તાહિરેં એ. ૭
જિન અપવાદથકી ડરૂં, નહીં જિમ જાણું તિમ કરૂં, તિ.
કીયાંથી ટલસું નહીં એ;
જા તુજ સ્વામીને કહૈ, અબ તું શીલો કાં વહૈ! કાં.
એતો આણવણી સહીએ; ૮
દૂત વચન જબ સાંભલ્યૌ, રાજા રાવણ પરજલ્યૌ, પ.
દલબલ બહુલેં ચાલીયો એ;

કંપિપતિ સામું હો આવીયો, દલબલ અંત ન પાવીઓ, પા.
લોક ઉપદ્રવ ટાલીયો એ. ૯
દ્વંદ્વ યુદ્ધની થાપના, ટાલી ઉપાય પાપના, પા.
ઉપાય સહુ અલગા કીયા એ;
દોઈ તો શ્રાવક ભલા, દોઈ તો મતિ આગલા, આ.
દયા ધર્મ ચિત્તમેં દીયા એ. ૧૦
અસ્ત્ર શસ્ત્ર જે ચાલવૈ, વાલી તે સહુ જાલવૈ, જા.
રાવણુના ઉપકાર મનેં એ,
ચતુર મહા છે ચોકસી, ચોટ કરે બે હું ઉપકસી, ઉ.
હિ મનમેટેં ધર્મને એ. ૧૧
[1]કંદુકની પરેં પીડીયો, કર કોટર મેં ભીડીયો, ભી.
ચાર સમુદ્રાં ફેરીયો એ;
હાર્યો ખસાણો આપજી, આણે મન સંતાપજી, તા.
હાર્યો રાવણુ હેરીયો એ. ૧૨
સંભારે અતિ સારજી, [2]પૂરવલા ઉપગારજી, ગા.
છોડયો રાવણુ રાજીયો એ;
લઘુભાઈ થિર થાપીને, રાજતણી રિદ્ધિ આપીને, આ.
આપણુ સંયમ સાજીયો એ. ૧૩
સુગ્રીવે સુવિચારીયો, રાવણુ તો અધિકારીયો, કા.
શ્રીપ્રભા પરણાવીયો એ;
વાલી ઋષિસર સંચરે, પ્રતિમાધર બહુ તપ કરે, ત.
લબધિવંત કહાઇયોએ. ૧૪

---

૧–દડો. ૨–અગાઉના.

માસે માસે પારણો, કરે સદા સુખકારણો, કા.
અષ્ટાપદ ગિરિ આવીયોએ;
કાઉસગ્ગ સમાચરે, યોગ ધ્યાન નિશ્ચલ કરે, નિ.
જિનશાસન શોભાવીયો એ. ૧૫
નિત્યાલોકજ પુરવરૂ, નિત્યાલોક નરેશરૂ, ન.
કન્યા તો રતનાવતી એ;
વ્યાહણ નૃપ જાવે જામ, અષ્ટાપદ આયો તામ આ.
આગેં તો ન શકે ચલી એ. ૧૬
દીઠો તલેં ઋષિજી ટાઢો, રાવણ રોષ કરે ગાઢો, ક.
જાણે એ પર્વત પડે એ;
માથા સાથે એ પડે, તબ તો પર્વત ખડહડે, ખ.
મુનિ થાપે અંગુઠડે (ડો) એ. ૧૭
ત્રાસ કરીને નાશીયો, મુનિચરણે ચિત્ત વાસીયો, વા.
રહ્યો સાધુપય અણુસરી એ;
ઋષિને રાગ ન રોષજી, સહુ સાથે સંતોષજી, સં.
તીરથરખવાલી કરીએ. ૧૮
દેવ જુહારી જુગતિસું, જિનગુણ ગાવે ભગતિસું, ભ.
તબ ધરણેંદ્ર ધાવીયો એ;
અમોઘવિજયા નામે ભલી, શક્તિરૂપ છે નિરમલી, નિ.
વિદ્યા દેઈ સિધાવીયોએ. ૧૯
ચઉદશ વિધિ આરાધન કરી, વાલી ઋષિ શિવપદ વરી, શિ.
નમો નમો ઋષિરાજીયોએ;
ચોથી ઢાલેં ચતુરાઈ, ચતુર નરાંરે ચિત્ત ભાઇ, ચિ.
કેશરાજ ગુણગાજીયોએ. ૨૦

## દુહા.

ગિરિ વૈતાઢે વિશેષીયે, જ્યોતિઃપુર પુરનામ;
વિદ્યાધર છે જ્વલનશિખ, રાજગુણે અભિરામ. ૧
નારી નામે શ્રીમતી, પુત્રી તો પરધાન;
તારા તારવિલોચના, કોઈ તારા સમાન. ૨
નૃપ ચક્રાંગતણો સહી, સુત સાહસગતિ જોય;
તારા દર્શન મોહીયો, કરે જાચના સોય. ૩
વાનરપતિની વાંછના, તાત લિખિ એ વાત;
સાહસગતિ સ્વલ્પાયુષો, કપિપતિને દેઈ તાત. ૪
તારા ઉદરે ઊપના, નંદન આછા દોઈ;
જયાનંદ આનંદ ભલો, વલ્લીસમ ફલ હોઈ. ૫
સાહસગતિ સાંસય પડયો, જૂરે રાતિજ દીહ;
અણસરજ્યો કિમ પામીયે, એ જિનવચનાં લીહ. ૬
કોઈ દાવ ઉપાવસું, તારા સંગ કરાઉં;
તો જીવત લેખે લિખું, નહિતર તો મરી જાઉં. ૭
રૂપ પરાવર્તન કરી, વિદ્યાનો આરંભ;
હેમવંત પર્વત લઈ, મંડે કરવા દંભ. ૮
ભૂચર ખેચર રાજવી, દલ બલ સબલ વિરાજ;
દિગ્યાત્રાયે ચાલિયો, રાવણ રૂડે રાજ. ૯

**ઢાલ ૫ મી. વનમાલીકે છોહરા–એ દેશી.**

રાવણ દિગજય ચાલીયો, સાથે સબ પરિવારોરે;
તેજ પ્રતાપ વધે ઘણો, ઉગમતો દિનકારોરે. રા. ૧
લંક પાયાલાં આવીયો, ખરેખરોહીજ માન્યોરે;

ખેચર ચવદે હજારસું, સાથ ચલેવો હાન્યોરે. રા. ૨
સરસ ખરો સુગ્રીવજી, ચાલ્યો રાવણ લારેરે;
અણસરને આરાધીયાં, ઉપજે પ્રેમ અપારોરે. રા. ૩
નદી દર્ણદા આવીયો, કાંઠે કટક પડાંણોરે;
જિનપૂજા કરવા ભણી, બેઠો રાવણ રાણોરે. રા. ૪
અણચિંત્યો જલ બાંધીયો, પૂજાસાજ તણાણોરે;
ખબર કરી જન મોકલ્યો, પૂછે રાવણ રાણોરે. રા. ૫
નગરી છે મહિપાવતી, સહસ્રાંશુ તિહાં રાજારે;
રાય હજારે સેવીયે(યો), અધિકો છે અંદાજારે. રા. ૬
સહસ એક છે સુંદરી, તનુસેવક હોય લાખોરે;
પંચેંદ્રિય સુખ ભોગવે, જલસું અતિ અભિલાખોરે. રા. ૭
પાલો બાંધી પાણીમેં, કેવલ નારી સાથીરે;
સેવક રાખી પાખતી, હરખ રમે જિમ હાથીરે. રા. ૮
સુભટ ગયા તસ સામુંહાં, સાંહમી માર મચાઇરે;
કોઇયન આવે આસનો; દેખ્યાં તસ સુભટાઈરે. રા. ૯
રાવણજી આવી અગ્રે, સામ્હો થયો શર બાંધીરે;
લડીયો વિવિધાયૂધસું, લીધો રાવણ બાંધીરે. રા. ૧૦
આકાશાંથી ઊતરી, ચરણરીંખી એક આવેરે;
શતબાહુ નામે ભલો, આવી સુતને છોડાવેરે. રા. ૧૧
રૂષીજીનો મન રાખવા, માન્યો સો કરિ ભાઇરે;
દેશ અનેરો આપતાં, ચરણ ગ્રહે સુખદાઇ રે. રા. ૧૨
અન્નરણ્ય નરેંદ્રસું, મિત્રપણે છે વાચારે;
ચારિત્ર લેસ્યાં એકઠા, સગપણ તો એ સાચારે. રા. ૧૨

દશરથ નંદનને દીયો, અયોધ્યાનો રાજોરે;
અન્નરણ્ય વ્રત આદરી, સાર્યા આતમ કાજોરે. રા. ૧૪
લાત ધમૂકારો કૂટીયો, નાર્દ આણી પુકાર્યોરે;
રાજા રાવણ પૂછીયો, ઉત્તર દ્યે હું માર્યોરે. રા. ૧૫
રાજનગરનો રાજીયો, નામે મરૂત્ કહાયોરે;
મિથ્યાદૃષ્ટિ છે ઘણો, કુગુરાંરો ભરમાયોરે. રા. ૧૬
યજ્ઞહેત હિંસા ઘણી, કરતાં મેં અવગણીયોરે;
વિપ્ર વિશેષેં કોપીયા, તિહિં કારણ હું હણીયોરે. રા. ૧૭
રાવણ ચાલી આવીયો, મારૂતનો મુખ ભંજ્યોરે;
જિનમત અધિક દીપાવીઓ, રૂષીજીનો મન રીજ્યોરે. રા. ૧૮
રાવણજી સુંસતો કરી, યોગ્ય ઘણી સમજાવ્યોરે;
સાચે તો રાચે સહુ, ધર્મ દયા મન ભાયોરે. રા ૧૯
નારદજી ઋષિ મત કહ્યો, ધર્મ દયા માંહિ જાણોરે;
હિંસાયૈ જે ધર્મ કહે, તે મુખ મહા અયાંણોરે, રા. ૨૦
નારદને નૃપ પૂછીયો, એ મત કિણે ચલાવ્યોરે;
વસુ રાજાથી ચાલીયો, પાપેં પિંડ ભરાયોરે. રા. ૨૧
કનકપ્રભા છે કુમરી, ભરતરાયની જાઇરે;
રાવણને પરણાવીયૈ, બાંધી પ્રીતિ સવાઇરે. રા. ૨૨
તિહાંથકી નૃપ આવીયો, મથરાપુરી મઝારેરે;
હરિવાહન છે રાજવી, પુત્ર મધૂ સુવિચારેરે. રા. ૨૩
રાયતણે પગે લાગતાં, શૂલ મધૂકર દેખીરે;
કિહાંથકી તે પામીયો, રાયેં વાત વિશેષીરે. રા. ૨૪
મધુરપણે મધુ બોલીયો, ચમર ઇંદ્રે મુજ દીધોરે;

પૂર્વભવના મિત્ર ભણી, એ ઉપગારજ કીધોરે. રા. ૨૫
ચમરભણી મેં પૂછીયો, કવણ સનેહ તુમારોરે;
પૂરવભવ મેં તો કહું, પ્યારો મિત્ર હમારોરે. રા. ૨૬
ચમર કહ્યો મુજ આગલેં, ધાઈખંડે જોઇરે;
ખેત્ર અપર વિજય ભલો, શરદ્વારપુર હોઇરે. રા. ૨૭
રાય સુમિત્ર સોહામણો, પૂર્વભવ અછે તસ મિત્તોરે;
કલા અભ્યાસી ગુરૂ કન્હે, દોઈ પુણ્ય પવિત્તોરે. રા. ૨૮
ઘોડાનો ખીંચ્યો થકો, અટવીને અવગાહેરે;
પલ્લીપતિની કુમરી, વનમાલાને વ્યાહેરે. રા. ૨૯
મિત્રતણો મન મોહીયો. [1]માનિનીસેં મન લાવેરે;
રહે ઘણો ઉદી[દા]સીયો, રાય તદા બતલાવેરે. રા. ૩૦
મૌની રહ્યો બોલે નહીં, રાજા ફિરિફિરિ ભાખેરે;
[2]આરતિ થારા મનતણી, મતિ કોઈ છાની રાખેરે. રા. ૩૧
ચિત્તની આરતિ સાંભલી, હસી નરેસર બોલેરે;
નકછ વાતને કારણો, મિત્ર કિસું ડમડોલેરે. રા. ૩૨
મિત્ર પ્રભવ ઘરેં મોકલી, આવી ભાખે વાતોરે;
પ્રાણ ન રાખે માગતાં, મુજ સરિખી કુણ માતોરે. રા. ૩૩
પ્રભવ કહે હું પાપીયો, નિર્લજ [3]ધીઠ [4]અનીતોરે;
નારીને રાખે માગતાં, ધનધન મ્હારો [5]મિત્તોરે. રા. ૩૪
આવો પધારો માતજી, બોલે વારંવારોરે;
હું અપરાધી રાયનો, ફિટમાહિરો જમવારોરે. રા. ૩૫

---

૧ સ્ત્રી. ૨ મનની પીડા. ૩ કઠણ હૃદયનો. ૪ નીતિ વગરનો. ૫ મિત્ર.

ગુપતિ રહીને ભાખીયો, પ્રભવ રાણીને એહોરે;
રાજા પાછલ આયને, સુણવા લાગો તેહોરે. રા. ૩૬
છાને રહિને નિરખીયો, રાજાયે સહુ વિરતંતોરે,
રાણીજી ઘરાં મોકલી, છેદે કંઠ તુરંતોરે. રા. ૩૭
રાજાયે ધસિ સાહિયો, મિત્રતણો તબ હાથોરે;
કરે પ્રશંસા મિત્રની, હરખ ધરી નરનાથોરે. રા. ૩૮
રાજાયે વ્રત આદરી, પામ્યો કલ્પ ઈશાનોરે;
ચવિ હરિવાહન નંદન, મધુનામે પરધાનોરે. રા. ૩૯
મિત્ર ભમી ભવમેં ઘણો, વિશ્વાવસુ ઉદારોરે;
જ્યોતિમતી ઉયરે ઉપનો, શ્રીચકુમાર કુમારોરે. રા. ૪૦
તપ [1]તપનીયાણો કરી, ચમર થયો હું એહોરે;
પૂરવલા સમ્બન્ધથી, એ તુજ સાથ સનેહોરે. રા. ૪૧
દેઈ ત્રિશૂલ સિધાવીયો, એ મુજ કરેં અવધારોરે;
કાજ કરી ફિરિ આવહી, જોયણ દોય હજારોરે. રા. ૪૨
એમ સુણી સુખ માનીયો, મધુસું કરી સગાઇરે;
મનોરમા કુમરી ભલી, દીધી તસ પરિણાઇરે. રા. ૪૩
ઢાલ ભલી એ પાંચમી, પાંચાકૈ મન ભાઈરે;
**કેશરાજ** રાવણતણો, ચરિત્ર છે સુખદાઈરે. રા. ૪૪

**દુહા.**

ઘર છોડયાં ભૂપાલને, હુવા વરસ અઢાર;
મેરૂ ગિરેં જિન પૂજીયા, એ શ્રાવક આચાર. ૧
ફિરિ આયા મહી મંડલે, નલ કુબ્બર દિગપાલ;
પુર દુર્લંઘતણો સહી, રાજ કરે સુવિશાલ. ૨

---

૧-તપના ફલમાં સાંસારિક ભોગ માગી લેવા તે.

આશાલી વિદ્યા કરી, શત જોયણ પરિમાણ;
અગ્નિકોટ અતિ આકરો, અગનિતણો મંડાણ. ૩
કુંભકરણ ઘનસાથસું, આણી અડીઓ નરેશ;
અગનિ ઝાલીને જાલિવૈ, કોઈ ન કરે પરિવેસ. ૪
કુંભકર્ણ ફિર આવીયો, સ્વામિતણે મન સોર;
સુભટા પગિ પાછા પડે; કોઈ ન ચાલે જોર. ૫
[1]આરતિ અધિકી ઊપની, કેમ રહે અતિ લાજ;
એતલૈ રાણી રાવલી, પતિ કરિવાને કાજ. ૬
રાવણ પાસે દૂતિકા, ભેજિ કરે અરદાસ;
જો મન રાખો માહિરો, તો પહુંચે સહુ આસ. ૭
આશાલી વિદ્યા મહા, વાશ વરતાઉં આજ;
ચક્ર સુદર્શનસું સહી, સુંપું સઘલો રાજ. ૮
તુમ સાથે મુજ મન વસ્યો, ઈહિ ભવે તુમ્હ ભરતાર;
પ્રભુ તુમ્હ વિચૈ ન આંતરો, સો જાણે કિરતાર. ૯
ઉપરંભાની વીનતી, મનમાંહિ અવધાર;
ઉત્તર દ્યો ઊતાવલો, આતુર (છે) સા નાર. ૧૦

**ઢાલ ૬ ઠ્ઠી. કુમર સુભાનુ સુજાણથી–એ દેશી.**

આતુર અતિ જાણી કરી,

લઘુ બંધવ તસ બોલેરે, વેગે પધારો પદમણી;
તુમ ઇંદ્રાણીને તોલેરે, આતુર અતિ જાણી કરી. ૧
રાવણ રીસવશે કહે, બંધવ ઈમ કિમ ભાખેરે,
પુરૂષ પનોતો તેહજ, [2]પરત્રિયથી મન રાખેરે. આ. ૨

૧–દુઃખ. ૨–પરસ્ત્રી.

કહે બિભીષણ દૂષણ, કીયાંઈથી હોઈરે;
વિષ વ્યાપાર કરે સહુ, મરે તો ખાયાં જોઈરે. આ. ૩
વાત કહીતાં કામિની, વેગ સુવેગહી આઇરે;
વિદ્યા દીધી વિધી કહી, સાધી વાર ન જાઇરે. આ. ૪
શસ્ત્ર દીયા સુર સાંનીધી, કારિયા સુવિશાલોરે;
નગર લીયો નલ કુબર, લઘુ ગ્રહીયા તતકાલોરે. આ. ૫
ચક્ર સુદર્શન પામીયો, પામી અતિ ઘની સોભોરે;
નલ કુબર કરી આપણા, થાપ્યા ન કહ્યો લોભોરે. આ. ૬
ઉપરંભા સમજાયને, રાયસું પ્રીતિ લાવેરે;
રથનૂપુર પુર ઉપરેં, રાવણજી ચઢિ આવેરે. આ. ૭
સહસ્રાર સુત ઇંદ્રજી, નંદનને સમજાવેરે;
જૂઠ કલેશ કિયાં કિસું, કોઇયિ ન પૂગે દાવેરે. આ. ૮
સહસ્રાંહિ નૃપ સેવિત, સહસ્રાંશુ નૃપ જીતોરે;
અષ્ટાપદને ઉપાડીયો, વસુધામાંહિ [1]વિદીતોરે; આ. ૯
વિદ્યા સાધન ધીપ પત્તં, નવિ આંટીયેં ચાલ્યોરે.
પોમાવૈપતિ શક્તિજી, સફલતણો વર આવ્યોરે; આ. ૧૦
મરૂતણો મુખ ભંજનો, ભંજન કાલહિ રાયોરે.
[2]ધનદતણો મદ મર્દન, સુગ્રીવ સેવ કરાયોરે. આ. ૧૧
પુર દુર્લંઘ ઉલંઘ ઘણો, નલ કુબર બલ ભાંજ્યોરે;
[3]રાયાંરાય કહાવિયો, આજ ન જાવૈ ગાંન્જ્યોરે. આ. ૧૨
રૂપવતી અતિ રૂપણી, પુત્રીને પરિણાવીરે;
આઘો કાઢો નંદન, ચિત્તને લ્યો સમજાવીરે. આ. ૧૩

---

૧-પ્રખ્યાત. ૨-કુબેર. ૩.-રાજાના પણ રાજા.

અતિ આકૂતપણે સહી, અષ્ટાપદ પાવે સંતાપોરે;
ધનકો કાંઈ ન વિણસીઉં, પ્રાણ તજૈ સો આપોરે. આ. ૧૪
તાત વચન નવિ માનેજી, તાણે આપ ઘણેરોરે;
ધન હો ધન તુમ્હ તાતજી, ધન્ય મતો એ તેરોરે. આ. ૧૫
જે હણિવો તસ સાથેજી, સગપણ કેમ કરાયેરે;
આજ કિસું એ વૈર તો, આગેંહિ ચાલ્યો જાયેરે. આ. ૧૬
રાવણ દૂત પઠાવીયો, આયો ઇંદ્રહિ પાસેરે;
પુર ઘેરાણો થાંહરો, નૃપ ઇમ કેમ વિમાસેરે. આ. ૧૭
ભક્તિ શક્તિ દોનું અછે, જીવતણી રખવાલીરે;
ભક્તિ ભજો સન્મુખ જઈ, કેલવો શક્તિ સંભાલીરે. આ. ૧૮
દૂત પ્રતેં સુરપતિ કહે, રે તુમ્હ તો ભરમાણારે;
રાંક નમાવી રીઝીયા પિણ નવિ નમીયા રાણારે. આ. ૧૯
ઇંદ્ર ચઢી રિણ આવીયો, [1]રેણુ રહી નભ છાઇરે;
જેમ વખાણી ગ્રંથમેં, જેમ[તેમ]હુઈ સર્વ લડાઇરે. આ. ૨૦
હાર્યો ઇંદ્ર નરિંદજી, જીત્યો રાવણ રાજારે;
જય જયકાર થયો બહુ, વાજ્યા જીતહી વાજારે. આ. ૨૧
રાવણ લંકાયેં આવીયો, [2]સયણ તણો મન ભાયોરે;
ઇંદ્ર દીયો [3]કઠુપિંજરે, આપ કીયા ફલ પાયોરે. આ. ૨૨
સહસ્રાર નૃપ આવીયો, રાવણસું અરદાસોરે;
પુત્ર ભિક્ષા મુજ આપીયો, કરી થાપો નિજ દાસોરે. આ. ૨૩
રાય કહે સુણ ખેચર, ઇંદ્ર કરે એ કામોરે;
નગર બુહારે નિતકો, આછો રાખે ગામોરે. આ. ૨૪

---

૧-રજ. ૨-સજ્જન. ૩-લાકડાના પાંજરામાં.

સઘલી વાત મનાવીને, છોડચો ઇંદ્રજ રાયેરે;
નીચ કામ કરતાં થકાં, [1]આરતિમેં દિન જાયેરે. આ. ૨૫
સાધુ સમીપેં પૂછીયો, પરભવ ઇંદ્રહી આપોરે;
નીચ કામ કરણો પડચો, [એ] કવણ કીયાથા પાપોરે. આ. ૨૬
સાધુ કહે નૃપ! સાંભલો, પરભવ ભાખું એહોરે;
પારંજયપુરનો પતિ, ખેચર ગુણમણિ ગેહોરે. આ. ૨૭
જવલનસિંહ ઘરે નારીજી, વેગવતી સુવિચારીરે;
અહલ્યા નામ [2]સુતા અછૈ, માત પિતાની પ્યારીરે. આ. ૨૮
સયંવરમંડપ તેહને, રાય ઘણા ચલી આવેરે;
આનંદમાલીને કન્યા, વરમાલા પહિરાવેરે. આ. ૨૯
નામે તડિતપ્રભ તું તબ, ખીજ્યો મનહી મઝારોરે;
આનંદમાલી સાથે તુંહી, વહી છે અતિ ઘણો ખારોરે. આ. ૩૦
આનંદમાલી ચરણ ગ્રહી, કરતો ઉગ્ર વિહારોરે;
ધ્યાનારૂઢ મુનિસરૂ, દેખે તે એક વારોરે. આ. ૩૧
દીયો પરિસહ આકરો, સાધૂને ચૂકચો ધ્યાનોરે;
સિંહ સરીખો નહિ હુવો, હૂવો સ્વાન સમાનોરે. આ. ૩૨
તબ કલ્યાણજ ગણધરૂ, આનંદમાલી ભ્રાતારે;
તેજોલેશ્યા મૂકહી, તુજને દેણ અશાતારે. આ. ૩૩
સત્યશ્રી તુઝ નારીયે, રૂષિજી શીતલ કીધોરે;
લેશ અપૂઠી પરિહરી, સંયમસું ચિત્ત દીધોરે. આ. ૩૪
ભવ ભમી શુભ કરમાંતણો, પામી ઉદય નરિંદોરે;
સહસ્રારનૃપ નંદન, એહિજ હુવો ઇંદોરે. આ. ૩૫

---

૧–પીડા. ૨–પુત્રી.

તે દુઃખ દીધો સાધુને, તુઝને રાવણ રાજારે;
કરમ કીયા વિણ ભોગવ્યા, કયૂંહિ વિલય નહીં તાજારે. આ. ૩૬
એમ સુણી રથનુંપુર—સ્વામી સંયમ વરીયોરે;
કરમ ખપાવી કેવલ લહિ, આતમને ઉધરીયોરે. આ. ૩૭
સુવર્ણતુંગ ગિરિ પુહુતલો, રાય જુહારણ દેવોરે;
અનંતવીર્ય અતિ કેવલી, વાંદે નૃપ તતખેવોરે. આ. ૩૮
સુણીય વખાણ સુજાણજી, પ્રશ્ન કરે એ રૂડીરે;
કુણ હાથે મરણો મુઝ, ભાખો ભવથિતિ કૂડીરે; આ. ૩૯
પરદારાને દૂષણે, વાસુદેવને હાથેરે;
નિશ્ચે મરણ બતાવીઓ, ત્રિભુવનકેરે નાથેરે. આ. ૪૦
અણઇચ્છંતી નારીનો, તવ લીધો નૃપ નેમોરે;
દેવ ધર્મ ગુરૂ સાથેહી, મંડયો અધિકો પ્રેમોરે. આ ૪૧
છઠ્ઠી ઢાલે સાધુજી, નમો નમો એ ઇંદોરે;
**કેશરાજ** રૂષિરાજજી, નમીયે સયલ મુનીંદોરે. આ. ૪૨

## દુહા.

અબ ઉત્પતિ સોહામણી, ભયરવની ભવિ લોય;
સાવધાન હુઇને સુણો, સુણતાં સાતા હોય. ૧
રૂપાચલ પર્વત ભલો, ભલા ભલા અહિઠાણ;
ભલા ભલા નૃપ મંદિરા, ભલા ભલા મંડાણ. ૨
ભલાં ભલા જિનમંદિરા, ભલા સપૂજણિહાર;
ભલી ભલી પૂજા કરી, ભલા લહે ફલ સાર. ૩

## ઢાલ ૭ મી. કરેલણાકી—દેશી.

સુહ ઉમંત ગાયલેરે, ચરમ શરીરી હોય; હુ.

સુધા સ્વભાવ હોય, હ. ષટ દરશનમેં જોય, હ.
એ સમ અવર ન કોય. હ. ૧
સેવક હણુમત સારખોરે, રામ સરીખા રાય;
હુવો નહીં હોશી નહીં, આજ ન કોઈ દિખાય. હ. ૨
સ્વામીના એ બોલ છે, થારા કપિ ઉપગાર;
પ્રાણ દીયાંહિ નહીં વલે, શેષતણો શિર ભાર. હ. ૩
સેવકનાં એ બોલ છે, વાનર મ્હારો નામ;
શાખાથી શાખા જઈ, પાવાં સહી વિશ્રામ. હ. ૪
સાયરજલ ઉલંઘીયો, બાલી નગરી લંક;
રામરાય પરસાદથી, કીધા છે કામ નિશંક. હ. ૫
દિનકરની પરેં દીપતો, પુર આદિત્ય પ્રધાન;
રાય પ્રહલાદ સોહામણો, પાલે રાજની આણ. હ. ૬
કેતુમતી મહિમાવતી, સત્યવતી વર નારી;
પ્રીતિવતી, લીલવતી, શીલવતી સંસારી. હ. ૭
શુભ સુપનો અવલોકીયોજી, વીનવીયો ભરતાર;
રાય કહે રલીયામણો, નંદન ઉપજ્યૌ સાર. હ. ૮
શુભ વેલા સુત જાઇયો, ગુડીયા ગુહીર નિસાણ;
ઘરિ ઘરિ વાર વધામણો, ઘરિ ઘરિ અતિ મંડાણ. હ. ૯
વાર સમેં દિન થાપીયો, પવનજય તસ નામ;
ચંદ કલા જિમ વાધહી, વાધે સુત અભિરામ. હ. ૧૦
વહિત્તર બત્તીશ હૈ, ચ્યાર ચ્યાર તનુમાંહિ;
સાત અઠારેં પરિહરે, પુત્ર પનોતો પ્રાંહિ. હ. ૧૧
પુરવર છે મહિંદ્રજી, રાજા મહેંદ્ર ઉદાર;

હૃદયસુંદરી સુંદરી, સુંદરનો સુવિચાર. હ. ૧૨
પુત્ર સહુના ઉપરે, પુત્રી હુઈ એક;
નામે અંજનાસુંદરી, સકલગુણાં સુવિવેક. હ. ૧૩
માવીત્રાં વાલ્હી ખરી, વીરાંનો વડ માન;
ભોજાઈ ભગતી મહા, આદર મેરૂસમાન. હ. ૧૪
પુત્રીને પરણાવિવા, યોવનવંત કુમાર
પરધાના પરગટ કીયા, જે કોઈ હજાર. હ. ૧૫
વર તો દો મન માનીયા, સઘલાંમાંહિ વિશેષિ;
પવનંજય પ્રહલાદનો, વિદ્યુતપ્રભ સુવિશેષિ. હ. ૧૬
અષ્ટાદશ વર્ષાંતરેં, વિદ્યુતપ્રભ શિવ જાય;
તો પર નિખઓ છે અચુખેગી કન્યા કેમ દેવાય. હ. ૧૭
પવનજય ચિર આઉખો, પવનંજય પરિમાણ;
પુત્રી પવનજયભણી, દેવી કહી રાજાન. હ. ૧૮
ખેચર મિલીયા એકઠા, નંદીસરની જાત;
પ્રાર્થના પ્રલ્હાદની, માને સઘલો તાત. હ. ૧૯
આજથકી દિન તીસરે, માન સરોવર જાય;
વ્યાહ કરીજેં વેગસું; મેલિઉ સહુ સમુદાય. હ. ૨૦
પવનજય કહે મિત્રસું, તે દીઠી સા બાલ;
રંભાથી અધિકી સહી, રૂપેં ઝાક ઝમાલ. હ. ૨૧
જેહવો આંખ્યાં દેખીયે, લહીયે ચૈન અતીત;

---

૧" એક ઉદૈ હુવૈ સૂરજ દેવ જયું, સર્વ જગતમેં હોત ઉંજાસા;
એકહી ચંદ્ર ઉદ્યોત હુવૈ નિસ, મેટત તમ્મ કરતા પ્રકાસા;
એકહી વૃક્ષ સુગંધ હુવૈ વન, તાહિ સુવાસિત બાગ સુવાસા;
માનસ પૂત હુવૈ કુલમંઈક, એક અનેકકી પૂરત આશા."

તેહવો વાચાયે, કરી, કોણ કહે સુણી મીત. હ. ૨૨
પવનજય બોલ્યો હસી, વસ્તુ તો એ દૂર;
હું જાણું હિવડાં જાઈ, જો તું હોય હજૂર. હ. ૨૩
વાલ્હાને મેલા વિષે, ઘડી તિકે દિન થાય;
દિન જાઈ માસાં મિલે, કહેરે કિમ રહિવાય. હ. ૨૪
મિત્ર કહે સુણિ સાંમિજી, આરતિ દૂર નિવાર;
રાતેં રહિ સપણેં જઈ, દેખાઉં તુઝ નાર. હ. ૨૫
પવનજય કુમારજી, ચાલિઓ મિત્રસમેત;
આયો અતિ ઉતાવલો, નારી નિરખણ હેત. હ. ૨૬
જિમ જિમ નિરખે નારિને, તિમ તિમ પાવે ચયન;
દેવ વહે અતિ આકરો, સુખમાંહિ દુઃખ દયન. હ. ૨૭
બયઠી સપ્તમ ભોમિકા, વારૂ વાત વિનોદ;
રંગમાંહિ રાચી થકી, કરતી અધિક પ્રમોદ. હ. ૨૮
વસંતતિલકા કહે સખી, કુમરી ! તુજ વડભાગ;
પવનજય પતિ પામીયો, જેહનો જસ સોભાગ. હ. ૨૯
મિશ્રકેશી કહે સખી, તેં સ્યું પ્રશંસ્યો એહ ?
વિદ્યુતપ્રભ વર તો (થો) ભલો, જેહનો અંતિમ દેહ. હ. ૩૦
વસંતતિલકા કહે ફિરિ, ભોરિ ન જાણે ભેદ;
વિદ્યુતપ્રભ સ્વલ્પાયુષો, તેહની શીરે ઉમેદ ? હ. ૩૧
અપર કહે એ વાતમેં, તું નવિ લખે ગિવાર;
ચંદન થોડોહી ભલો, ના વિષકેરો ભાર. હ. ૩૨
પવનજય પરિવારસું, કોપ્યો મનહી મઝાર;
એ સ્યું ? ભૂંડી વારતા, આ જુંતો એહ કુમાર. હ. ૩૩

પવનજય પરિણામસું, [1]તાતો થયો અપાર;
કુમરી તો વરજૈ નહીં, જો ઇહ વાતાં પ્યાર. હ. ૩૪
કાઢી ખડગ ખડો થયો, એ દોનું સંહાર;
કરૂં સહી ઉતાવલો, બોલૈ રાજકુમાર. હ. ૩૫
મિત્ર કહે પ્રભુજી સુણો, નારી અબલા કહિવાય;
તિણમેં નિરાપરાધણી, કહો પ્રભુ કેમ ! હણાય? હ. ૩૬
કુમરી નિંદા નવિ કરી, એ કો અછૈ લબાલ;
તુમ્હ તો ગિરિવા ચાહીએ, પૃથ્વીના પ્રતિપાલ. હ. ૩૭
ફિરિ આણ્યો નિજ થાનકે, તો કહે ન કરૂં બ્યાહ;
પ્રથમ કવલમેં મક્ષિકા, આયાં કવણ ઉછાહ. હ. ૩૮
રાંધતહી જે કુંહીયો, તે અન્ન ન મિઠાસી;
પીછે કીસી કહો પામીયેં, પુર સંતાસ્યાં બાસી. હ. ૩૯
મોતી ત્રૂટો ના મિલે, તૂટો ન મિલે નેહ;
તે માટે [2]ધુરહીથકી, તૂટણ મતિ દ્યો ત્રે(એ)હ. હ. ૪૦
મિત્ર કહે ઇંમ કિમ હુએ, આપણ બોલ્યા બોલ;
ન પલે તબ સહુવે કહે, ફિટિ ફિટિ ફુટા ઢોલ. હ. ૪૧
સંતકમેં વેતાલજી, ઉઠા ઈયાં અયાણ;
ભંગ ન ભાંડે રંગનો, સાજનનોરે સયાણ. હ. ૪૨
સાયર શિવને આપીયો, વિષ તો વિશ્વાવીશ;
નીલકંઠ નામે રહે, અલગો ન કરે ઈશ. હ. ૪૩
ચમરી ચઢીયો આયકે, મિત્રતણી મતિ માન;
વ્યાહતણી વિધિ સાચવી, નામતણે અનુમાન. હ. ૪૪

---

૧ ગરમ-તપ્ત. ૨ પ્રથમથી.

[1]મયંગલ દીધા મલપતા, અતિ તાજી [2]તુખાર;
દીધા વરને દાયજે, મણિ મોતી વરહાર. હ. ૪૫
લાડીને લેઈ કરી, ઘર આયા પ્રલ્હાદ;
[3]સસખણો સોહામણો, દીધો વર [4]પ્રાસાદ. હ. ૪૬
હુંસ મનાવી હર્ષસું, ઉચ્ચારી અખિયાત;
ભાગ્યે ભોગવીયે સહી, એ નિશ્ચે વિધિવાદ(ત.) હ. ૪૭
ઢાલ ભલી એ સાતમી, પવનજય પરણેત;
કેશરાજ સુખ પામીયે, જો હોવે ચિત્ત હેત. હ. ૪૮

## દુહા.

બોલ કુબોલ ન વીસરે, સાલ સમા સાલંત;
ખિણુહી રતિ નવિ ઊપજે, આરતિ ઘણી આલંત. ૧
નિજર ન મેલે નાહલો, ઉપજે અતિ ઉચ્ચાટ;
આવટણો લાગું ઘણો, વિરહાં વાકી વાટ. ૨
માતપિતાની વાલહી, સુસૂરાની શુભદેહ;
કંતમયા વિના કામિની, ઓછું જોવે નેહ. ૩
પવનજયની પદમની, પરમ મહા સુખકાર;
નાહનિનેહે નિપહિ, મેહલી માથે માર. ૪

## ઢાલ, ૮મી. અઢીયાકી—દેશી.

મેહલી માથિ મારિ, પવનજયકી નારી,
આરતિ આકરી એ, સા(શ)રવરીએ;
લાંબા લે નિસાસ, વાસર જાય નિરાશ,
દેવ! કિસ્યું કિયોએ, ફાટે છે હીયોએ. ૧

૧ હાથી. ૨ ઘોડા. ૩ સાતખણુવાલો. ૪ મહેલ.

દિન વાતાંમાંહિ જાય, રાણી દુભર થાય,
વિરહ વિજોણીએ, સરવીમે જોગિણીએ;
બોલે સખીય વસંત,—તિલકા નિકટ વસંત,
બાઈ! ન રોઇએ એ, કાઠા હોઇએ એ. ૨
સઘલા દિન એક સાર, નહીં જાશે નિરધાર,
ફેરૂં બહુડસે એ, નેહા જોડિસે એ;
માય—બાપ તિવાર, સમજાવે સુવિચાર,
ત્રિયાસું હઠ ઇસો એ, પુત્ર કરે કિસો એ. ૩
ઉત્તર નાપે જામ, છાના રહીયા તામ,
તાણી ન તોડીયે એ, તુડં જોડિયે એ;
ઢીલો મૂકયો જામ, આપહી આવે ઠામ,
તૂટે ખીચીયું એ, અધિકો એચીયું એ. ૪
આવ્યો દૂત અ(વા)પાર, રાવણનો સુવિચાર,
ભાષિત કહે ભલો એ, પ્રભુજી સાંભલોએ;
વરૂણ ન માને આણ, રાખે અધિક ગુમાન,
રાવણ રાવણો એ, મિલીયો છે ઘણોએ. ૫
વરૂણસુતા સુવિશાલ, બાંધિ લીધા તતકાલ,
ખરદૂષણ ખરાએ, ખેચર આકરાએ;
તેડયાં રાવણરાય, ખેચર મિલીયા આય,
પ્રભુ! તુમ્હી ચાલો એ, કામ ઉતાવલોએ. ૬

---

સવઇયો—"નયણ વિના નહીં દર્પણકી દ્યુતિ, બુદ્ધિ વિના ન વેદાંત મતીકો,
કંઠ વિના નહીં ગાવત ગીતહી, જીવદયા વિના ધર્મ જતીકો;
પ્રીત વિના સારી રીત ન હોત હૈ, લચ્છ વિના નહીં છત્રપતિકો,
શૂરદયા સુવિચાર કહૈ, એક રતિ વિના એક રતીકો."

તાત નિષેધી તામ, ચાલ્યો કુમર જામ,
પવનજય જયોએ, આનંદ અતિ થયો એ;
[૧]હય ગય અધિકાય, મેલી જન સમુદાય,
કુમર ચાલીયો એ, હરખેં હાલીયો એ. ૭
નિસુણી એ વિરતંત, કટકી ચલતો કંત;
દર્શન સાંભલીએ, આવી વલી ચલીએ;
પંચાલી જિમ જોય, આગેં ઉભી હોય,
પલક ન પાલટેં એ, પ્રિયું જોવું ઘટેં એ. ૮
પડિવાનો જિમ ચંદ, દુરબલ દીસે મંદ,
માંસ ન દેખીયેં એ, ચામ વિશેખીયે એ;
લલિતાલક દેખાય, નહિરે વિલેપન કાય,
સાદી [૨]સાટિકાએ, તિમહિ [૩]લલાટિકા એ. ૯
અણખાયાં તંબોલ, [૪]ધૂસર અધર અમોલ,
કાયા ડૂબલીએ, [૫]સિથિલ પડી વલીએ;
નયના [૬]જલમેં ઝૂલિ, રહી છે તનુ મન ભૂલિ,
નારી નિરખતો એ, ચાલીઓ હરખતો એ. ૧૦
ધસિ લાગી પતિપાય, શીખ કહો [૭]ખગરાય,
દાસી તુમ્હારડીએ, ચિંતાહ મારડી એ;
નસકારી છે એહ, મેં જાણી ધૂરિ છેહ,
માન ન માગતાં એ, લહીયેં લાગતાં એ. ૧૧
ફિરિ આવી ઘરિમાંહી, ધરણી પડી સા પ્રાંહિ,
અબલા નામથી એ, અરૂ પરિણામથી એ;

---

૧-ઘોડા-હાથી ૨-સાડી. ૩-લલાટ-ભાલ ૪-ઝાંખું થઈ ગયેલ. ૫-નરમ થઈ ગયેલ. ૬-આંસુ. ૭-ખેચરરાજ !

દલબલનો વિસ્તાર, ચાલીઓ રાજકુમાર,
માન સરોવરેં એ, વાસો અનુસરે એ. ૧૨
મંદિર રચના કીધ, પાલકડેં પરસીધ,
સૂતો સુંદરૂએ, ભોગ પુરંદરૂ એ;
દીનપણેં કુરૂલંત, પંખણી શબ્દ સુણંત,
મનસું જાગીયો એ, રાય અનુરાગીયો એ. ૧૩
[1]વાસર માને ભોગ, રયણીનોરે વિયોગ,
તે કુરૂલેં ઘણીએ, વચને દયામણીએ;
જેહને દિન ને રાતિ, એષ સરીખા જાતિ,
તે કિમ જીવહિએ, આરતિ અતિ વહીએ. ૧૪
પરિણ્યા પાછેં એહ, મેં નવિ કીધો નેહ,
સતીય શિરોમણીએ, વા(બા)દહી અવગિણીએ;
જો આવિથી ચાલિ, તો હું ગયો સુહ ટાલિ,
બોલ સંતોષણો એ, ન કહાણો ઘણો એ. ૧૫
આજલગેંથી આશ, અબ તો હૂઈ નિરાશ,
આજ મરે સહીએ, એ તો મેં લહીએ;
નારીહત્યારો પાપ, મોટો છે સંતાપ,
મુઝને લાગસીએ, અપજશ જાગસીએ. ૧૬
મિત્ર પ્રહસ્ત બોલાય, મનની વાત સુણાય,
પૂછે સ્યું કરૂં એ, મિત્ર કહે ખરૂંએ;
નારી હૂઇ નિરધાર, મરત ન લાવે વાર,
શોચો શોચણો એ, માન વિમોચણો એ. ૧૭

[1]–દિવસ.

અણહી જાઈ તાસ, સંતોષો સુઉલ્લાસ,
માની માનિની એ, આશા આનની એ;
[1]મજ્ઝિમ રાતે સોય, સાંમી સેવક હોય,
આયા સંચરી એ, ગગનગતિ કરીએ. ૧૮
સ્વામી રહીઓ બાર, સેવક ગેહ મઝાર,
આવી જોવહીએ, રાણી રોવહીએ;
પોયણિ મારિ હેમ, સા તબ દીસે તેમ,
જલ વિણ માછલી એ, તલિફે વલી વલીએ. ૧૯
ઉંચી નીચી થાય, [2]ચયન ન રંચ લહાય,
કંકણ તોડતી એ, મરિવો લોડતીએ;
વરજિ વરજિ રાખંત, ધાઈ ભલી ભાખંત,
જીવંતાં સહુએ, સુખ હોશે બહુએ. ૨૦
સંચલ જાણી કાય, ધસતસ નાડિ ગહાય,
કાઢે જેતલે એ, ભાખે તેતલે એ;
હું સ્વામીનો મિત્ર, પ્રહસ્ત નામ પવિત્ર,
સ્વામી આવીયો એ, મનનો ભાઈયો એ. ૨૧
ભૂંડા ! એ સિ હાસિ, કુમરી કહે ઉદાસી,
નામ ન મુઝ ગમે એ, દર્શન કિમ રમેએ;
વરસ હૂવા બાવીસ, મેં નવિ દીઠો ઈશ,
અલગોહી રહેએ, ખાર ઘણો વહેએ. ૨૨
કર્મકેરો દોષ, કરિવો રાગ ન રોષ,
કીધો આપણોએ, એ પરભવતણોએ;

૧-મધ્યમ. ૨-પ્રમોદ-હર્ષ

કામિનો કરતાર, દીઠો ભલે ભરતાર,
ફૂલી અંગમેં એ, રાણી રંગમેં એ. ૨૩
ભદ્રે ! ખમ અપરાધ, થારો છેહ ન લાધ,
ઓછાં હું ઘણીએ, પૂરાં તું ભણીએ;
દુઃખસાયર અવગાહ, કાંઠે આવી નાહ,
નામાધારથીએ, નાવાકારથીએ. ૨૪
હસી રમી સુખ પાય, ચાલણ લાગો રાય,
રાણી તબ કહેએ, ગર્ભ સહી રહેએ;
ઉતરનો [1]અહિનાણ, આપો સ્વામી ! સુજાણ,
લોગાંથી ડરૂંએ, સુખમેં દિન ભરૂંએ. ૨૫
દેઈ [2]મુંદડી દેવ, ચાલી ગયો તતખેવ,
કટકૈ જઈ મિલ્યોએ, કિણહી ન અટકલ્યોએ;
**કેશરાજ** એ ઢાલ, [3]નાગ સંખ્યા સુવિશાલ,
નારી નાહિલોએ, મિલણ ઉમાહિલોએ. ૨૬

## દુહા.

પવનજય તબ પાધરો, લંકા નગરી જાય;
ભૂપ ભલીપેરેં ભેટીયો, અતિ રલિયાયત થાય. ૧
રાવણ રૂડે રાવણે, શુભવેલા સુવિચાર;
વરણોપરિ તતખિણ ચઢયો, દલ બલને અનુસાર. ૨
અબ તો અંજનાસુંદરી, ગર્વ ધરે તિહિવાર;
ગુપતિપણાનો કામ છે, કોઈય ન જાણે સાર. ૩
ગર્વતણેં તબ લક્ષણેં, ગર્ભ જણાણો જામ;

---

૧ એંધાણ. ૨ મુદ્રિકા—વીંટી. ૩ આઠની સંખ્યા—આઠમી.

કેતુમતી સાસૂ કહે, કિસું કિયો એ કામ. ૪
પવનજય પરદેશમેં, બહુ બધાયો પેટ;
હું જાણુંથી ઈમ હુસે, સોઇ હુવો [1]નેટ. ૫

## ઢાલ ૯મી. ઝૂબકાકી દેશી.

કેતુમતી [2]કલિકારિણીજી, કાલરૂપિણી હોય,
કર્મગતિ દોહિલીજી;
વહુ ! કિસ્યું એ તેં કીયોજી, લાજવીયા ઘર દોય.
કર્મગતિ દોહિલીજી. ક. ૧
ભોરિ અભાગિણી ટું(તું)રણીજી, થો મનનો ઉન્માદ; ક.
પ્રાણ તજે વાથા ખરીજી, કા કીધો અપવાદ. ક. ૨
મરવાથી ફિરિ જીવીયેંજી, શીલ ગયાં સંસાર; ક.
શીલ ભલો (સાચો) સહીજી, સુંદરીનો શણગાર. ક. ૩
નંદનથી અપમાનતાજી, જાણેથા સહુ કોય; ક.
પિણ થારૂં અસતીપણોજી, આજ જણાણો જોય. ક. ૪
રોવે રાણી રાવલીજી, દુઃખ હીયે ન સમાત; ક.
દેખાવી સા મુંદડીજી, પતિ આગમની વાત. ક. ૫
વિલગી વાઘણ વેગસુંજી, સંભલાવે સા લોગ; ક.
નામ ન ભાવે જેહનોજી, તિણસું કિસ્યો સંજોગ. ક. ૬
ગિરી ગિરાઈ મુંદડીજી, હાથ ચઢી કિહિ આય; ક.
સાચી હોવે સુંદરીજી, કિઉં ન બોલાલિય માય. ક. ૭
નિર્ભંછી વચને ખરીજી, આરક્ષ પુરૂષાં હાથ; ક.
કાઢી નગરીમાંહિથીજી, સખી ચાલી તસ સાથ. ક. ૮

---

૧ અનર્થ. ૨ કજીયો કરનારી.

આરક્ષ પુરૂષાં પાધરીજી, પીહર આણી સોય; ક.
બાહિર આણી બાહુડયાજી, એ તો ઈમહિજ હોય. ક. ૯
રાતેં બાહિરહી રહીજી, કરતાં ઉંચો શોચ; ક.
કિમહી ઠામ પડે નહીંજી, આરતિમેં આલોચ. ક. ૧૦
દીનમુખી ગાઢી દુઃખીજી, આવી રાજદૂવાર; ક.
પ્રતિહારિયે આયનેજી, કીધો રાય જુહાર. ક. ૧૧
સબ વિરતાંત સુણાવતાંજી, રાજા રોસ ધરંત; ક.
હાથ ઘસે શિર ધૂણીવેજી, પશ્ચાતાપ કરંત. ક. ૧૨
કુલટાકર્મ સમાચરીજી, કુલને લીક લગાય; ક.
આવી મુંહ દિખાવિવાજી, કુદણ ભલપણ પાય. ક. ૧૩
ઘનથી ઉપજી વિજુલીજી, અમૃતથી વિષવેલિ; ક.
દીવાથી જિમ [1]કાલિમાજી, સુઅથી એ ઈમ મેલિ. ક. ૧૪
**પ્રશ્નકીર્તિજી** વદેજી, પાપિણી પરહી જાય; ક.
અંગુઠો તો [2]અહિડંવાંજી, ડસીયાં નર ખાય. ક. ૧૫
સા વાણી કાને સુણીજી, મહોચ્છવ મંત્રીશ; ક.
દાંત અડાઇ આંગુલીજી, કહે કિસું છે ઇશ!. ક. ૧૬
રૂઠી બેટી પીહરાંજી, સુણી અછે આવંત; ક.
જલથી અગનિ ન ઉપજેજી, [3]કાઠથકી ઉપજંત. ક. ૧૭
કુમરી છાની રાખીયેંજી, મેટી સયલ કહાવ; ક.
છડયાં છડયાંથી ઊજલાજી, હોશે રાયાં રાવ! ક. ૧૮
**કેતુમતીની** મેં સુણીજી; અપકીર્તિ છે આદિ; ક.
જૂઠો દોષ લગાયકેજી, બહુ વિગોવી વાદિ. ક. ૧૯

---

૧ કાળાશ. ૨ સર્પ. ૩ લાકડાથી.

રાજા કહે મંત્રીશસુંજી, તું નવિ જાણે મર્મ; ક.
સાસુ વહૂને અવગણેજી, એતો અછે. અધર્મ. ક. ૨૦
અણમિલતું ભરતારસુંજી, તિણહીમેં પરદેશ; ક.
પાછે હુઈ સગર્ભિણીજી, એ છે કાંઇ વિશેષ. ક. ૨૧
ઉહાંથી ઉત્તર કરોજી; જાજે અલગી અપા(વા)ર; ક.
મુંહ ન દેખાં તાહરોજી, સ્યું બહુલો વિસ્તાર. ક. ૨૨
દિન સૂધાં; સૂધો સહુજી, વાંકાથી અતિ વંક; ક.
માણસનો (તો) સારો નહીંજી, એ જિનવચન નિઃશંક. ક. ૨૩
ભૂપ–આદેશે પોલીયેજી, દૂરિ કરી સા બાલ; ક.
લોક વિલાપ કરે ઘણોજી, ભૂલોરે ભૂપાલ. ક. ૨૪
ભૂખી તિરસી તલતલીજી, આંસુ વરસે નયન; ક.
દરતાં કુરપગ વીધીયેજી, પાવે અધિક કુવચન. ક. ૨૫
પગેં પગેં ગિરિરિગિરિરિ પડેજી, તરૂ તરૂ લે વિશ્રામ; ક.
**વસંતતિલકા** સાથિણીજી, ચાલી જાયે તામ. ક. ૨૬
ગામ નગર પુર પાટણાજી, નૃપના [1]આયસકાર; ક.
પહિલીહી આવીયાજી, કો મતિ દ્યિઓ [2]પય સાર. ક. ૨૭
વિસોહી અણપાવતીજી, ધરતી અધિક સંતાપ; ક.
પામી અટવી મોટકીજી, કરતી અધિક વિલાપ. ક. ૨૮
ભાગહીન જે ભામિનીજી, સહુની હું શિરદાર; ક.
એહ પરાભવ દેખિવાજી, કાં કીધી કિરતાર. ક. ૨૯
તાત ફિર્યો માતા ફિરીજી, ફિરિયા ભાઇ ભૂરિ; ક.
નાથ દૂરથી જગ ફિર્યોજી, મરિવો ઝૂરિ વિઝૂરિ. ક. ૩૦

---

૧–હુકમ ઉઠાવનાર. ૨–પાણી સરખું પણ.

મરિવામે ઓછું નહીંજી, સાચતણો વિશ્વાસ; ક.
પકડા બૈઠાસ ઘણોજી, ઉપજવા હિયે ત્રાસ. ક. ૩૧
આગે જાતાં દેખીયોજી, ગુફામાંહિ એક સાધુ; ક.
**અમિતિગતિ** નામે ભલોજી, દર્શનથી સુખ લાધું ક. ૩૨
નવમી ઢાલે સગાંતણોજી, સગપણનો વિવહાર; ક.
**કેશરાજજી** ભાખીઓજી, ધર્મ એક આધાર. ક. ૩૩

## દુહા.

દેઇ પ્રદક્ષિણા ભાવસું, વિધિ વંદના કરંત;
સુખ પૂછી બેઠી સતી, અધિકો હરખ ધરંત. ૧
પૂછયો ચારણરિષિભણી, **વસંતતિલકા** તામ;
કુણ કર્માંના દોષથી, સાચો જૂઠો નામ. ૨
ઋષિ ભાખે ભલભાવસું કરમકથા નહીં પાર;
થોડામેં ભાખું ઘણો, સુણિવા લોલ વિચાર. ૩

## ઢાલ ૧૦ મી. આદિજિન તાર સ્વામિ, આદિ૦ એ દેશી.

પરભવવાત સુણાવે સ્વામી, સા નિસુણે સુખ શાતા પામી;
જંબૂદ્વીપ પ્રસિદ્ધ પ્રમાણું, જોયણ લાખતણો મંડાણું;
ખેત્ર સુખેત્રાં ભરત ભણીજે, મંદિર પુરવર નામ સુણીજે. પ. ૧
વણિક વસે નામે **પ્રિયનંદી**, નારી **જયા** નામે આનંદી;
જયોનંદન નીકો જામો, કલાતણો [1]આગર અભિરામો. પ. ૨
એક દિવસ ઉદ્યાન સિધાયો, ઋષિદર્શન દેખી સુખ પાયો;
સમકિત પામી પાલે નેમો, સાધુ દાન દેવણથી પ્રેમો. પ. ૩

---

૧–સ્થાન

તપ સંજમ સૂધા આરાધી, ઇશાને સુરપદવી સાધી;
નગર મૃગાંક મનોહર કહીયે, **શ્રીહરિચંદ્ર** નરેસર
લહીયે. પ. ૪
**પ્રિયંગુલક્ષ્મી** નારી નીકી, પ્યારી છે અતિ રાજાજીકી;
સો સુર ચવી રાણીઉરે આયો, **સિંહચંદ્રજી** નામે કહાયો. પ.
ધર્મ કરી ફિરિ દેવાંમાંહી, **સિંહચંદ્ર** ઊપજીયો પ્રાંહિ;
વૈતાઢેં વારૂણપુર વારૂ, રાય સુકંઠ અબેંરે ઉદારૂ. પ. ૬
**કનકોદરી** રાણીઉરે નંદન, નામે **સિંહવાહન** આનંદન;
રાજ કરી ચિર સોહિ નરેસર, વિમલનાથને તીરથ સુખકર. પ. ૭
**લક્ષ્મીધરમુનિ** પાસ પધાર્યો, સંયમ સાથી(ધી)કાજ સમાર્યો;
દુઃકર તપ કરણી કરે સોઈ, લંતક સુરલોકે સુર હોઈ. પ. ૮
તવ ઉદરેં સો આનંદ વસ્યો છે, પુણ્યવંત હોવેરે તિસ્યો છે;
ચરમશરીરી ઉત્તમપ્રાણી, હોસિ એ તુઝ નંદન રાણી. પ. ૯
કનકપુરી નગરીનો નાયક, **કનકરત્ન** રાજા સુ(ખ)દાયક;
રાણી કનકોદરીય સયાણી, બીજી **લક્ષ્મીવતીય** સયાણી. પ. ૧૦
સા શ્રાવકની મૂરતિ પૂજે, પીછે કામ લાગે કોઇ [૧]દૂજે;
દેહરાસર દીપંતો દેખી, આદિતણે મન રીસ વિશેખી. પ. ૧૧
આદિ, તદા જિનબિંબ છિપાવે, થાન [૨]અશુચિ તિહાંરે રખાવે;
જયશ્રી ગણુની તબ આવે, આદિ સંઘાતેં [૩]સોર મચાવે. પ. ૧૨
રે ! ભૂંડી તેં એસ્યું કીધો, જિનઆશાતનનો ચિત્ત દીધો;
નીઠ પડીથી અમરખવીજે, એહવો કામ ન પુનરપિ કીજે. પ. ૧૩
હોય ખિસાણી રાણી આપે, જિનમૂરતિ નિજથાનકે થાપે;
નાહણ કરીને પૂજા રચાવે, ભાવ ધરી જિનના ગુણ ગાવે. પ. ૧૪

---

૧–બીજે. ૨–અપવિત્ર. ૩–બોલાચાલી–સામાશામી રકઝક.

દેવ-ધર્મ-ગુરૂ સૂધા સેવી, સ્વર્ગાસુ ધર્મે હુવે છે દેવી;
ઉહાંથકી તું આવી સીધી, **અંજનાસુંદરી** નામે પ્રસિધી. ૫. ૧૫
દુઃથાનક જિનપ્રતિમા રાખી, તેહતણા ફલ લ્યો છો ચાખી;
કીધા કર્મ ન છૂટે કોઈ, અંતર નયણાં લીજે જોઈ. ૫. ૧૬
તબ તું હુંતી ભગની એહની, અનુમોદીથી કરણી તેહની;
તે માટે દુઃખ પાવે સાથે, કીધો લાભે હાથોહાથે. ૫. ૧૭
ભોગ્ય પડયો છે એ સર્વ કર્મ, આજથકી ઉપજસી શર્મ;
દિનદિન શાતા વધતી જાશે, શીલ સતીનો અધિક દિઢાસે. ૫. ૧૮
આવશે કુમરીનો મામો, દેખ્યાથી લહિસે વિસામો;
તુમ્હને નિજઘર લેઈ જાશે, પતિમેલો પિણ વેગો થાશે. ૫. ૧૯
એમ સુણી સુખ પાયો ગાઢો, ઋષિનો વચન સદા છે ટાઢો;
પરઉપગારી ઋષીશ પાગરીયો, ગગનગતેં ગગનેં સંચરીયો. ૫. ૨૦
સિંઘ એક આયો તિહાં ચાલી, થરહર ધૂજણ લાગી બાલી;
આયો તબ ખેચર **મણિચૂડ**, સર્વ રૂપ કીધો પ્રતિકૂલ. ૫. ૨૧
નાઠો કેહરિ વાર ન લાગી, સુંદરીની એ આરતિ ભાગી;
**શ્રીમુનિસુવ્રત** પૂજા કરતી, વરતે છે શુભમતિ અનુસરતી. ૫. ૨૨
દિન પૂર્ગે પ્રસવ્યો વરપુત્ર, જાણે બંધ્યો સઘળો ઘરસૂત્ર;
સયલ કલા ગુણ લક્ષણ પૂરો, હોસ્યે એહ કુમર અતિશૂરો. ૫. ૨૩
સૂતિકકર્મ કરે ઉત્કરષે, **વસંતતિલકા** સતી હરષે;
એક સુલોક અછે સમભાવી, આપદમેં દુઃખ લેય વટાવી. ૫. ૨૪

સુતને આરોપી [૧]ઉચ્છંગે, સુંદરી દુઃખ આણે
બહુ અંગે;
રૂદન કરતી ગુહારો આવે, દુષ્ટદેવ ! તું ઈમ સુખ પાવે. પ. ૨૫
એહવા સુતનો તો અતિઓચ્છવ, ઘરે પિતા કરતો
મહોચ્છવ;
મેરે ઘરાકીયે સ્યું થાયે, ઈમ ચિંતવતાં હીયો ભરાયે. પ. ૨૬
**પ્રતિસૂર્ય** નામા ખગ એક, આઇ ગયો મન આણી વિવેક;
રૂદનતણો તો પૂછે કારણ, આપણુપે છે દુઃખનો વારણ. પ. ૨૭
**વસંતતિલકા** પાસ ભણાવે, આદિ અંતથી ચિરી સુણાવે;
સો ભાખે હું મામો થારો, પુત્રિ! આરતિ સહૂ નિવારો. પ. ૨૮
લગન લેઈને વેલા સાધઈ, વેલા સાધંતાં મન વાધઈ;
ગ્રહ ઉંચા છે એહના જેહવા, મોટા નરના જોયે તેહવા. પ. ૨૯
ભાણેજીસુત સખી [૨]સમેત, વિમાને બેસાડિ સુહેત;
નિજ નગરીપે ચાલ્યો જાયે, હરખ ઘણો હીયે ન સમાયે. પ. ૩૦
યાનતણી કિંકણીનો નાદ, કાન સુણ્યાં ઉપજ્યો[૩]આલ્હાદ;
સાહિબાકાજ ઉલ્હસીયો જામ, માયગોદથી છૂટો તામ. પ. ૩૧
પડિયો પર્વત ઊપરિ આઈ, પર્વતચોટ શકયો ન સહાઈ;
બાલકને ભારે ચૂરાણો, વજ્ર પડયાથી છે અધિકાણો. પ. ૩૨
અંજનાસુંદરી આણે દુઃખ, મેં દુઃખીયારીને સ્યો સુખ;
જાણ્યોથો સુતનો મુખ જોવત, દિનભર સ્યું હું હરખી
હોવત. પ. ૩૩
પીછેથી મામો અતિ ધસિયો, બાલકને દેખી મન હસીયો;
[૪]આલ્હ ન આવી કોઈ દીસે, પુણ્યવંત તો વિશ્વાવીસે. પ. ૩૪

---

૧ ખોળામાં. ૨ સહિત. ૩ હર્ષ. ૪ ઇજા.

માતાનો આણી સુત આપ્યો, માતા સુત
હીયડાથી થાપ્યો;
હરખ ન કોઈ પુત્રસરીખો, પુત્રાંહીથી નામ નિરીખો. ૫. ૩૫
હનુરૂહપુરવર ઉચ્છવ ઠાણે, ભાણેજીને મંદિર આણે;
સયલ કુટુંબતણે મનમાની, કુલદેવી જિમ તિમ
સનમાની. ૫. ૩૬
મામૈ નામ દીયો **હનુમાન**, ચંદ્રકલા જિમ વધતે વાન;
**શૈલચૂરીય** અપર વિધાન, પ્રગટી ચલ્યો શૈલ
શ્રીપરધાન. ૫. ૩૭
રાજહંસ જિમ ક્રીડા કરતો, વાધે અંગજ આણંદ ધરતો;
દશમી ઢાલે કહિ સમજાવે, **કેશરાજ**ને સાચ સુહાવે. ૫. ૩૮

## દુહા.

સુતમુખ નિરખાણ હરખ અતિ, ફિરિ આરતિ અલ્લોલ;
[1]સાલ સરીખા [2]સાલહી, જે શિર ચઢયા કુબોલ. ૧
સો દિન કબહી આવશે, ઘર આવસી ભરતાર;
[3]લોગાંમાંહી ઊજલી, કદિ કરસિ કરતાર. ૨
પવનજય પરગટપણે, વરૂણ જીતી વડરાય;
**ખરદૂષણ** છોડાવીયો, અતિ રલીયાયત થાય. ૩
**રાવણ** નૃપ રાજી થયો, પવન–પરાક્રમ દેખિ;
**ખરદૂષણ** છોડાવીયો, એહનો બલ સુવિશેષિ. ૪
**રાવણ** લંકા આવીયો, **પવનજય** પગે લાગી;
ઘર આવિણને ઉંમહો, પ્રભુની અનુમતિ માગી. ૫

---

૧ શલ્ય–કંટક. ૨ ખુંચે છે. ૩ લોકોમાં.

માતપિતા પગ લાગીયો, નારી નિરખણ નેહ;
અકુલાણો અણદેખિને, મનમેં અતિહિ સંદેહ. ૬

## ઢાલ ૧૧મી. રાય ખિંગારી—દેશી.

પૂછી હો પૂછી કોઈનારી, ભાખે હો ભાખે ભૂપપ્રતિ ભલો એ;
સુંદરી હો સુંદરીકેરી વાત,
વાતજ હો વાત સહુ તુમ્હ સાંભલો એ. ૧
ગર્ભજ હો ગર્ભતણે અહિનાણ,
દેખી હો ખીજી સાસૂજી ખરી એ;
જાણી હો જાણી એહ વિરૂદ્ધ,
કાઢી હો કાઢી સા ઘરબાહિરી એ. ૨
આરક્ષ હો આરક્ષ પુરષાં હાથ,
પીહર હો પીહરને સા મોકલીએ;
આગેં હો આગેં જાણે દેવ,
વીતક હો વીતક જે વીતે વલી એ. ૩
વજાજ હો વજાસમાણો બોલ,
નિસુણી હો સાસડૈં આવે સહી એ;
સુસરો હો સુસરો બોલે એમ,
આવી હો આવી પિણ રાખી નહીં એ. ૪
જંગલ હો જંગલમાંહિ જાય,
ગિરિવર હો ગિરિવર તરૂતરૂ જોઇઓ એ;
સૂધ ન હો સુધ ન લાધી કાંઈ,
આપ હો આપ ઉદાસી હોઇયો એ. ૫
મિત્રજ હો પરહસ્ત નામ ઉદાર,

સાથે હો સાથે વદે [1]વસુધાધણી એ;
જાઈ હો જાઈ તુંહીજ આપ,
બાપજ હો બાપ અને માતા ભણી એ. ૬
એમજ હો એમ કહી તું આવ,
લાધી હો લાધી નહીં છે સુંદરી એ;
એ ઘટ હો એ ઘટ કેરો હોમ,
કરવો હો કરવો વાં છે સહી કરી એ. ૭
સુણતાં હો સુણતાં એ વિપરીત,
માતા હો માતા મુરછાણી ઘણી એ;
શીતલ હો શીતલ કરી ઉપચારી,
મુરછા હો મોટી માતાજી તણી એ. ૮
મિત્રજ હો મિત્ર સંઘાતે તામ,
માતા હો ઓલંભો દીયે એતલો એ;
વાલ્હો હો વાલ્હો થારે વિશેષ,
કાંઈ તેહો વીરો મેલ્હો એકલો એ; ૯
સાચો હો સાચો દેવ વિચાર,
આપણા હો આપ કીયા ફલ ભોગવું એ;
વિણઠી હો વિણઠી વાત અપાર,
સુતને હો સુતને કિમ કરી જોગવું એ. ૧૦
રોવે હો રોવે સા અસરાલ,
નયણાં હો નયણાં પરનાલાં જિમ ચલે એ;
એ જગ હો એ જગનો વ્રિવહાર,
જેહુ છે હો જેહ છે તેહવો તસ ફલે એ. ૧૧

---

૧–રાજા.

રાજા હો રાજા બહુલે સાથ,
ચલિઓ હો ચલિઓ પુત્ર[1]ગવેષણે એ;
ખેચર હો ખેચર કેઇ હજાર,
ધાયા હો ધાયા સુત શોધનપણે એ. ૧૨
લાકડ હો લાકડ ખડકી જામ,
ઝંપા હો ઝંપાવે છે જેતલે એ;
પૂરવ હો પૂરવપુણ્ય પ્રમાણ,
તાતજ હો તાતજ આયો તેતલે એ. ૧૩
સાહી હો સાહી રાખી સોઈ,
લાકડ હો લાકડ અલગા નાખીયા એ;
જીવિત હો જીવિતને કલ્યાણ,
તાતજ હો હેત ઘણા કહી દાખીયા એ. ૧૪
અબલા હો અબલાકા એ કામ,
સબલા હો સબલા ઈમતો કિમ કરે એ;
થાંરી હો થાંરી તોએ માય,
તો વિણ હો તો વિણ તો નિશ્ચે મરે એ. ૧૫
ખેચર હો શોધન ગયાથા જેહ,
હનુરૂહ હો હનુરૂહ પુરવર આવીયા એ;
સુંદરી હો સુંદરીને પગાં લાગ,
વીતક હો વીતક સહુ નિસુણાવીયા એ. ૧૬
વિહ્વલ[2]હો વિહ્વલ અધિકો હોઈ,
ઘટને હો હોમેથો પ્રભુ આગમિ એ;

---

૧-શોધવાને. ૨-ગભરાયેલો.

લિખીયો હો લિખીયો તુઝ એહ વાત,
કરતારે હો કરતારે તુઝ ભાગમિ એ. ૧૭
એતલે હો એતલે આવ્યો ચાલિ,
તાતજ હો રાખ્યો મરવાથી(તુજ) નાયકુ એ;
ચિંતે હો ચિંતે મનહી મઝાર,
પાપણી હો પાપણી દુઃખદાયકુ એ. ૧૮
મામા હો મામા નિસુણો એહ,
ઉંહવને હો ઉંહવને વેગા જાઇયેં એ;
પતિને હો પતિને દેઈ સંતોષ,
કાંઈ એક હો કાંઈ એક ઊરણ થાઇયેં એ. ૧૯
રચિઉં હો રચિઉં તામ વિમાન,
જાણે હો જાણેં ઉગો [1]દિનપતિ એ;
મામો હો મામોજી ને આપ,
સુતસું હો સુતસું ચાલી સા સતી એ. ૨૦
શોધત હો શોધત વન ઉદ્યાન,
ભૂપજ હો ભૂપવને આવ્યો ચલી એ;
મંત્રી હો દીઠો યાન વિમાન,
ભૂપતિ હો ભૂપતિસું ભાખે ભલી એ. ૨૧
આપો હો આપો મુઝને ઇશ,
આછી હો આછી આજ વધામણી એ;
નયણે હો નયણે નિરખી નારી,
નંદન હો નંદનનંદ શિરોમણી એ. ૨૨

---

૧–સૂર્ય.

અમીયાં[1] હો અમીયાં વૂઠા[2] મેહ,
ચિંતવણી હો ચિંતવણી ચિંતે ચાહસું એ;
પ્રણમે હો પ્રણમે સુસૂરાપાય,
નયણાં હો નયણાં નેહ ઉમાહસું એ. ૨૩
નંદન હો નંદન લીધો ગોદ,
રૂડો હો રૂડો ને રલીયામણો એ;
રહિયો હો રહિયો કંઠ લગાય,
સુંદરી હો સુંદરીને સોહામણો એ. ૨૪
વારૂ હો વારૂ વાર વખાણ,
વહુવર હો વહુવરને મામાતણો એ;
પ્રભુજી હો પ્રભુજી તુમ્હ પરસાદ[3],
હમ ઘર હો હમ ઘર રંગવધામણો એ. ૨૫
સુંદરી હો સુંદરીના માયબાપ,
ભાઈ હો ભાઈ ભોજાઈ સહુ એ;
માતા હો **કેતુમતી** પિણ આપ,
સાજન હો સાજન આણ મિલ્યા સહુ એ. ૨૬
હનુરૂહ હો હનુરૂહ પુરવરેં આય,
ઉચ્છવ હો ઉચ્છવ અધિકો માંડીયો એ;
ભોજન હો ભોજન વર તંબોલ,
દાને હો દાને દારિદ્ર ખંડીયો એ. ૨૭
દિન દશ હો દિન દશ તાંઈ તામ,
સાજન હો સાજન સહુવે ગહગહે એ;

૧–અમૃતનાં. ૨–વરસ્યાં. ૩–પ્રભાવ.

પોહતા હો પોહતા નિજ નિજ ગેહ,
પ્રભુજી હો વહુ સુતસું તિહાં રહે એ. ૨૮
કુમર હો આચારજને પાસ,
પઢીયો હો પઢીયો પાઠ અનેકજી એ;
બહુત્તર હો બહુત્તર વિજ્ઞાન,
જાણે હો જાણે વિનય વિવેકજી એ. ૨૯
વિદ્યા હો વિદ્યા સાધન કીધ,
હુવો હો હુવો અધિક સકાજજી એ;
ઢાલજ હો એકાદશમી એહ,
ભાખે હો ભાખે મુનિ **કેશરાજજી** એ. ૩૦

## દુહા.

**વરૂણપ્રતે રાવણ** વલી, મેલે કટક અપાર;
**પ્રતિસૂર્યને પવનનૃપ**, બોલાવ્યા તિણવાર. ૧
દોનું ભૂપતિને ચાલતાં, નિષેધ્યા **હનુમાન**;
ચાલ્યો આડંબર ઘણે, રીઝાયો રાજાન. ૨
**સુગ્રીવાદિ** ખેચરાં, **વરૂણ** સાથ સંગ્રામ;
**રાવણને** વરૂણાત્મજા, વાજ્યા તામ દમામ. ૩
નંદન વરૂણતણે ઘણું, બેદ્યો **રાવણ** જામ;
**હનુમંતે** તે બાંધીયા, વિદ્યાને બલ તામ. ૪
**હનુમંત** ઉપરિ વરૂણજી, આવે હોય કરાલ;
**રાવણ** રોસ કરે ઘણો, જીતીયો તે તત્કાલ. ૫
જીતીયો **વરૂણ** વિશેષથી, નૃપને કરે જુહાર;
થાપીઓ થાનક તેહને, અબ નહીં સુણસ લિગાર. ૬

વરૂણ ઘરા છે કન્યકા, **સત્યવતી** તસ નામ;
**હનુમંતને** વ્યાહી સહી, જાણી વર અભિરામ. ૭
**સૂર્ય(ર્પ)નખાની** પુત્રિકા, **અનંગકુરૂમા** નામ;
હનુમતે વ્યાહી સહી, રાવણ જાણી સકામ[1]. ૮
પદ્મા સુરાગા કન્યકા, વાનરપતિની જોઈ;
નલરાજા હરિમાલની, પરિણવી એ દોઈ. ૯
અનેરાં વિદ્યાધરાં, પુત્રી એક હજાર;
પરિણાવી હનુમંતને, ધર્મ્મેં સદા જયકાર. ૧૦
રાવણનો આદેશ લહી, પરિણી નારી અમંદ;
હનુમંત આયો નિજઘરે, માતપિતા આનંદ. ૧૧
અણ **મિથિલાપુરનો** ધણી, હરિવંશી રાજાન;
**વાસુકેતુ** સોહામણો, **વિપુલનારી** સુજાન. ૧૨
તેજપ્રતાપેં આગલો, **જનકનામ** જગ જોય;
પરજાને પાલણભણી જનકસરીખો હોય. ૧૩

## ઢાલ ૧૨ મી. ચોપાઈની દેશી.

પુરિ **અયોધ્યા** પ્રગટૈ નાભિ, રાજ કરે **આદીસરસ્વામિ**;
**સુનંદા સુમંગલાવલી**, નારી નિરૂપમ ગુણ આગલી. ૧
**સુમંગલાની** (ના) જાયાનંદ, નિન્નાણું આનંદકંદ;
**સુનંદાયે** જાયો એક, **બાહુબલિ** તસ અધિકીં ટેક. ૨
સો પુત્રાંમેં મોટો મહી, પાટોધર **ભરતેસર** સહી;
સવા કોડિ નંદન જેહને, **સૂર્યયશા** સુખીયો તેહને. ૩
**સૂર્યયશાથી** સૂર્યવંશ, પૃથ્વીમાંહિ અધિક પ્રશંસ;
પુરૂષ અસંખ્ય હૂવા જેતલે, **મુનિસુવ્રત** વારે તેટલે. ૪

---

૧-ઈચ્છાપૂર્વક.

**વિજયવંત** વિજય રાજાન, **હિમચૂલા** તસ નારી પ્રધાન;
જાયાનંદન નીકા હોય, વજબાહુ પુરંદર હોય. ૫
નગર **અહિપુર** છે અભિરામ, **જયભવાન** રાજાનો નામ;
**ચૂડામણી** નામે વરનારી, પુત્રી **મનોરમા** સુવિચારી. ૬
વજબાહુસું કીધો વ્યાહુ, મનમેં આણી અતિ[1] ઉચ્છાહુ;
સુંદરી લેઈ ચાલ્યો જામ, ઉદયસુંદર વર શાલો તામ. ૭
પહુચાવણને હુવો સાથિ, પ્રીતિભણી લીધો નરનાથિ;
વાટેં ગુણસાગર મુનિરાય, દીઠો દોડી લાગો પાય. ૮
વારંવાર પ્રશંસા કરે, ભવદુઃખથી આતમ ઉધરે;
દરશન દીઠો રૂષિરાજનો, ધન હો ધન હોવાસર આજનો. ૯
હાસિમિસિ શાલો કહે એમ, ઘણોઘણો પરશંસો કેમ ?
જાણું લેસ્યો સંયમભાર, કુમર કહે હાં એહી વિચાર. ૧૦
શાલો કહે અબી ઢીલાં કાંઈ, દિવસ ગયો ફિરિ નાવે પ્રાંહિ;
સંયમ સાથિ વિમાસણ કીસી, માહરિ મનંપિણ એહજ વસી. ૧૧
કુમર કહે એ સઘલી સહી, વાત વિશેષેં લીધી વહી;
થેં મતિ ચૂકો બોલી વાચ, શાલો ભાખે જાણ્યો સાચ. ૧૨
સંયમ લેવા થયો હુશીયાર, ઋષિને કહે તારો સંસાર;
શાલો કેહે કાંઈ સાચો કરો, વ્યાહગીત મનમાંહિ ધરો. ૧૩
કંકણ નવિ છૂટો તાહિરો, એહ મનોરથ જૂઠો ખરો;
તુજ પિયુ પાખે[2] એ સુંદરી, મરિ જાશે દુઃખભારે ભરી. ૧૪
કુમર કહે કુલવંતી એહ, નાહ[3] સિરીસું રાખે નેહ;
તોતો કાં સંયમ નાદરે, નારી નાહકરણી અનુસરે.! ૧૫

---

૧-ઉમંગ. ૨-વિના.૩-નાથ-પતિ.

તું થારી ભગની સમજાવિ, તું પિણ સંયમમારગ આવિ;
દુઃખપૂર્વક સંસારી સુખ, પાછેહી દેખેવા દુઃખ.* ૧૬
નાહુ-નારી-ને શાલો સાથ, વ્રત લીધો **ગુણસાયર** હાથ;
અવર હી રાયકુમર પણવીશ, ચરણ ગ્રહે તબ વિશ્વાવીશ. ૧૭
હાસિથકી ઉપજીયો ધર્મ્મ, ધર્મથકી લહીયેં શિવશર્મ[1];
સોહિ સગો જગમાંહિ ભલો, ધર્મ કરાવે ઉતાવલો. ૧૮
એહ સુણી **શ્રીવિજયનરેશ**, વૈરાગેં મન આણી વિશેષ;
**પુરંદરને** દેઈ રાજ, રાજાયેં સાર્યા નિજકાજ. ૧૯
**પુરંદર** સુત સોહામણો, જાયો **પ્રથવી** રાણીતણો;
**કીર્તિધરને** પદવી દીધ, રાજાયેં સંયમવ્રત લીધ. ૨૦
કીર્તિધર નૃપ ઉદાસીયો, સંયમ સાથે મન વાસીયો;
ન કરે રાજતણી સંભાલ, મંત્રીસર ભાખે સુવિશાલ. ૨૧
જબ ઘરાં ઉપજે નંદન આય, તબ તુમ્હ સંયમ લેવો રાય,
નૃપ ઘણાનો પાલ્યો રાજ, તુમ્હ પડયાંથી લાયે છે આજ. ૨૨
નાન્હોહી લોગાં એ શોચ, તુમ્હ મનેં કીઉં ન કરો આલોચ;
જેહને પાછલિ નહિ સંતાન, તેહના તો ઘર કહ્યા મસાણ. ૨૩
એમ સુણંતાં ઢીલો પડિયો, વિષય સુખ ઉપરિ મન અડિયો;
**સહદેવી** નામે કામિની, ભાગ્યવતી છે ભલ(લી) ભામિની. ૨૪

---

* "સૈણ સહોદર માતપિતા, ભગની પ્રિયપુત્ર ન સાથઉ હૈગૈ,
સ્વાર્થમોહમેં ભૂલ રહ્યો મન, યો નરકો ભવ નાંહી મિલેંગો;
ખોવત વાદ અગ્યાન ઉદૈ મુખ, જૂઠ અત્યંત ન સાચ પલેંગો,
સૂરિ **દયા** સુવિચાર કહૈ સુણિ. ધર્મ કીયાં તેરી સાથ ચલેંગો."

---

૧-મોક્ષ સુખ.

**સુકોશલ** સુત ઉપજીયો જિસે, ગુપતિપણે સઉ રાખિઉ તિસે;
જાણીઓ નૃપ થાશે સંજમી, રાજરિદ્ધિ રમણીને વમી. ૨૫
જાણીઓ રાજા ભેદ વિચાર, સુતને સુંપીયો પૃથ્વી-ભાર;
સમતારસ સાથે ચિત્ત ધરી, રાય વરી તબ સંજમસિરી. ૨૬
એ બારસમી ઢાલ અનૂપ, સંયમવ્રત પાલે ભલ ભૂપ;
**કેશરાજ** ઋષિરાજ વખાણ, કરતાં થાયે જનમ પ્રમાણ. ૨૭

### દુહા.

અજબ તમાસો જગ ઘણો, તિણહિ માંહિ એહ;
રાણી દુઃખ દીયે રાયને, ફિટિ કારમા સનેહ. ૧
પઢિઓ ગુણીઓ મતિ આગલો, કરતો ઉગ્ર વિહાર;
દિન કેતાને[1] આંતરેં, ફિરિ તો સો અણગાર. ૨
પુરી **અયોધ્યા** આવીયો, લેવા કાજ આહાર;
મધ્ય દિહાડે તાવડે, હીંડે ઘરિઘરિ વાર. ૩

### ઢાલ ૧૩મી. સોરઠી દ્વારાપુરી—એ દેશી.

અઈ અઈ! કર્મવિટંબના,
રાણી રાજા લારોરે, આપ કરે અવિનય ઘણો;
એ મોટો અવિચારોરે, અઈ અઈ! કર્મવિટંબના. અ. ૧
ગોખેં બેઠી ગોરડી[2], નગર નિહાલણા હેતોરે;
ફિરિતો રિષિ અવલોકીયો, કટુ આણી તસ નેતોરે. અ. ૨
આપ ગયો મુજને તજી, લેઈ જાશે પૂતોરે[3];
વયરી વિવિધપ્રકારનો, આયો કરણકુ સૂતોરે. અ. ૩
પતિરે ગયાં ઘરેં પુત્રસું, બાંધી રહીછું નેહોરે;
પુત્ર ગયાં કરિસું કિસું, મુજ મન એ અંદેહોરે. અ. ૪

---
૧-કેટલાકને. ૨-સ્ત્રી--રાણી. ૩-પુત્ર.

આંત તપાણી આકરી, નહીં રહી શુદ્ધિ લગારેરે;
પુત્રજ વાલ્હો પતિથકી, એ જગનો વિવહારોરે. અ. ૫
અન્યસું લિંગી આકરા, આણી અડિયા તામોરે;
કાઢ્યો નગરી બાહિરેં, જોવા મિલિયો ગામોરે. અ. ૬
ફિટિકારો જણ જણ મુખેં, રાણી સાથે રોસોરે;
જોર ન ચાલે કેહનો, પિણ આણે અપસોસોરે. અ. ૭
ધાઇ આવી રોવતી, રાજાજીને પાસોરે;
કારણ પૂછ્યો રોજનો, ભાખે ધાયી ઉદાસોરે. અ. ૮
તાત તુમ્હારો દેવજી, તપ કર દુબ્બલ પ્રાંહિરે;
ભિક્ષા લેવાને કારણે, આયાથા ઉચ્છાંહિરે. અ. ૯
રાણીસેવા સાચવી, તેતો કહિ ન જાયેરે;
પૂરવલી પરિચય લગી, એ મુજ હીયો ભરાયેરે. અ. ૧૦
એમ સુણંતાં વેગસું, ગહવરીયો ભૂપાલોરે;
વંદન કરિવા તાતને, આઈ ગયો તતકાલોરે. અ. ૧૧
પગ લાગી ઊભો રહ્યો, માગે સંયમભારોરે;
જગમેં કો કેહનો નહીં, સ્વારથીયો સંસારોરે. અ. ૧૨
કરજોડીને વિનવે, દેવી **ચિત્રજમાલો**રે;
સુતવિણ કિમ થિતિ ચાલશે, ભાખે રાય રસાલોરે. અ. ૧૩
ગર્ભ અછે ઉર તાહિરે, મેં તસુ દીધો રાજેરે;
અંતરાય કોઈ મત કરો, સારણ દીજે કાજેરે. અ. ૧૪
તાતપાસે વ્રત આદર્યો, ચઢતે ચોખેં ભાવોરે;
વાત સુણંત મુઈ સહી, તબ **સહદેવી** માયોરે. અ. ૧૫
કાંઇએક આરતિ ધ્યાનમેં, કાંઇએક ક્રોધપ્રણામોરે;
વનમેં હુઈ વાઘણી, ગિરિગહ્વર તસ ઠામોરે. અ. ૧૬

**કીર્તિધર** ને **સુકોશલ**, આપ પૂત એ દોઈરે;
ચોખું ચારિત્ર પાલતાં, વિચરતાં મુનિવર સોઈરે. અ. ૧૭
ગિરિગહ્વરને[૧] અનુસરી, કરતા તપ ઉપવાસોરે;
સમતારૂપે વર્તતા, રહિયા ઋષિ ચઉમાસોરે. અ. ૧૮
કાર્તિપૂનમ પારણે, નગરભણી આવંતોરે;
એતલે આવિ વાઘણી, ઋષિ સાહ્મી ધાવંતોરે. અ. ૧૯
તાત કહે સુત સાંભલો, એહ ઉપદ્રવ આયોરે;
હોવા દિયો મુજ આગલે, સો બાલંત સુહાયોરે. અ. ૨૦
પાછા પાવ[૨] ન પાઠવું, ક્ષત્રીનો એ ધર્મોરે;
સહીશ ઉપદ્રવ આજ એ, સાધેસ્યોં શિવશર્મોરે. અ. ૨૧
ઉહાંહી ઊભો રહ્યો, આરાધન વિધિ સાધ્યોરે;
મમતા મૂકી દેહની, આતમગુણ આરાધ્યોરે. અ. ૨૨
વિદ્યુત્પાતતણી પરેં, વાઘણી તો વિકરાલોરે;
આવી પડી સુત ઉપરિ, ધરણી[૩] પડયો ઋષિ બાલોરે. અ. ૨૩
વિદારી નખ અંકુશાં, બાલા તનુની ચામોરે[૪];
તિરિસેં વલે અતિ તિરસથી, પીવેહ લોહી તામોરે. અ. ૨૪
તોડિ તોડિ તનુતણો, ખાયે તબ સા માંસોરે;
વિલૂરી નાખ્યો ઘણો, કીધો અધિક પ્રયાસોરે. અ. ૨૫
અમૃતને કવલેં કરી, પોષીથી જે દેહોરે;
વૈર વિનાહી વાઘણી, તોડી નાખી તેહોરે.* અ. ૨૬
પરિણામે ચઢતેં કરી, પાયો કેવલનાણોરે;
કુશલ ઘ(પ)ણે **સુકોશલે**, સાધ્યો પદ નિર્વાણોરે. અ. ૨૭

---

૧–પર્વતની ગુફા. ૨–પગ. ૩–પૃથ્વીપર. ૪–ચામડી.
* વાઘણી અઢાર દિનનો અનશન કરી, આઠમે સ્વર્ગે ગઇ આ વાત મૂલ પાઠમાં નથી.

**કીર્તિધર** કરણી કરી, કર્મતણો ક્ષય કીધોરે;
મોક્ષ પહુંતા નર કેવલી, નરભવનો ફલ લીધોરે. અ. ૨૮
તેરસમી એ ઢાલમેં, જે રસ પોષિયો તેણોરે;
**કેશરાજ** રસ તેહવો, પોષાયે કહો કેણોરે. અ. ૨૯

## દુહા.

**ચિત્રસુમાલા** રાણીયેં, જાયો સુંદર નંદ; ૧
**હિરણ્યગર્ભ** નામે ભલો, શત્રુકંદ નિકંદ.
હિરણ્યગર્ભ ઘરેં ગોરડી, **મૃગાવતી** અભિરામ;
**નઘૂરવ** નામ સુત જાઇયો, દુઃખિત-જન-વિશ્રામ. ૨

## ઢાલ ૧૪ મી. માઇ ધન દિવસ-એ દેશી.

હિરણ્યગર્ભ નૃપ માથે ધવલો, કેશ દેખી આલોચે;
એ જમદૂત વિશેષ. ૧
તતખિણ તે રાજા, **નઘુરવ** કુમરને રાજ;
થાપી આપણપેં, સાર્યા આતમકાજ. ૨
રાજા ઘરાં રાણી, **સિંહિકા** અભિધાન;
સા સબ વિધિ જાણે, સૂરપણે સાવધાન. ૩
ઉત્તરપથના નૃપ, જીતણ ચાલીઓ જામ;
દક્ષિણપથરા નૃપ, અડિયા **અયોધ્યા** તામ. ૪
રાણી તે જીત્યા, કરી સબલો સંગ્રામ;
સિંહને આગેં ગજ, કિઉં ન તજે ગજઠામ. ૫
નૃપ જીતી આયો, નિસુણી એહ ઉદંત;
ગાઢો દુઃખ પાયો, કામિનીઊપરિ કંત. ૬

એ છે વિભિચારણી; નહીંતર એહવો કામ;
ન કરે કાઇહુજી, નારી ધરાવી નામ. ૭
રહી મન ખાંચી, ન વલે વાલીઓ કેમ;
રૂડો જગ કરતાં, થાયે ભૂંડું એમ. ૮
રાજાને દીલેં, ઉપજીઓ જ્વરદાહ;
ઓષધી નવિ માને, આંણે અરતિ અગાહ[1]. ૯
સા સદોસ ઉતારણ, રાજા આગલ વાણી;
સહુને સાંભલતાં, પ્રગટે અવસર જાણી. ૧૦
મેં નિજપતિ ટાલી, અવર ન વાંછિઓ કોઈ;
તો શાસનદેવી, સાંનિધિ કરજો સોઈ. ૧૧
ઇમ કહિતી રાણી, ફરસિઓ રાજાઅંગ;
**હરિવાહન** આયાં, ભાજી જાય [2]ભૂયંગ. ૧૨
તિમ વેદના નાઠી, દીઠો દેહ નિરોગ;
રાણીસું ભોગવે, પંચેંદ્રિય સુખભોગ. ૧૩
રાણીઉર ઉપજ્યો, પુત્ર ભલો **સોદાસ**;
પટ થાપી આપણ, સંયમસું સુખવાસ. ૧૪
**સોદાસ** નરેસર, અષ્ટાહ્નિક[3] ઉચ્છાહ;
મંડાવે ગાવે, શ્રીજિનનાગુણગાહ. ૧૫
તબ જીવદયાનો પડહો, રાય વજાવે;
મંત્રીસર બોલે, એતો મુઝને ન સુહાવે. ૧૬
તવ પૂર્વજ પુરૂષેં, માંસ ન કિણહી ખાયો;
તુમ્હી તિમ ચાલો, જો ચાહો સુખપાયો. ૧૭

---

૧–ધણી–બહુ. ૨ સર્પ. ૩ અઠ્ઠાઇ મહોત્સવ.

દાક્ષિણથી માની, પિણ મનમેં ન સુહાણી;
જે કુવિસન પડીયા, તેતો છે પાપીપ્રાણી. ૧૮
તબ સૂદર સંઘાતેં, ગુપતિપણે કહે રાય;
ખિણહી એક મેં તો, માંસ પખેં ન રહાય. ૧૯
તુમ્હે તુમારો, જો મુઝને દીયે માંસ;
શોધિઓ નવિ પાવે, દીઠો કરીયે પ્રયાસ. ૨૦
એક બાલક મુવો, નૃપને આણી ખાવાવે;
માણસને માંસે, સ્વાદ ઘણેરો પાવે. ૨૧
તબ ગિઠયો[1] રાજા, દિનકો એક મરાવે;
વરજ્યો નવિ માને, લોક અશાતા પાવે. ૨૨
મંત્રીસર મોટો, રાજતણો રખવાલો;
કહિ કહિ સમજાવે, રાજા નવિ દીયે ટાલો. ૨૩
તબ બાંધી કાઠો, કાઢી દીધો રાજા;
થાપક ઉથાપક, લોક સદાહિ તાજા. ૨૪
**સોદાસ**તણો સુત, ન્યાયવંત નરેસ,
**સિંહરથ** થિર થાપ્યો, સુખદાયી સુવિશેષ. ૨૫
ભૂપતિ અતિ ભમતો, દક્ષિણ દિશિ ચલિ આવે;
દેખી એક મુનિવર, ગાઢી શાતા પાવે. ૨૬
પૂછે તબ ધરમજ, મુનિવર ભાખે વારૂ;
પરિહરિયેં માંસજ, અરૂ પરિહરિયેં દારૂ. ૨૭
ઉ બીજી નરગેં, ઉ ત્રીજી પોહુચાવે;
ઈમ સુણતાં રાજા, મનડે ડર અતિ પાવે. ૨૮
પચ્ચખાણ કરે નૃપ, માંસ અને મદકેરો;

---

૧ લુબ્ધ થયેલો.

તબ શ્રાવક હુવો, જાણ્યો ધર્મ ભલેરો. ૨૯
**મહાપુરી** ચલી આયો, શુભકર્માંનો પ્રેર્યો;
સુભટેં પરધાનેં, આવી નૃપને ઘેર્યો. ૩૦
તબ દ્વિયસું પાંચે, **મહાપુર** નગરનો રાજા;
સહુ લોગાં માન્યો, વાધ્યા(ગ્યા) અધિક દિવાજા. ૩૧
તબ પુરી **અયોધ્યા,** દૂત મોકલિઓ એક;
સુતસેવા માનો, કે તુમ્હ સાહો ટેક. ૩૨
સુતવાત ન માને, રાજા દલબલ સાજે;
સુત પિણ સામહીયો, સન્મુખ આણી વિરાજે. ૩૩
તબ તાત પૂત દો લડીયા, શસ્રેં વિવિધપ્રકારેં;
હાર્યો તબ નંદન, જીતીયો તાત તિવારેં ૩૪
વિલખાણો દેખી, રાજારી આંત તપાણી;
ખોલે બયસાડિયો, બાલ આપણો જાણી. ૩૫
દીધા દોઈ રાજ, રાજા સંયમ ધારી;
વિચરે મહીમંડલ, [1]ષટકાયાં હિતકારી. ૩૬
**સિંહરથરાજાનો,** રાજા **શ્રી બ્રહ્મરથ;**
ચાતુરમુખ રાજા, **હેમરથ શાંતરથ.** ૩૭
**ઉદપૃથૂરાજા, વારિરથ શશીરથ;**
**આદિત્યેરથ** રાજા, **માન્ધાતા** સમરથ. ૩૮
નૃપ **વીરસેનજી, પ્રતિમન્યુ** માનીતો;
નૃપ **પદ્મવંધૂજી, રવિમન્યુ** જાણીતો. ૩૯
સબહી મન ભાવે, **વસંતતિલક** નરેશ;
નૃપ **કુબેરદત્તજી, કુંથુશાર** ભવિશ. ૪૦

---

૧–પૃથ્વી, પાણી, અગ્નિ, પવન, વનસ્પતિ, ત્રસ. એ છ કાય.

(દ્વિ)**ધિરદ** નૃપ નીકો, **સિંહદશન** દિલપાક;
નૃપ **હિરણ્યકસપૂજી**, જેહની જગમેં ધાક. ૪૧
**પુંજસ્થલ** પ્રૌઢો, **કકુસ્થ** ને **રઘુરાય**;
એ સૂર્યવંશી, રાય સહુ સુખદાય. ૪૨
કોઇ મોક્ષ પધાર્યા, સ્વર્ગ પધાર્યા કોઈ;
એ વંશ વડેરો, વિશ્વવિદીતો[1] જોઈ. ૪૩
**અન્નરણ્ય** નરેસર, **અયોધ્યાનો** રાજ;
કરતો અતિ વરતે, સારઈ પરજાના કાજ. ૪૪
તેહના દોઈ નંદન, **અનંતરથ** અધિકાઈ;
**દશરથ** દિલ ધરીયો, શોભા કહી ન જાઈ. ૪૫
**અન્નરણ્ય** નરેસર, ખેચરસું મિત્રાઈ;
સાથે વ્રત લેસ્યાં, આપાં એહ સગાઈ. ૪૬
સો **સહસ્ત્રકિરણ** નૃપ, **રાવણ** સાથ લ(ડા)ઈ;
લેઇને હાર્યો, તબ વ્રત લીધો ધાઈ. ૪૭
**અન્નરણ્ય** નરેસર, **અનંતરથ** સુત સાથેં;
સંયમવ્રત લીધો, મોટા મુનિવર હાથેં. ૪૮
વિદ્યાધર સાથે, પાલી બોલી વાચ;
સો મુગતિ સિધાયા, જગમેં મોટો સાચ. ૪૯
ચોદશમી ભાખી, ઢાલ રસાલ અપાર;
**કેશરાજ** વખાણે, સાધુ સદા સુખકાર. ૫૦

**દુહા.**

માસ એકનો થાપીયો, રાજા **દશરથ** રાજિ;
ચંદકલા જિમ દિનદિનેં, વાધે દલબલ સાજિ. ૧

---

૧–જગપ્રસિદ્ધ.

શસ્ત્ર શાસ્ત્ર આદે કરી, કલા સકલનો જાણ;
વિનય વિવેક વિચારમેં, પંડિતપણે પ્રમાણ. ૨
જોવનની વય પામીઓ, શૂરવીર દાતાર;
ભુગતા જુઝારને ગુણી, વસુધા [1]જશ વિસ્તાર. ૩

**ઢાલ ૧૫મી. એક દિવસ રૂખમણિ હરિસાથે—એદેશી.**

રાજા **દશરથ** દીપતોરે, દિન દિન તેજ પ્રતાપેરે;
અંશ ધણીનો એહમેંરે, દીસે આપો આપેરે.
રાજા **દશરથ** દીપતોરે. ૧
**દર્ભસ્થલપુર** જાણીયેરે, **સુકોશલ** તિહાં રાયોરે;
રાણી નામે **અમૃતપ્રભા**રે, રાજાને સુખદાયોરે. રા. ૨
પુત્રીવર **અપરાજિતા**રે, ઈંદ્રાણી અવતારોરે;
વ્યાહીં [2]**દશરથરાયને**, ઉચ્છવ કરીય અપારોરે. રા. ૩
**સુશીલા** ત્રિયાની ઉપનીરે, મિત્રસું ભૂપાલોરે;
**સુમિત્રા** પુત્રી પરિણાવે, **દશરથને** સુવિશાલોરે. રા. ૪
સુપ્રભા અતિ દેહનીરે, **સુપ્રભા** તસ નામોરે;
રાજા રંગે પરિણાવેરે, **દશરથને** અભિરામોરે. રા. ૫
પંચેંદ્રિયસુખ ભોગવેરે, પૂરવપુણ્ય પ્રસાદોરે;
પૂરવ પુરૂષ ઉજાલીયારે, વિસ્તરીયો જશવાદોરે. રા. ૬

---

"જાત કુલીનવડે જગમેં, ધન-ધામવડે હમરી નગરી,
હમ યુદ્ધવડે બલવંત ઘણે, ઐસા કોન જોરાવર ઝુકરી(યાં);
(યાં)ખુદસી દેહ કહા ગિરિવો, જૈસે ફૂટ ગઇ ચટકે ગગરી,
પ્રભુ પ્રેમ વિના ભગવંત કહે નર, મૂઢમર્યા ઝગરી ઝગરી". ૧

---

૧ કીર્તિ. ૨ પરણી.

એક દિવસ લંકાધણીરે, બયઠો સભા મઝારોરે;
નિમિત્તીયાંને પૂછીયોરે, નિજ આયુસ વિચારોરે. રા. ૭
કૈ હું મરિસિઉં આપથીરે, કૈ કોઈ મારણહારોરે;
ઈંદ્રાદિક સુર ના રહેરે, માણસનો શું સારોરે. રા. ૮
પંડિત પ્રગટપણે ભણેરે, સીતાહેતે વિનાશોરે;
દશરથસુતથી[1] થાયસેરે, લોક કરે તસ હાસોરે. રા. ૯
બિભીષણ બલીયો કહેરે, જૂઠો પાડણો જાણોરે;
દશરથ જનક વિણસતાંરે, વિબુધ વચન અપ્રમાણોરે. રા. ૧૦
ઓપતી બીજ વિના નહીંરે, રાવણ કહે એ રૂડોરે;
ભરોંસો ભાઈ તણોરે, કદિહિ નવિ કહે કૂડોરે. રા. ૧૧
નારદ બયઠો તિહાંરે, કરિવાને ઉપગારોરે;
રાજા દશરથ આગલેંરે, ભાખે એહ વિચારોરે. રા. ૧૨
મિથિલાનગરીયેં જઇરે, જનકનેરે જણાવેરે;
જાણી સાંહમી સાચલોરે, મતિરે અશાતા પાવેરે. રા. ૧૩
રાજ ભોલામણા રાયજીરે, મંત્રીસરને દીજેંરે;
દોઈ પરદેશે નીકલ્યારે, જાણે જિમ (રવિ) તિજેરે. રા. ૧૪
મૂરતી દોય રાયનીરે, લેપનમઈ તણ કીજેરે;
બિભીષણ ભરમાયવારે, એહ ઉપાય ઠવીજેરે. રા. ૧૫
રાતિ અધેરે[2] આવીયોરે, બિભીષણ વિકરાલોરે;
મૂરતિ મસ્તક છેદીયોરે, કોપ્યો જાણે કાલોરે. રા. ૧૬
કલકલ શબદ હુવો ઘણોરે, સુભટ સબહી ધાવેરે;
મારિવા કાજેં ઉતાવલારે, નિજર ન કાંઈ આવેરે. રા. ૧૭

---

૧ રામથી ૨ અર્ધરાત્રે.

રોવે રાણી રાવલીરે, રોવે વાં(બા)દ ગુલામોરે;
મૃતકારજ સઘલો કીયોરે, ગયો બિભીષણ તામોરે. રા. ૧૮
મંત્રી સોઇ મેં તે ખરોરે, રાજા તેહિજ માનેરે;
એ રમતો જાણે નહીંરે, ઉ આપણમેં તાણો(ણે) રે. રા. ૧૯
બંધન બૈયઠો દેખીયેરે, રાજાજીનો રાજોરે;
ગ્રંથતણી અલગી રહોરે, પરતિખ દીસે છે આજોરે. રા. ૨૦
ભમતાંભમતાં એકદારે, **દશરથ જનક** મિલંતોરે;
એક અવસ્થા દોઇનીરે, સાથે હોઇ ચલંતોરે. રા. ૨૧
કૌતુકમંગલ પુરવરૂરે, શુભમતિ રાજ કરંતોરે;
પૃથિવીશ્રીઉરે ઊપનીરે, કેકઇ ગુણવંતોરે. રા. ૨૨
દ્રોણમેઘની સોદરારે, [1]સંવર મંડપ તાસોરે;
આયા **રાણા** રાજીયારે, કરી કન્યાની આશોરે. રા. ૨૩
**હરિવાહન** આદેં સહુરે, બયઠા આસણ ભૂપોરે;
**દશરથ જનક** પધારીયારે, ઓપે સોહ અનૂપોરે. રા. ૨૪
**કન્યા** મંડપ આવહીરે, દેખે નૃપ આલોઇરે;
કોઇ નિજર ન આવીયોરે, આગેં સરકે સોઇરે. રા. ૨૫
**દશરથજી** મન માનીયોરે, પહિરાવે વરમાલોરે;
**રાજા** રોસ કરે ઘણોરે, **હરિવાહણ** ભૂપાલોરે. રા. ૨૬
મેલ્હી મોટા રાજવીરે, એ કિમ વ્યાહે રાંકોરે;
દીસે બેશે કાપડીરે, એરે વદીતો વાંકોરે. રા. ૨૭
વલગો લાઈ વેગસુંરે, જ્યો વરમાલ છિનાઇરે;
નાખ્યાં કરીસ્યાં પાધરોરે, ટલતાં જાવે વડાઇરે. રા. ૨૮
ચતુરંગિણી સેના સજીરે, ઝુઝાઉ વાજંતોરે;

---

૧–સ્વયંવર.

શૂરાં ઘરાં વધામણારે, કાયર નર ભાજંતોરે. રા. ૨૯
શુભમતિ પક્ષ કરે ઘણોરે, જાણ જમાઇ જાચોરે;
સેન સજી આગેં હૂવોરે, શૂર શિરોમણિ સાચોરે. રા. ૩૦
કેકઇ હૂઈ સારથીરે, ખેડે રથને જામોરે;
**દશરથ** દલ મોડે ઘણારે, [૨]પિશુનતણા તે તામોરે. રા. ૩૧
જીતીયો **દશરથ** રાયજીરે, ધર્મ સદા જય હોવેરે;
પરમેશ્વર પખીયો ઘણોરે, સાચાં સામુંહો જોવેરે. રા. ૩૨
નૃપવર આપેં રીઝીયોરે, સા ભંડાર રહાવેરે;
પ્રસ્તાવેં સું માગિસુંરે, સુતને નૃપપદ ઠાવેરે. રા. ૩૩
કેકઈ સાથે લઇનેરે, રાજગ્રહી આવંતોરે;
**જનકરાય મિથિલાપુરી**રે, હરખ ઘણો પાવંતોરે. રા. ૩૪
**દશરથ** નિજપુરે નાવીયોરે, **બિભીષણ**ની ત્રાસોરે;
દેશ ઘણી જીતિ કીયોરે, રાજગ્રહીમેં વાસોરે. રા. ૩૫
બોલાવી અપરાજિતારે, આદિ સઘલી નારીરે;
રાજ થાનક કરી થાપીયોરે, થિર થાનક સુવિચારીરે. રા. ૩૬
સિંહ જિહાંહી વાસો વસેરે, તિહાંહી તસ થાનોરે;
તિમ **દશરથ** રાજા ગિણ્યોરે, રાયાનો રાજાનોરે. રા. ૩૭
પનરસમી એ ઢાલમેં, અન્નરણ્ય દીપાયોરે;
**કેશરાજ** નંદન નીકાંથી, નીકો તાત કહાયોરે. રા. ૩૮

## દુહા.

બ્રહ્મલોકથકી ચવી, મહદ્ધિકસુર સાર;
માન સરોવર હંસ જ્યું, ઉદરેં લીયો અવતાર. ૧

---

૨–લુચ્ચો.

સુખમેં સોવે સુંદરી, સુંદર સેજ મઝાર;
રાણીજી **અપરાજિતા**, સુપન વિલોકે ચ્યાર. ૨
સાત હાથ ઉંચો સહિ, લાંબણે નવ હાથ;
ચવડપણે કર તીનજી, [1]કરી કરિણીનો નાથ. ૩
કેહરિ કટિ ખીણો ખરો, પાંચમુખો પરવેશ;
કરતો દીઠો મુંહમેં, રાણી હરખ વિશેષ. ૪
નાયકતો ગ્રહગણ તણો, રોહિણીનો ભરતાર;
ઉતરતો આકાશથી, ચંદ્ર મહાસુખકાર. ૫
ઉગંતો અતિ રાતડો, નહી આપડો લિગાર;
[2]સૂર શહસ્ર કિરણે કરી, પામે શોભ અપાર. ૬
**રાય** જગાવી વીનવે, **ઈશ** ! સુણો અરદાસ;
એ સુપનાનો ફલ કહો, જિમ પહુંચે મન આશ. ૭
પીઉ પરમસુખ પાયકે, ભાખે સુપન વિચાર;
પુત્ર પનોતો પ્રસવસ્યો, સહુ જગનો આધાર. ૮
ગર્ભદોષ સહુ ટાલતાં, પોષ કરંતા સાર;
શુભવેલા સુત જાઇયો, વરત્યો જય જયકાર. ૯

**ઢાલ. ૧૬ મી. અખતું ધીરોરે–એ દેશી.**

[3]શુભવેલા શુભવાર, કુમર જાયોરે;
હરખ વધાયો મંગલ ગાયો, સબ જગનેરે સોહાયો. કુ. ૧
નગર ઝડાયો જલ સિંચાયો; કુસુમાંધન વરસાયો;
ચોક પૂરાયો કલશ વંદાયો, ઇંદ્ર તમાસે આયો. કુ. ૨
લોક મિલાયો ઢોલ બજાયો, ગુહિર નિશાન ગુડાયો;

---

૧ હાથી. ૨ સુરજ. ૩ ચૈત્ર સુદિ નવમી–પુષ્પ નક્ષત્ર દિને શ્રી રામચંદ્રજીનું જન્મ થયું છે.

આનંદ પાયો સબ મન ભાયો, ઉચ્છવ અધિક મંડાયો. કુ. ૩
રમણી આવે[1] કેલી રચાવે, કુંકુમ હાથ દેવાવે;
તાસ રચાવે પાત્ર નચાવે, ઉચિત અધિક ઉપાવે. કુ. ૪
ઘરિ ઘરિ વારણ તોરણ રચના, નારી અખાણું લ્યાવે;
પૂર્વાં પુષ્પ ફલાદિક આણી, મંગલાચાર કરાવે. કુ. ૫
ચિંતામણિ સુરતરૂ જિમ રાજા, દાને દાલિદ વારે;
જાચિકનામ અજાંચક કીધા, સુજશ હુવો જગ સારે. કુ. ૬
પદ્માંનોરે નિવાસ તેહુથી, પદ્મ દીયું તસ નામો;
સહુ જગને અભિરામપણાથી, બીજું નામજ રામો. કુ. ૭
ગજ[2]હરિરવિશશી અગ્નિજ[3]કમલા,સાયર સુપનાં સાતો,
દેખી સુમિત્રા સ્વામી આગે, આવી કહેવા વાતો. કુ. ૮
દેવલોકથી ચવી આયો, ઉત્તમ જીવ અપારો;
રાણી ઉદરે વાસ લીયોરે, હરખ્યો રાય ઉદારો. કુ. ૯
[4]શ્યામ વરણ સુત જાયો નંદન, રાજા મન ઉચ્છાહો;
ઉચ્છવ વિવિધ પ્રકાર કરીજે, લીજે લચ્છી લાહો. કુ. ૧૦
અષ્ટપ્રકારે પૂજા જિનની, મૂક્યાં બંદીવાનો;
ઉત્તમ પુરૂષ ઉપજીયાંથી, સહુને હુવે કલ્યાણો. કુ. ૧૧
નારાયણ અભિધાન દીયુંરે, લક્ષ્મણ અપર વિધાનો;
[5]સુરતરૂ-કંદતણી પરિ દોઇ, વાધે પુરૂષ પ્રધાનો. કુ. ૧૨
અનુક્રમે વીર વિશેષ વિશેષે, [6]શોહ ઘણેરી પોષે;
નીલાંબર પીતાંબર પહિરે, સાજનીયાંને સંતોષે. કુ. ૧૩
આચારજ શાખીકર શીખ્યા, સકલ કલાગુણ તેહો;
જાણપણે સુરગુરૂ સારીખા, પરતિખ દીસે તેહો. કુ. ૧૪

૧ ક્રીડા. ૨ સિંહ. ૩ લક્ષ્મી. ૪ કાળો. ૫ કલ્પવૃક્ષ. ૬ શોભા.

લીલા મુષ્ટિપ્રહાર કરાવે, પર્વત નાખે ચૂરી;
શૂરવીર સાહસિયાંમાંહિ, પાવે કીરત પૂરી. કુ. ૧૫
ક્રીડાકારણ ધનુષ ચહોડી, જણ પૂંખે એ બાણો;
સૂર્ય શંક ધરીને કંપે, પાડે મતિએ વિમાનો. કુ. ૧૬
કાંઈએક **ભુજબલરાય** વિચાર્યો, કાંઈએક સૂતબલ જાણી;
કાંઇ એક ધીર્ય ધરી નૃપ વસીયો, પુરી અયોધ્યા આણી. કુ. ૧૭
ભરત પુત્ર કેકઇ જાયો, પુરી અયોધ્યામાંહિ;
સુપ્રભાયેં શત્રુઘનજી, જાયો અધિક ઉચ્છાંહિ. કુ. ૧૮
**રામ અને લક્ષ્મણ**ની જોડી, કવિમુખથીરે કહાણી;
ભર્ત અને શત્રુઘ્નકેરી, જગમેં જોડી જણાણી. કુ. ૧૯
ગજદંતાયે મેરૂ મહીધર, શોભા અધિકી લહાવે;
**દશરથરાજા** નંદન ચ્યારે, કરમે તોરે કહાવે. કુ. ૨૦
એ શોલમી ઢાલ ભલીરે, રામતણો અવતારો;
**કેશરાજ** ઋષિરાજ વખાણે, એ પહિલે અધિકારો. કુ. ૨૧

ઇતિ શ્રી ઢાલ સોળમાં રામયશોરસાયને,

**પ્રથમ અધિકારઃ—**

## દુહા.

ગૌતમ ગણહર ગુણનિલો, ગૌતમ ગિરિવો નામ;
ગૌતમ ગુરૂ ગુરૂમાં વડો, ગૌતમ કરૂં પ્રણામ. ૧
ભામંડલ **સીતા**તણો, યુગલપણે અવતાર;
કિહિં કારણ અલગા પડયા, નિસુણો એહ વિચાર. ૨
**જંબૂદીપે** ભરતમેં, વસતો દારૂગામ;

વિપ્ર ભલો **વસુભૂતિજી**, "અનુકોશાનો શ્યામ. ૩
અંગજ છે અનુભૂતિજી, સરસા વહૂરો નામ;
કન્યા વિપ્રે અપહરી, પૂઠેં હુવો પતિ તામ. ૪
મોહવસેં મોહ્યા ઘણું, માય-બાપ તિહિવાર;
પુત્ર ગવેખે ચાલીયા, વિચ મિલિયો અનગાર. ૫
અનગારહિ ઉપદેશથી, લીધો સંયમ-ભાર;
સ્વર્ગાં સુધર્મે દેવની, પામી પદવી સાર. ૬

**ઢાલ ૧૭ મી.** કહું કહું મન મૂરખ મેરે—દેશી.
અથવા-બારામાસાની દેશી.

સુણિ સુણિરે સયણ સયાણા, કાંઇ હોવે અધિક અયાણા;
એ કર્મ ન છુટે કોઈ, સુર-દાનવ-માનવ હોઇરે.
સુણિ સુણિરે સયણ સયાણા. ૧
ઉવાનારી હુઈ નારી, નૃપ ચંદ્રપ્રગતીની પ્યારી,
પુષ્પવતી અભિધાનો, સુખ માને મેરૂ સમાનોરે, સુ. ૨
વૈતાઢયગિરેં અભિરામો, રથનુંપુર પુરનો નામો;
સો દેવ ચવીને આયો, ખગ ચંદ્રગતિ કહાયોરે. સુ. ૩
સુરસા પિણ સંયમ સેવી, બીજે સુરલોકેં દેવી;
હોઇને માને શાતા, સુખમાંહિ વાસર જાતા. સુ. ૪
અનુભૂતિ જે આરત કરતો, નારીનો અતિ દુઃખ ધરતો;
ભવમાંહિ ભમતો જોઈ, હંસ બાલ હુવો સોઇ. સુ. ૫
સિંચાણે સાહી નડીયો, ઋષિ આગલિ આવી પડીયો;
ઋષિજી દીધો નવકારો, લહ્યો કિંનરનો અવતારો. સુ. ૬
દશ સહસ વરસનો આયો, ભોગવતાં પુણ્ય પ્રભાવો;
સો દેવ ચવીને આવે; બદલો વાલે સુખ પાવે. સુ. ૭

વિદગ્ધ નગર છે વારૂ, રાજાજી અધિક ઉદારૂ;
**પ્રકાશસિંહ** નરનાહો, પ્રવવાલીનો નાહો. સુ. ૮
સબ સાજનનેરે સોહાયો, [1]કુંડલમંડિત સુત જાયો;
સુત સુંદર અધિક સલૂણો, સુત તેજ પ્રતાપે દૂણો. સુ. ૯
કયાનક ભવમેં ભમતો, સોવાદિજ મારો ગમતો;
નહીં વકુ **ચક્રધ્વજ** પુરરાજે, ચક્રધ્વજ રાય વિરાજે. સુ. ૧૦
ધુમસેન પુરોહિત તેહને, સ્વાહારમણી છે તેહને;
જાયો તિણે પિંગલ નંદો, ઉપજ્યો સામને આનંદો. સુ. ૧૧
અતિસુંદરિ બેટિય રાની, ખપ કરતી અતિહી વિદ્યાની;
શ્રી આચારજજી પાસે, પિંગલ પઢે ઉલ્હાસે. સુ. ૧૨
તણતો બંધાણો નેહો, કુમરને કુમરી તેહો;
સંગતિથી વિણસે કાસો, ઈમ જોયજ્યો બહુલા ઠામો. સુ. ૧૩
કુમરીને લેઇ નાઠો, ઉગ્રામણીયો અતિ ધાઠો;
વિદગ્ધ નગરેં ચલીયો, વસવાનો મન ઠહિરાયો. સુ. ૧૪
સો [1]**કિસબ** ન કોઇ જાણે, નૃપ [2]લાકડી મૌલી આણે;
જિમતિમ તોએ પેટ ભરેવો, વિણ કિસબજ એમ કરેવો. સુ. ૧૫
એ કિસબતણી અધિકાઇ, નિજ પરમેં લહે વડાઇ;
એ કિસબ કલાયે દીઠો, શશી રૂદ્રતણે શિર બઇઠો. સુ. ૧૬
અતિસુંદરિ સુંદરતાઈ, નૃપ સુતને કેણે બતાઇ;
સા લીધી તિણે છિનાઇ, પિંગલ રહીયો મુહવાઇ. સુ. ૧૭
ભય બાપતણો અતિ આણી, પર્વતમાંહી પલ્લી ઠાણી.
કુંડલમંડિત તિહાં વસીયો, સુખ દુઃખને દેખે રસીયો. સુ. ૧૮

---

૧ કુંડલ પહેરેલો છોકરો જન્મ્યો.

૧ કળા. ૨ લાકડાં માથે આણતો હતો.

નારીનો આણી વિજોગો, પિંગલજી લયો જોગો;
ચિત્તથી નવિ છૂટે નારી, ઘાટી એ મોટી ભારી. સુ. ૧૯
દશરથનો દેશ વિણાશે, કુંડલમંડિત જન ત્રાસે;
તબ બાલચંદ્ર ચઢી આયો, બાંધી નૃપ પાસે લ્યાયો. સુ. ૨૦
દીનપણો તસ દેખી, કરૂણા નૃપને સુવિશેષી;
છોડી દીધો તિહિવારો, કુંડલમંડિત સુકુમારો. સુ. ૨૧
બાપ રાજને કાજે, કુમરજી રહે નિત્ય સાજે;
મુનિચંદ્ર ઋષીશ્વર સંગે, હુવો શ્રાવક અતિ ઉચ્છરંગે. સુ. ૨૨
રાજવાંછનાંમાંહિ, તસ પ્રાણજ છુટા પ્રાંહિ;
જનક ઘરે અવતારો, નિસુણો સીતા સુવિચારો. સુ. ૨૩
સરસા પિણ ભવમેં ભમતી, સા ફિરે ઇચ્છાયે રમતી;
હુઇ પુરોહિતની કુમરી, સા પઢવે ગુણીવે સુમરી. સુ. ૨૪
વેગવતી કહી વાણી, સંયમ સાથે મતિ ઠાણી;
બ્રહ્મલોક હુઇ આવી, રાણીઉરે ઉપજી ઠાવી. સુ. ૨૫
કુમર કુમરી બિહું જાયા, તે યુગલપણે સુખદાયા;
તામ વિદેહા હરખી, સુત પુત્રીનો સુખ હરખી. સુ. ૨૬
પિંગલ મુનિવર ગુણવંતો, પહેલે સુરલોકે પહુંતો;
અવધિ ગ્યાનસું દેખે, તબતો અતિ રીસ વિશેષે. સુ. ૨૭
તબ તે બાલક અપહરીયો, તે સુરવર દ્વેષે ભરીયો;
જાણે અબ અમરષ પોષું, મારીને મન સંતોષું. સુ. ૨૮
વિવેક વિચારે તામો, એ છે પાતકનો ઠામો;
વયરનો વયર વસાવું, સંસાર ઘણુંરે વધાવું. સુ. ૨૯
પંચેંદ્રિય કેરો પાપો, સહિવો નરકેં સંતાપો;
તિણહીમેં એ બાલો, હણતાં દૂષણ અસરાલો. સુ. ૩૦

એમ વિચારી દેવો, વૈતાઢયગિરે તતખેવો.
દક્ષિણ શ્રેણેં સોહંતો, મોહાંના મન મોહંતો. સુ. ૩૧
રથનુંપુરિ ચાલિ આય, ભૂષણસું ભૂષી કાય;
તે બાલક વનમેં મૂકે, તે વિબુધ પ્રકાર ન ચૂકે. સુ. ૩૨
તબ ખેચર ચંદ્રગતિ દીઠો, તબ લોયણ અમીય પયીઠો;
ઉઠાઇ ઉંચો લીધો, ત્રીયા પુષ્પવતીને દીધો. સુ. ૩૩
ઘરે નહીં છે સંતાનો, એ આરતિ છે અસમાનો;
મુજને તૂઠો કરતારો, એ દીધો દેવકુમારો. સુ. ૩૪
લોગાંમે એમ સુણાયો, રાણીજી નંદન જાયો;
તબ ઉચ્છવ અધિક કરીજે, લચ્છીનો લાહો લીજે. સુ. ૩૫
તનુકી અતિ કાંતી કહીજે, ભામંડલ નામ ધરીજે;
એ સત્તરસમી છે ઢાલો, **કેશરાજ** કહે સુવિશાલો. સુ. ૩૬

**દુહા.**

વિદેહારે વિશેષથી, સુતદુઃખ સાયરમાંહિ;
ઝુલે આંસુ નાખતી, પતિ સમજાવે પ્રાંહિ. ૧
ભવાંતરને વયરીયેં, અપહરીયો સુત એહ;
શોધન કરિસ્યોં હુંસહી, મ કરોશ તું અંદેહ. ૨
થાનિક થાનિક શોધીયા, ગિરિગહ્વર આરામ;
ખબર ન પામી પુત્રની, રાજા રાણી તામ. ૩
પુત્રીનું મુખ દેખતાં, શિતલતાઇ પામ;
બોલાવી માય-બાપજી, સીતા એહવો નામ. ૪

**ઢાલ, ૧૮ મી. કર્મતણી ગતિ કિણુહી ન જાણુવી. એ દેશી.**

**સીતા** કુમરી વાધતી હો, **ચંદ્રકળા** જિમ દેખિ;

અનુક્રમે જોવન પામીયો એ, **રૂપકલા** સુવિશેષિ. ૧
**સીતા** સુંદરીરે, માણશલોક મઝાર;
રૂપે પુરંદરીરે, શીલ શિરોમણિ નારી,
કો વર હોશે એહનોરે. ૨
[1]ભૂચર [2]ખેચર રાય, આરતિ આણે બાપજીહો;
વરસ ખરે સુખ થાય. સી. ૩
દેખાવ્યા વસુધાવિષેંરે, રાજા રાજકુમાર;
સારીખો સંસારમેં હો, કોઈ ન એક લિગાર. સી. ૪
અર્દ્ધવરવર દેશનો હો, અંતરંગ તસ નામ;
મ્લેચ્છ મહામયમંત છે હો, દેશ ઉજાડે તામ. સી. ૫
**જનક** પહૂંવે તેહને હો, દૂત મોકલ્યો એક;
રાજા **દશરથ** પાખતી હો, બોલે આણ વિવેક. સી. ૬
સૂરજ સામો દેખીયે હો, આવે છીંક જિવાર;
ભીડાણો છે ભૂપતિ હો, આગેં દેવ વિચાર. સી. ૭
ઉઠયો અતિ આતુર થઇ હો, વાજ્યા ઢોલ દુમામ;
અસવારી કરિવા ભણી હો, તામ સુ બોલ્યા **રામ**. સી. ૮
તુમ્હે પધારો છો સહી હો, શૂરાંસું સંગ્રામ;
હમને ઘર બયશી રહ્યાં હો, કિસી વધેંસી મામ. સી. ૯
અનુજને આગેં કરી હો, ચાલીયો **રામ** નરેશ;
ચતુરંગિણી સેના સજી હો, **મિથિલાપુરી** પ્રવેશ. સી. ૧૦
**અસુરાંસું** આવી અડયા હો, સુભટ જિકે ઝુઝાર;
ઉઠામણી અસુરાંતણી હો, સહી લસકયા એકવાર. સી. ૧૧
ધનુષ ચહોડી **રામજી** હો, કરત ઉઠામણી આપ;

---

૧-માણુશ. ૨-વિદ્યાધર.

અસુર સહુ અલગા થયા હો, પુણ્ય થકી જિમ પાપ. સી. ૧૨
જનકતણા જનપદતણો હો, ટાલીઓ સકલ કલેશ;
રાજાજી સુખ માનીયો હો, રંગ વિનોદ વિશેષ. સી. ૧૩
**સીતા** દીધી **રામને** હો, સારીખો સંજોગ;
ભલું ભલું ભાખે ઘણો હો, હરખ્યા સઘલાહી લોગ. સી. ૧૪
**સીતા**રૂપ શોહામણો હો, નિસુણીને **ઋષિ-દેવ;**
નિરખણ હેતેં આવીયા હો, **સીતા**ઘરેં તતખેવ. સી. ૧૫
કેશ-નેત્ર પીલા ખરા હો, તુંદિલ છત્રીકાધાર;
દંડ પાંપિણિ કોપીનસું હો, શિરહિ શિખા સુવિચાર. સી. ૧૬
**નારદ**રૂપ ડરામણો હો, દેખી **સીતા** બાલ;
નાઠી થરહર ધ્રુજતી હો, ગઈ ઘરમેં તતકાલ. સી. ૧૭
કંઠ શિખા બાહિં ધરી હો, દ્વારપાલને દાસિ;
સાહિ રહ્યાં જઈ ના શકે હો, હરિણ પડિઓ જિમ પાસિ. સી. ૧૮
કલિ કલિ સુણી જન આવીયો હો, હાથ ગયાં [3]શર [4]ચાપ;
કુણ છે ઈહાં નર પાપીયો હો, કુણ એહના માય-બાપ. સી. ૧૯
ઉમાહી ઉંચા ચઢયા હો, હુઈ ઘણા હુશીયાર;
માર માર કરતા થકા હો, જાણે જમ અવતાર. સી. ૨૦
**નારદ** ઋષિને દેખીને હો, સુસતા પડીયા સોઇ;
શનૈઃ શનૈઃસું નીકલ્યો હો, કામ કરે સો જોય. સી. ૨૧
રૂપ લિખે **સીતા**તણો હો, ભામંડલને આય;
દેખાડે પટ દેખતાં હો, કુમર દુચિંતો થાય. સી. ૨૨
દુઃચિંતાઈ કુમરતણી હો, પૂછી મિત્રાં સાથિ;
પટ તદા તે દાખવે હો, ઋષિ પૂછયો નરનાથિ. સી. ૨૩

---

૩-બાણ. ૪-ધનુષ્ય.

**મિથિલાનગરી** છે ભલી હો, **જનક** તિહાં ભૂપાલ;
વિદેહાઉર ઊપની હો, **સીતા** રૂપે રસાલ. સી. ૨૪
અમરી કુમરી નાગરી હો, 'મેં' દીઠી અવિલોઈ;
વારૂંવાર વિચારતાં હો, **સીતા** સમી નહીં કોઇ. સી. ૨૫
જેહવી છે સા સુંદરી હો, તેહવી લિખી ન જાય;
લિખી જીસી કહી કો શકે હો, અચિરજ છે ખગરાય! સી. ૨૬
ભામંડલને ભામની હો, જઇરે મિલે એ જોડિ;
સાચો સુખ સંસારનો હો, મ્હારે મન એ કોડિ. સી. ૨૭
સુત વચનેં સંતોષીયો હો, ભલો કરે કરતાર;
વિસરજ્યો ઋષિ રાજીયો હો, ઉદ્યમનો અધિકાર. સી. ૨૮
ખગ ચપલગતિ મોકલ્યો હો, કરવાને [1]અપહાર;
રાજાને લઇ ગયો હો, કિણહી ન જાણી સાર. સી. ૨૯
ઉઠી આવ્યો સાંમુઓ હો, મિલિયા બાંહ પસાર;
કુશલ વાત પૂછી ઘણી હો, પ્રીતિતણેરે પ્રકાર. સી. ૩૦
**જનક** તુમ્હારે સાંભલીરે, પુત્રી રતન પ્રધાન;
નારી નિરૂપમ જેતલી હો, તેહને તિલક સમાન. સી. ૩૧
અછે અનોપમ કન્યકા હો, જિમ તુમ ભાખો તેમ;
સર્વ કલાગુણ આગલી હો, પિણ દેવાયે કેમ? સી. ૩૨
દીધી દશરથનંદને હો, અવરાં કિમ લેવાય;
મણિ માથે છે સાપને હો, કહો કિમ લીધી જાય. સી. ૩૩
પ્રીતિ ભણી માગું અછું હો, નહીંતર છો અપહાર;
કરતાં વેલા છે કિસી હો, રાખું છું વિવહાર. સી. ૩૪
હમને જીતી **રામજી** હો, વ્યાહો કન્યા એહ;

---

૧-હરણ-અપહરણ.

કે ભામંડલ વ્યાહસી હો, ઇહાં ન કોઇ સંદેહ. સી. ૩૫
વજાવર્તન નાસથી હો, અને અર્ણવાવર્ત્ત;
ધનુષ અછે ઘરમાંહિરે હો, પંડપેં આય ધર્ત્ત. સી. ૩૬
યક્ષ હજારે સેવીયો હો, અતિશયવંત અતીવ;
ગોત્રજ દેવીનીપરે હો, સેવીજેરે સદીવ. સી. ૩૭
ધનુષ નમાયાં હમ નમ્યા હો, રૂગટી કરવા નેમ;
સમજો સૂધી વાતમેં હો, જિમ આપો રહે પ્રેમ. સી. ૩૮
એહ અચંભો છે ખરો હો, એતો પરતક્ષ આજ;
એકહીનેરે ચહોડવે હો, સારો(રે) વંછિત-કાજ. સી. ૩૯
ખેચર ચંદ્રગતિ ચાલીયો હો, પુત્ર અને પરિવાર;
ધનુષ દોય લીધા ભલા હો, રાજા લીધાં લાર. સી. ૪૦
**મિથલાનગરી** આવીયો હો, બાહિર ડેરા દીધ;
વરણન તો વિદ્યાધરાં હો, પૃથ્વીમાંહિ પ્રસીધ. સી. ૪૧
અષ્ટાદશમી ઢાલમેં હો, બસ્તુ ભલી નીચાહિ;
**કેશરાજ** પામે સહી હો, જો હોવે પુન્ય અગાહિ. સી. ૪૨

**દુહા.**

જનક વિદેહા નારીશું, સંભલાવી સહુ વાત;
સાલ સમી સાલી સહી, કહી રાણી વિલલાત. ૧
દેવપન નૃપ તો તુ હુંવો, લેવે પુત્ર પ્રધાન;
લીધી ચાહે પુત્રીકા, કિમ રાખેસ્યું પ્રાન. ૨
સ્વેચ્છાને પરિણેતનો, હરખ ઘણો સંસાર;
અણઇચ્છા પરિણેતનો, હરખ ન એક લિગાર. ૩
દેવજોગ શ્રીરામથી, ધનુષ ન ચહુડયો જાય;
અવર અનેરે ચાહોડતાં, અણ સિરખે દુઃખ થાય. ૪

જનક કહે જાણો નહીં, રામ મહા બલવંત;
મેં દીઠો સંગ્રામમેં, પૌરૂષનો નહીં અંત. ૫
સમજાવી સા સુંદરી, પુજી ધનુષ ઉદાર;
મંડપ માંડી તેડીયા, રાજા રાજકુમાર. ૬
દિવ્યા–ભૂષણ ધારકે, સખિયાંને પરિવાર;
મંડપ આવી જાનકી, ઇંદ્રાણી અવતાર. ૭
ધનુષતણી પૂજા કરી, મનમેં સમરે **રામ;**
મનસા–વાચા–કર્મણા, અવરાંસું નહિ કામ. ૮

## ઢાલ, ૧૯ મી. કાના પ્રીતિ લાગોહો–એદેશી.

**સીતારામ** રાચીહો, જેમ ચકોરી ચંદસું;
એ પ્રીતિહી સાચીહો, સીતારામ રાચીહો. ૧
ભૂચર ખેચર રાજવી, ભરમાણા ભારીહો;
ભાગ્ય વડો તે ભૂપનો, એ પાવે નારીહો. સી. ૨
**નારદ** ભાષી જેહવી, સા તેહવી જોઇહો;
ભામંડલ ભૂચે પડયો, અતિ પરવશ હોઇહો. સી. ૩
**જનકરાય** તિહાં આઇકે, એ સાચ કહાવે હો;
ધનુષ ચહોડે ભુજબલે, એ કન્યા પાવેહો. સી. ૪
ઉઠયા કડિ કાઠી કરી, જે રાય સનૂરાહો;
ધનુષ ચહોડણ કારણે, શૂરામાંહિ શૂરાહો. સી. ૫
સાપાં સાથેં વીંટીયો, નાવે ગહતાણહો;
ફૂરસીહો કો ના શકે, જે ગાઢા તાણહો. સી. ૬
જવાલા મૂકે છે ઘણી, દાઝતા ભાજીહો;
અધોમુખા અલગા રહ્યા, મનમાંહે લાજીહો. સી. ૭

ઇંહિ અવસર **શ્રીરામજી**, લીલાગતિકારીહો;
ધનુષ સમીપે આવીયો, આછો અવતારીહો. સી. ૮
**ચંદ્રગત્યાદિક** રાજવી, કરતા અતિ હાસોહો;
ખેચર ખે તન ઠાહર્યા, એહને શી આશોરે. સી. ૯
[1]વજ્રપાણી જિમ વજ્રને, રાઘવજી ઉરસેંહો,
શાંતિ કરી [2]અહિ અગનિને, કર સાથે ફરસેહો. સી. ૧૦
વેત્રતણી પરિ વાલીને, પ્રભુ પણછ ચઢાવેહો;
[3]આકર્ણાન્ત કષાંચીને, ટંકાર સુણાવેહો. સી. ૧૧
**રામગલે** વરમાલિકા, સીતા પહિરાવેહો;
કાજ સર્યાં ચિત્ત ચિંતવ્યો, અતિહી સુખ પાવેહો. સી. ૧૨
બીજો **લક્ષ્મણ** ચાઢીયું, ઊંહી વિધિ કીધીહો;
[4]અષ્ટાદશ વર કન્યકા, ખગરાયાં દીધીહો. સી. ૧૩
વિલખાણા વિદ્યાધરૂ, ભામંડળ લેઇહો;
નિજ નગરે ચલિ આવીયા, ભૂમંડળ કેઇહો. સી. ૧૪
તેડયો **દશરથ** રાજીયો, સહુ સાજન સાથેહો;
વ્યાહ ભલો **સીતાતણો**, કીધો નરનાથેહો. સી. ૧૫
**જનકરાયનો** ભાઇજી, ભલો કનક કહાવેહો;
ભરતને ભદ્રા ભલી, પુત્રી પરિણાવેહો. સી. ૧૬
પુત્રાંને પરિણાયકે, વહૂવરને લેઇહો;
દિધો અધિકો દાયજો, દાસી–દાસ કેઇહો. સી. ૧૭
હયવર–ગયવર અતિ ભલા, સિરોપાવ સુહાવેહો;
**દશરથરાજા’** દાયજો, અધિકેરો લ્યાવેહો. સી. ૧૮

---

૧. ઇંદ્ર. ૨. શેષનાગનો તાપ ઓછો કર્યો તેથી તેને શાંતિ મળી. ૩. કાન સુધી ખેંચીને. ૪. અઢાર.

પુરી અજોધ્યા આવીયા, આનંદ (કર) રાજેહો;
ઘર ઘર રંગ-વધામણા, અતિ ઉચ્છવ કાજેહો. સી. ૧૯
અનેરે દિન રાયજી, પૂજા મંડાવેહો;
સ્નાત્ર કરે અઠ્ઠોત્તરો, જલકલશ ભરાવેહો. સી. ૨૦
ષોજા સાથે મોકલ્યો, અવરાં જલ રાયેહો;
મહિષીને મન રંગસું, અધિકે ન ઉમાયેહો. સી. ૨૧
દાસી સાથે મોકલ્યો, અવરાંને પાણીહો;
આણી દીધો ઉતાવલો, હરખી તે રાણીહો. સી. ૨૨
વૃદ્ધ ભણી તે નાવીઓ, ધીરે પગ ઠાયોહો;
પટરાણી ઉતાવલીં, મનડો અકુલાયોહો. સી. ૨૩
સઘલ્યાં માંહી હું વડી, મુજને જલ નાપ્યોહો;
માન વિના શું જીવનો, મરિવા મન થાપ્યોહો. સી. ૨૪
એમ વિમાસી માંડીયો, રાણી ગલ પાસોહો;
શોચ નહીં નારી કન્હે, એ દેખ તમાસોહો. સી. ૨૫
**ઈતલે રાજા** આવીયો, તે પાસો કાપેહો;
બાંહે સાહી સુંદરી, ઉછરંગે થાપેહો. સી. ૨૬
કાંઈ મરે તું માનિની, કહે કિહી અપમાનીહો;
આંસુ નાખી ભાષહી, સા ગદગદ વાનીહો. સી. ૨૭
અવરાંને જલ મોકલ્યો, હું કિમ ચિત્ત નાણીહો;
એતલે ષોજો આવીયો, આપ્યો તે પાણીહો. સી. ૨૮
પાણી મસ્તક મૂકીયું, રાણી સુખમાનીહો;
ધન જમારો માહિરો, મેં આજ જણાણીહો. સી. ૨૯
**રાજા** ષોજો પૂછીયો, કિઉં વાર લગાવીહો;
વૃદ્ધપણે પ્રભુ ! વેગસું, હું ન શક્યો આવીહો. સી. ૩૦

સૂધા[1] પાવ પડે નહીં, ચલતો પંથીસેંહો;
પૂં પૂં કરતો ખાસતો, [2]રૂગાલો દીસેહો. સી. ૩૧
દાંત પડયાં ખોખો થયો, મુખ લાલ ખિરંતીહો;
નારિન આવે આસની, નવિ સાર કરંતીહો. સી. ૩૨
તેઉ તો ઘટે[4] તનુ લીલરી, કાને ન સુણાયેહો;
કર કંપે શિર ધૂજણી, બુઢાપેં આયેહો. સી. ૩૩
બુઢાપાકા દોષ એ, **રાજાજી** જાણેહો;
વિષયથકી મન વાલીકે, વૈરાગેં આણેહો. સી. ૩૪
**સત્યવૂ**(પૂ)તી નામે ભલો, મુનિવર ચઉનાણીહો;
વનસેં આવી સમોસર્યા, ગુરૂ આગમ–જાણીહો. સી. ૩૫
પુત્રાંસું તબ રાયજી, વહૂ વરને સાસૂહો;
વંદનકાજે આવીયા, પુરલોગ ઉલ્હાસૂહો. સી. ૨૬
દેઈ પ્રદક્ષિણા સાધુના, પદપંકજ વંદેહો,
સનમુખ સેવા સાચવે, ભવપાપ નિકંદેહો. સી. ૩૭
**ચંદગતિ** સુત નારીસું, ખેચર પરિવારેહો;
રથ આવર્તજ પર્વતે, જઈ દેવ જુહારેહો. સી. ૩૮
બાહુડતાં નિજરે પડયો, ઋષિરાય વિરાજેહો;
આવીને સેવા કરે, ઋષિ દેશના ગાજેહો. સી. ૩૯
અભિલાષી **સીતાતણો**, ભામંડલ દીઠોહો;
માત પિતા સુતનારિનો, ભવભાષિત મીઠોહો. સી. ૪૦
ભામંડલ **સીતાસહી**, જુગલપણે જાયાહો;
માત વિદેહા જાણવી, કહિને સમજાયોહો. સી. ૪૧

---

૧, પગ. ૨, રોગી. ૩, તેજ. ૪, શરીર.

**પિંગલદેવે** તું હર્યો, નિજ વયર વિચારિહો;
તું વધિઓ ખગ મંદિરે, ઘર એહ કુમારીહો. સી. ૪૨
જાતીસમરણ પામીયૂં, ભામંડલ દેખેહો;
સાધુ વદ્યો સાચો સહુ, મનમેં સુવિશેષેંહો. સી. ૪૩
મૂર્છાઈ ધરણી પડયો, ઉઠાઈ લીધોહો;
પગેં લાગો **સીતાતણે**, અવિનય કીધોહો. સી. ૪૪
**સીતા** દઈ આશીસજી, ચિર જીવો ભાઈહો;
કરે ઘણી પગે લાગણી, માવિત બોલાવીહો. સી. ૪૫
ધાઈ મિલિયા રામજી, લેઈ કંઠ લગાઈહો;
મિશ્રીથી મીઠી ખરી, જગ એહ સગાઈહો. સી. ૪૬
ભામંડલ પટ થાપીયો, આપણાપેં રાજાહો;
વયરાગેં વ્રત આદરે, ગુરૂ તારણ તાજાહો. સી. ૪૭
સાધુ નમી રાજા નમી, નમી રાઘવ રાયાહો;
ભામંડલ સીતા નમી, નિજમંદિર આયાહો. સી. ૪૮
ઢાલ ભલી એગુણીસમી, સીતા પરિણાવીહો;
**કેશરાજ** શ્રીરામને; પટનારિ સુહાવીહો. સી. ૪૯

**દુહા.**

સત્યભૂતિ નામે ભલો, સત્ય વદે સુવિશાલ;
શાસનસોહ વધાવણો, ષટકાયા પ્રતિપાલ. ૧
વિધિસું દેઈ પ્રદક્ષિણા, કર જોડે નરનાથ;
પ્રશ્ન કરે પરગટપણે, નિસુણે સઘલો સાથ. ૨

**ઢાલ, ૨૦ મી. મહાવિદેહ ક્ષેત્ર સોહામણો–એ દેશી અથવા–કીધાં કર્મ ન છૂટીયેં–એ દેશી.**

હમસું ભાખો એહુજી, પૂર્વ ભવાંતર વાત; સાધુજી.

સુખ દુઃખના અવદાતજી, વાદ જમારી જાત. સાહુજી. ૧
હમસું ભાખો એહુજી.

સેનાપુર થો સુંદરૂ, ભાવનસાહા સુજાણ; સા.
ચત્રીથી તરૂ દીપકા, શ્રોતોપાસ્તિ અયાણ. સા. ૨ હ.
સાધાંરી નિંદા કરે, ભવમેં ભમી અપાર; સા.
જીવતો મ્હારો ઊ અછે, આગેં સુણો વિસ્તાર. સા. ૩ હ.
ચંદ્રપુરી છે સુહામણી, ધનઘરે સુંદરિ નારિ; સા.
વરૂણ નામેં સુત જાઇયો, વરતે સુવિવહાર. સા. ૪ હ.
[1]સાધાંરી સેવા કરે, સરધાલુ સમભાય; સા.
સુખ દુઃખના અનુસારથી, મતિ તો ઊપજે આય. સા. ૫ હ.
ધાઇખંડે જાણીયો, ઉત્તરકુરૂ વરખેત; સા.
યુગલપણે તિહાં ઊપનો, શુભકર માનો હેત. સા. ૬ હ.
તીન પલ્યનો આઉખો, ભોગવી સુરસુખ સાર; સા.
પુખલા નામે છે પુરી, પુખલાવતી મઝાર. સા. ૭ હ.
નંદીઘોસ **રાજા** ભલો, પૃથવી **રાણી** હોય; સા.
**નંદીવરધન** નામથી, નંદન નીકો જોય. સા. ૮ હ.
**નંદીવર્ધનને** દીયું, રાયેં રાજ તિવાર; સા.
યશોધર ગુરૂ પાખતી, આપ હુવા અણગાર. સા. ૯ હ.
સાધુતણા વ્રત પાલીયા, પંચમે [2]કલપે દેવ; સા.
જય જયકાર હુવો સહુ, સારે સુરવર સેવ. સા. ૧૦ હ.
પૂર્વ વિદેહે જાણીયે, વૈતાઢેં સુવિશેષ; સા.
ઉત્તર શ્રેણિ જાણીયે છે, શશિપુર નામે દેખ. સા. ૧૧ હ.

---

૧. સાધુઓની. ૨. પાંચમે દેવ લોકે.

**રત્નમાલિ** વિદ્યાધરૂં, વિદ્યુતવલ્લી નારી; સા.
**સૂર્યજય** સુખકારીયો, પુત્ર ભલો અવધારિ. સા. ૧૨ હે.
**રત્નમાલિ** નૃપ ચાલીયો, સિંહપુરીનો ઇશ; સા.
વજ્ર નયનને જીપીવા, મનમેં આણી રીસ. સા. ૧૩ હે.
**સિંહપુરીને** બાલતો, બાલે અબલા બાલ; સા.
પશુ-પંખી શ્રીના ટલે, હોઈ રહ્યા વિકરાલ. સા. ૧૪ હે.
પૂર્વ જન્મતણો ભલો, પુરોહિતહિનો જીવ; સા.
**ઉમન્યુ** તો નામથી, દેવ દયાલ સવીવ. સા. ૧૫ હે.
સહસ્રાર સુરલોકથી, આવી બોલે એમ; સા.
ઉતકટ પાતક એહવું, તુમ્હને છૂઝે કેમ. સા. ૧૬ હે.
**ભૂરિનંદન** તું હુંતો, પૂર્વજમારેં રાય; સા.
માંસ તજ્યો થો તેં સહી, વિપ્ર ખવાડયો આય. સા. ૧૭ હે.
સોહિ પુરોહિત એકદા, સ્કંધ હણી ગજ થાય; સા.
**ભૂરિનંદન** રાયજી ઘરિ, આણીઓ ગહિતાય. સા. ૧૮ હે.
સો હાથી રણમેં હણ્યો, ભૂરિ સુનંદન ધામ; સા.
ગંધારીઉરે ઊપનો, અરિસૂદન તસુ નામ. સા. ૧૯ હે.
જાતીસમરણ પામીયો, લીધો સંયમભાર; સા.
કલ્પ આઠમે **દેવતા,** સોહું દેવ ઉદાર. સા. ૨૦ હે.
**ભૂરિસુનંદન** પામીયો, અજગરનો અવતાર; સા.
દાવાનલમાંહિ બલ્યો, કર્મ ન મૂકે લાર. સા. ૨૧ હે.
નરગ પહૂંતો દૂસરે ઉંહોહી હું જાય; સા.
સમજાવ્યો તિહિ કારણે, એ તું હૂવો રાય. સા. ૨૨ હે.
માંસ તજીને વાવર્યો, તેહના એ ફલ લાધ; સા.
આજ હુ હોવે આકરો (સો) કાંઈ કરે અપરાધ. સા. ૨૩ હે.

એમ સુણીને આઉટયો, **કુલનંદન** નૃપ કીધ; સા.
**સૂર્યજય** સાથે કરી, **રાજા** સંયમ લીધ. સા. ૨૪ હ.
**સ્વર્ગા** સાતએ ભોગવી, સુર સુખનો વિસ્તાર; સા.
**સૂર્યજય'ચવી** તું હુવો, **દશરથરાય** ઉદાર. સા. ૨૫ હ.
**રૂતનમાલિ** આવી હુવો, **જનકરાયજી** એહ; સા.
**કુનક જનકભાઈ** ભલો, ઉપમન્યુ સસનેહ. સા. ૨૬ હ.
નંદીઘોષ સુરલોકના, ભોગવિ સુર સુખ ભૂરિ; સા.
**સત્યભૂતિ** એ હું થયો, સૂરિશિરોમણિ શૂરિ. સા. ૨૭ હ.
એમ સુણીને વયરાગીયો, પ્રણુમ્યા ગુરૂના પાય; સા.
**રાજા** મંદિર આવીયો, લોગ લીયો બોલાય. સા. ૨૮ હ.
પુત્ર પનોતા પૂછીયા, પૂછ્યા વડ મંત્રીશ; સા.
પૂછી સઘલી [1]રાગની, સંયમ સાથ જગીશ. સા. ૨૯ હ.
એહિ વીશમી ઢાલમેં, પૂર્વ ભવાંતર ભેદ; સા.
**કેશરાજ** ગુરૂ ભાષીયો, ટલીયો સઘલો ખેદ. સા. ૩૦ હ.

## દુહા.

**ભરત** ત(ભ)ણે પ્રભુજી સુણો, હું વ્રત લેઇશ લાર;
હેત ન જાણે આપણો, તે સાચોહિ ગવાર. ૧
પહિલો દુઃખ..........કએ, વિરહે તુમ્હારો હોઇ;
અરૂ સંસાર વધાવણો, દો દુઃખ દેખે કોઇ. ૨

## ઢાલ, ૨૧ મી. કયો મિલશેરે મુનિવર એહવા. એ દેશી.

કે કહીયેરે ચિત્તસું ચિંતવે, પતિ-સુત દોઇ જાયેરે.

---

૧-રાણી.

કિસું કરેસું પાછે એકલી, વાસર દુભર થાયેરે. ૧
એ વિધિ વિલસિત જાણ્યો નવિ પડે.
જોવો અતિ મતિ સાજીરે, અણ ઘડિયોરે ઘાટ ઘડે ઘણો;
ઘડિયો નાખે ભાંજીરે. એવિ. ૨
પ્રભુજી તોરે રાખ્યો નવિ રહે, તો હું સુતને રાખુંરે;
વર ભંડારે જેહ છે માહિરે, તે હું આજજ ભાખુંરે. એ. ૩
વિનો(નય) કરીને વનિતા વીનવે, પ્રભુજી કરે પરસાદોરે;
આપો વર મુજ જે મુજ ભાખીયો, જિમ પામું અહલાદોરે. એ. ૪
ભૂપતિ ભાખે ભામની સાંભલો, જે ચાહે તે માગોરે;
ચરણ નિષેધન ટાલીને સહુ, મા માગી મારગે લાગોરે. એ. ૫
પ્રભુજી તુમ્હતો થાવો સંયમી, **ભરત** ભણી દેવો રાજોરે;
બોલી વાચા પાલો આપણી, ઊરણ થાવો આજોરે. એ. ૬
એમ સુણીને સ્વામી કહે સહી, અબહી નવિ લીયે કાંઇરે;
એટલે **લક્ષ્મણ-રામ** પધારીયા, તબ લાવ્યા(વા)તબરાઇરે. એ. ૭
**કેકયીને** સયંવર મંડપે, મંડીયો થો સંગ્રામોરે;
**કેકયીરે** હુઇથી સારથી, હું જીત્યો થો તામોરે. એ. ૮
મેં વર દીધો થો ઉણ અવસરે, 'સાતો અબહું આપુંરે;
દેશ વિદા(લા)યત પદવી આપણી, **ભરત** ભણી અબ થાપુંરે. એ. ૯
**રામ** કહેજી અતિ અભિરામજી, એતો આછો કામોરે;
**રામ** અછેરે સોઇ **ભરથ**જી, **ભરથ** અછે સોઇ રામોરે. એ. ૧૦
આંખિજ વામી ને એ દાહિણી, એક સરીખી એ હોઇરે;
પ્રભુજીનેરે તો છાં સારિખા, **ભરથ** અને હું દોઇરે. એ. ૧૧

---

૧—ચારિત્ર.

એ નિસુણીરે અમિય સમાનડા, **રામ** વચન અભિરામોરે;
**મંત્રી**સરરે તેડે જેટલે, **ભરથ** ભણે છે તામોરે. એ. ૧૨
હું પ્રભુ સાથે થાસ્યું સંયમી, અવર ન બીજી વાતારે;
જેઠો બંધવ પદવીનો ધણી, વસુધામાંહિ વિખ્યાતારે. એ. ૧૩
કહી સુણીરે મનમેં નાણીયે, આપ વિચાર્યો કામોરે;
કરતાં દુર્જન લોક હસે નહીં, અરૂ વધે બહુ મામોરે. એ. ૧૪
**ભૂપતિ** ભાખે તું વચ્છ કાં કરે, મુઝ પ્રતિગ્યા ભંગોરે;
મેં વર દીધો થો તુઝ માતા ભણી, જબ જીત્યો છો(થો)જંગોરે. એ. ૧૫
સો વર થારી માયે માગીયો, મેં પિણ દીધો દેખ્યોરે;
માત પિતાની આજ્ઞા પાલવી, તુમ્હ શાને સુવિશેષ્યોરે. એ. ૧૬
**રામ** કહેરે તુમ્હને રાજની, નવિ છે વાંછા કોઇરે;
તાત તણોરે વચન ન લોપણો, હીયે વિમાસી જોઇરે. એ. ૧૭
આંખે પાણી નંખે તે ઘણોરે, બોલે ગદગદ વાણીરે;
ચરણ કમલ **શ્રીરામ** તણા નમી, દો કર મસ્તક આણીરે. એ. ૧૮
ઘણી કિસીએ કેલવણી કરૂં, સો વાતાંકી એકોજી;
**રામ** છતાં હું રાજા નહિ થઉં, મ્હારી યાહીજ ટેકોરે. એ. ૧૯
રાજાજીનું **રામ** તદા કહે, **ભરત** વચન એ સાચોરે;
હું વનવાસેં જાઉં છું સહી, પાલો તુમ્હારી વાચોરે. એ. ૨૦
આજ્ઞા લેઇને પગે લાગીયો, મુરછાણો તબ બાપોરે;
**ભરત** સુભાઈ રોવે છે ઘણો, હાથ ગ્રહે [1]સર [2]ચાપોરે. એ. ૨૧
પદ પંકજ પ્રણમે માજી તણા, વચન વદે સુસનેહોરે;
થાંરે નંદન હું છું જેહવો, તેહવોરે **ભરત** ગિણવોરે. એ. ૨૨

---

૧–બાણ ૨–ધનુષ.

વાચા પાલેવાને કારણે, રાજ **ભરતને** આલ્યોરે;
મુઝ બયઠાં તે રાજ કરે નહીં, હું વન થાશે ચાલ્યોરે. એ. ૨૩
માજી સાહસ આણેજયો ઘણો, કાયર તો મતિ હોવોરે;
જોગ વિજોગ એ કરતાનો કીયો, જલ લેઇ મુંહ ધોવોરે. એ. ૨૪
એમ સુંણુંતાંરે ધરતી ગિર પડી, ફિરિ ફિરિ મૂર્છા પાવેરે;
શીતલતાઈ કરવે ચેતના, હીયો ઘણું ભરી આવેરે. એ. ૨૫
હું જીવડી કહો કુણ પાપીયે, મૂર્છાથી સરજાતીરે;
પુત્ર વિજોગાંથી મરણો ભલો, કાતી કાંપે છાતીરે. એ. ૨૬
પ્રભુજી સંયમ મારગ આદરે, સુત થાયે વનવાસીરે;
વજ્રમયી છે સહી તું **કોસલ્યા**, જીવે કાંઇ વિમાસીરે. એ. ૨૭
**રામેં** તદારે માજીસું કહે, એમ કરે કયાં સ્યાણીરે;
કાયર નારીના એ કામ છે, તું વડરાયાં **રાણી**રે. એ. ૨૮
કેહરી એકાકી વનમેં ફિરે, બે પરવાહી વીરોરે;
જનની તો ઘરમાંહિ બેશી રહે, નાણે કાંઇ અધીરોરે. એ. ૨૯
બાપ તણેરે શિર જે ઋણ રહે, તેતો સુતનો દોસોરે;
મુઝ ઘરેં રહિ તાં ઋણ નવિ ઉતરે, એમને આણો સંતોષોરે. એ. ૩૦
ઇમ સમજાવીને પગે લાગીયા, અવર માય શિર નામીરે;
પ્રભુજી વનવાસેને ચાલીયો, હરખ ઘણેરો પામીરે. એ. ૩૧
એકવીશમી ઢાલેં, **રામજી** ચાલ્યા છે વનવાસોરે;
**કેશરાજ કેકયી રાણીને**, વચન કરી સહુ ત્રાસેરે. ૩૨

## દુહા.

પતિવ્રતા વ્રત સાચવે, પતિસું પ્રેમ અપાર;
તે સુંદરી સંસારમેં, દીસે છઇ દોય ચ્યાર. ૧

ખાવે પીવે પહિરવે, કરિ વૈભોગ વિલાસ;
સુંદરનો મન સાદરો, જબ લગ પૂરે આશ. ૨
સુખમેં આવે આસની, દુઃખમેં અલગી જાય;
સ્વારથણી સા સુંદરી. સખર્યાંમેં ન ગિણાય. ૩
સુસરાને સાદરપણે, **સીતાજી** પગે લાગિ;
**કૌશલ્યા** પ્રણમી કરી, ચાલી [1]અનુમતિ માગિ. ૪

## ઢાલ, ૨૨ મી. શ્રીવિમલાચલ વંદિયે—એ દેશી.
## અથવા—હરિ હરણાક્ષી શું કહે—એ દેશી.

ખોલે લીધી ખાંચને, બાલકની પરેં તેહહો;
ન્હવરાવી નયનોદકે, વાણી વદે સસનેહહો. ૧
**રામ** રસેં રાચી ઘણું, માંચી પિયુને પ્યારીહો;
સાચી શીલ શિરોમણી, સત્યવતી સંસારીહો. ૨
વહૂયરવી રાજા વદે, તું મતિ જાયે આપહો;
વાલ્હો નહીં હે વિદેશડો, સહિણા અતિ સંતાપહો. રા. ૩
વાહન વિવિધ પ્રકારનાં, તું બૈઠી ચાલંતહો;
દોહિલો પાયાં ચાલણો, કર્યુ હરખી હાલંતહો. રા. ૪
દોહિલી [2]તીસ અરૂ ભૂખડી, દોહિલો લયણો વાસહો;
દોહિલો ટાઢિ સુતાવડો, રહિણો અતિહી ઉદાસહો. રા. ૫
કોમલ કાયા તાહરી, દોહિલો ધરતી શયનહો;
તું પછેહી પિછતાવસી, પાયાંથીરે કુચયનહો. સ. ૬
પિયુને પગ બંધન કહી, પરદેશાંમેં નારીહો;
નારી ઘરહીમેં ભલી, બાહિર પડી વિકારીહો. રા. ૭

---

૧–રજા. ૨–તરસ.

ખલને પેખી પંખીયો, તૂટી પડે તતકાલહો;
નારી નયણે નિરખતાં, ઊપજતહી જંજાલહો. રા. ૮
માની હમારી શીખડી, મતિ જાયે પ્રિયલારહો;
સાસૂની સેવા કીયાં, પિયુ સેંવ્યો સો વારહો. રા. ૯
આઇ ! એવું કાં કહે, મેં અલગું ન રહાયહો;
નારી કહી તનુ છાંહડી, સાથિ રહી સુખ થાયહો. રા. ૧૦
બાલું સુખ સંસારનો, જેતો પિયુ વિણ હોયહો;
પિયુ સાથે દુઃખહી ભલો, ઈમ ભાખે સહુ કોયહો. રા. ૧૧
પુરસતણી અર્ધાંગના, નારીનો તો નામહો;
તે કહો અલગી કિમ રહે, પિયુ નામે વિશ્રામહો. રા. ૧૨
જિહિ નારિ પિયુ માનિયો, તિહિ માનિયો જગદીશહો;
નારી તો તેહિજ ખરી, નાથ નમે નિશિ દીસહો. રા. ૧૩
પ્રિયડો આગેં સંચરે, નારી પાછે જાયહો;
ચરણ કમલની [1]રેણુકા, તનુ લાગાં સુખ થાયહો. રા. ૧૪
પિયુનો મુખ અવલોકતાં, નયણાં અમીય ભરાયહો;
દુઃખ તો બહુ વરસાંતણો, તતખિણ માંહે પુલાયહો. રા. ૧૫
જલહરને પૂઠે થકી, [3]વિદ્યુત જિમ શોભાયહો;
તિમ પિયુજીની પાખતી, નારી રહે શોભાયહો. રા. ૧૬
એમ કહીને નીસરી, લહી સાસૂ આશીષહો;
આતમરામજ **રામજી**, નરમે એહ જગીશહો. રા. ૧૭
હોઇ છે હોશે વલી, જે પતિ ભગતી નારીહો;
તિણમેં આદિ ઉદાહરણે, **સત્યવતી** અવધારીહો. રા. ૧૮

---

૧ રજ. ૨ મેઘ. ૩ વિજળી.

નગરિતણી નારી મિલી, રોવંતી અસરાલહો;
ઉભયકુલ અજવાલીયા, આજ અછેયા બાલહો. રા. ૧૯
પતિવ્રતામાંહિ ઘણો, સરાહે સુવિશાલહો;
જનક સુતા ધન જગતમેં, પતિ ભક્તિ એહ ચાલહો. રા. ૨૦
કષ્ટ ઘણો વનવાસનો, ભય નવી જાણે જેહહો;
ચાલી પિયુ સંગેં સહી, ન ગિણિ મમતા રેહહો. રા. ૨૧
હરખ જિસો થો સયંવરે, તયસોહિ વનવાસહો;
કોઇય ન દીસે આંતરો, સાહિસને સ્યાબાશહો. રા. ૨૨
આનન તો અતિઊજલો, આરતિ નહીં લવલેશહો;
ભાગ્યવતી એ ભામિની, પિયુ સાથે પરદેશહો. રા. ૨૩
**લક્ષ્મણ** કાપે કલકલ્યો, કાલો પીલો થાયહો;
જાણે અબ કીજે કિસું, મતો ન કોઇ ઠહરાયહો. રા. ૨૪
કાંઇ ચલે થીવરતણી, **રામ** શિરેથી માંડહો;
નર તો સરલ સ્વભાવીયા, કપટકુટી એ રાંડહો. રા. ૨૫
ઋણ ઊતારણ શિરતણો, તાતે કીયો સુવિચારહો;
ભરથ ભલોથો ભાઇયો, કાંધે લીયો એ ભારહો. રા. ૨૬
ભરથથકી ઉદ્દાલિને, નૃપ પદવી લ્યો આજહો;
**રામરાયને** આપિને, સારૂં વંછિત કાજહો. રા. ૨૭
**રામ** ન લેસ્યે રાજને, દુઃખ પામે સૌ તાતહો;
એત ઉતપાત ઉઠાવણો, કરૂં વિમાસી વાતહો. રા. ૨૮
દુઃખ મતિ પાવો તાતજી, ભરત કરો એ રાજહો;
**રામ** ચલ્યાં હું ઘર રહું, તોતો પામું લાજહો. રા. ૨૯
સેવકરૂપી હોઇને, રહિસું **પ્રભુને** સાથેહો;
ખિજમતિ તો કરિસું ખરી, સુજશ દીયોજગનાથેહો. રા. ૩૦

તાતતણે પગે લાગિને, **માજીને** પરિણામહો;
કરિને લાગો ચાલિવા, માય શિખ દિયે તામહો. રા. ૩૧
વચ્છ ! સ્વચ્છ મતિ તાહિરી, ખરો મતો તુજ માંહિહો;
સાથ ન તજિવો ભાઇનો, લોગ વચન એ પ્રાંહિહો. રા. ૩૨
જાઇ મિલો ઉતાવલા, કાંઇ કરો વિલંબહો;
**રામ** તાત કરી માનિજો, કહે **સુમિત્રા** અંબહો. રા. ૩૩
**કૌશલ્યા** પગે લાગિને, ચાલણુ લાગો જામહો;
**કૌશલ્યા** કહે **માતજી**, **લક્ષ્મણ** સાથે તામહો. રા. ૩૪
**રામ** ગયો તુંહી જાય છે, મારો કવણ હવાલહો;
**લક્ષ્મણ** કહે **માતા** સુણો, ન તજું **રામ**-દૂમાલહો. રા. ૩૫
વનવાસેં એકાકીયા, આપ **રામજી** જાતહો;
હું ન કરું સેવકપણો, તો લાજે **સુમિત્રા** માતહો. રા. ૩૬
તીનેહી માણશ ચાલીયા, આણંતા આણંદહો;
સાયરની પરેં દેખીયેં, રત્ન ગયાં નહીં મંદહો. રા. ૩૭
**રાજા રાણી** આવીયા, આવિયો પરિવારહો;
બાલ અને **ગોપાલજી**, મિલીયા લોગ અપારહો. રા. ૩૮
પગે લાગી વહુડાવીયા, **માતાજીને** રાયહો;
કરી દિલાસા લોગની, **રાઘવ**-જીવન જાયહો. રા. ૩૯
ઢાલ ભલી બાવીશમી, **રામ** હુવો વનવાસહો;
**કેશરાજ** શુભ કર્મથી, હોશે લીલ વિલાસહો. રા. ૪૦

## દુહા.

ગામ ગામના .... પતિ, કરે ઘણી અરદાસ;
દેવ ઇહાં થાનક કરો, અછે તુમ્હારો વાસ. ૧
**રામ** ન માને વાત એ, ચાલ્યાહી ભલ જાય;

ગામ–નગર–પુર–પાટણે, કિહાંહી ન રહાય. ૨
રાજ નઝેલે **ભરતજી**, આક્રોશે નિજમાય;
**રામ** અને **લક્ષ્મણ**તણો, વિરહ ખમ્યો નહીં જાય. ૩
ચરિત્રને ઉતાવલો, **રાજા દશરથ** તામ;
સામંત મંત્રી મોકલી, બહુડાવણ **શ્રીરામ.** ૪
પશ્ચિમ દિશિ જાતાં થકાં, આણી પહુંતા તેહ;
કરી ઘણી અરદાસ પિણ, **રામ** ન માને તેહ. ૫
પાછા વાલે **રામ**ને, તે પાછા ન વલંત;
જાણે કહેહી બાહુડે, તિહાંથી સાથ ચલંત. ૬

## ઢાલ, ૨૩ મી સુણ મેરે જીવડા શીખજ દીજીયે એ દેશી.

આગે જાતાં અટવી આવએ, નર નવિ દીસે અધિક ડરાવએ,

### ઉલાલો.

ડરામણી અટવીય માંહિ, ન દીસે બિહામણી,
ઉહાં ઉભા હોય ભાખે, **અયોધ્યાપુરનો** ધણી;
**સામંત** મંત્રી ઘરે જાવો, કષ્ટ અછે આગે ઘણો,
કુશલ કહીયો માય–બાપને, આજ તાંઇ અમ્હ તણો. ૧

### પુર્વ ઢાલ.

ભાઈ **ભરત**હિ, હમ કરી માનીયો,
તાત સરીખો એ, સહી કરી જાનીયો.

### ઉલાલો.

જાણજ્યો ભાઇ **ભરતજી**ને, આંતરો કોઇ મતિ કરો,
આપ જાયા સહૂ સરિખા, પાટપતિ તો ઉ ખરો;

**સામંત** મંત્રી ઉહાંહી રહીયા, આંખિ આંસુ ઢાલવે,
ધિગ જમારો માહિરોએ, **રામ** તજી ઘરિ આલવે. ૨

## પુર્વ ઢાલ.

તીનેઈ માણશ તેહ [1]તરંગિની,
ઉતરીયાંરે ઊંડીથી ઘણી.

## ઊલાલો.

ઘણી ઊંડી નદી હુંતી, તીરિને કાંઠો ગ્રહે,
**સામંત** મંત્રી દૃષ્ટિ માંડી, સામુંહો જોઈ રહે;
**રામજી** આઘા પધાર્યા, દૃષ્ટિથી અલગા થયા,
**સામંત** મંત્રી ઘરે આવ્યા, રાય **દશરથ**ને મિલ્યા. ૩

## પૂર્વ ઢાલ.

**રામ** ન આવે **ભરત** બોલાવીયો,
રાજા **દશરથ** શિર ડોલાવીયો.

## ઊલાલો.

ડોલાવીયો **દશરથ** મસ્તક, **ભરત** ભૂપ ભાખે ભલો,
રાજ પાલો આરતિ ટાલો, કહે નૃપ ઊતાવલો;
**ભરત** ભાખે રાજ ન કરૂં, કોડિ વાતેં એકએ,
**રામ** આણું પ્રેમ ઠાણું, કરૂં વિનય વિવેકએ. ૪

## પૂર્વ ઢાલ.

**રાણી** આવી **કેકયી** ભાષએ,
રાજ ન ચાલે **રાઘવ** [2]પાખએ.

---

૧-નદી. ૨-વગર.

## ઉલાલો.

પાખેજ **રાઘવ** રાજ ન ચલે, રાયસું આવી કહે,
**ભરથને** તો રાજ દેતાં, વાચ વરની નિરવહે;
રાજ અરથી **ભરત** ન હુવે, **રામને** તેડી કરી,
રાજ આપી સુદ્દિઢ થાપી, આપ ગ્રહો સંયમ સિરી. ૫

## પૂર્વ ઢાલ.

અણુરે વિમાસ્યો મેં કીધું ખરૂં,
અપજશ લીધું મેં અતિ આકરૂં.

## ઉલાલો.

આકરૂં મેં લીયો અપજશ, કાજ કો સરીયાં નહીં,
તીનહી ત્રીયાનો રોજ સુણતાં, હીયૂં ફાટે છે સહી;
**ભરતસું** હું આપ જાઇ, કરૂં વીનતિ કેડિએ,
**રામ-લક્ષ્મણ-સતીસીતા**, આણીસુંરે બહોડિએ. ૬

નહિ વન જોગ સખીરો દોઉ, નહીં વન જોગ, સ.
રામ લચ્છમણ સીયા વનકું સિધાયે;
કૌશલ્યા માતા કરે તબ શોગ. સ. ૧
કુશઇ ઉઠઇ કુશઇ વિછૈયા,
તોડત વન ફલ લગાવત ભોબ. સ. ૨
કૈસે બચેંગે ઉનકે માત પિતાજી,
કૈસે રહગે અયોધ્યાકે લોગ. સ. ૩
ઝૂર રહગે ઓનકે માત પિતાજી,
ઝૂર રહગે અયોધ્યાકે લોગ. સ. ૪
કહત કબીર સુણો ભાઇ સાધો,
કર્મ લિખ્યૌ સો મિટ નહીં જોગ. સ. ૫

પૂર્વ ઢાલ.

અનુમતિ દીજે મુજને આજ એ,
અબહી ચાલું કરિવા કાજ એ,

ઉલાલો.

કાજ કરિવા અબહી ચાલું ભરતને મંત્રીસરૂ,
સાથ લેઇ વેગિ ચાલી, જોતરાવી રથવરૂ;
દિવસ છટ્ઠે જાય પંહુતી, દેખહી તરૂવર તલે,
રામ-લક્ષ્મણ સતી સીતા, દૂરહીથી અટકલે. ૭

પૂર્વ ઢાલ.

રથથી ઊતરી આઘી આવ એ,
વચ્છ કહતી અતિસુખ પાવ એ,

ઉલાલો.

પાવહી અતિસુખ આવિ સન્મુખ, રામજી પગિ લાગીયો,
ચૂંબી શિર છાતી લગાયો, પ્રેમ અધિકો જાગીયો;
સુમિત્રાસુત સતી સીતા, કરે તબ પ્રણામ એ,
હીયે ધરીયા નેહ ભરીયા, પૂછીયો સુખ તાસ એ. ૮

પૂર્વ ઢાલ.

ભરત ભલીપરેં પગ લાગીયો,
શ્રીરાઘવજી સુખ અધિકો લહ્યો,

ઊલાલો.

સુખ લહિઓ અધિકો બાંહી ગલસે, ઘાલવે આપાપણી,
આંખ આલી વહી ચાલી, ભરતજી ભાઈતણી;
કુશલ વાત વિશેષ વિવરી, પૂછહી પરગટપણે,
આજ છે અતિ સ્વામિજીને, સોમ નિજરે નિરખણે. ૯

**પૂર્વ ઢાલ.**

અભ્યાગતની પરેં મુઝ છોડી કરી,
કયુંજી પધાર્યા વનમેં સંચરી,

**ઉલાલો.**

સંચરી આયા વનહી માંહિ, વેગસું તુમ્હ **રઘુપતિ**,
કપટ કેલવણીહિ માંહે, હું ન સમજું છું [1]રતિ;
ગાય–બ્રાહ્મણ–બાલ–અબલા, મારીયાંનો પાપએ;
અબ મોહિ લાગો જાૂઠ કહુંતો, ભરત ભાખે આપએ. ૧૦

**પૂર્વ ઢાલ.**

આય અપૂઠા રાજ કરીજીયે,
લોકાંકેરી અરતિ હરીજીયે,

**ઉલાલો.**

હરીજીયે આરતિ લોક કેરી, રાજ બાપહિ પરિહર્યો,
તુમ્હ છતાં પુત્રાં રાજ સૂનો, **ભરત** ભાખે ગહવર્યો;
મંત્રીશ **લક્ષ્મણ** પોલીયો હું છત્રધારક ઉલહું,
**રાજાધિરાજ રામરાજા**, ભોગવો પૃથિવી સહુ. ૧૧

**પૂર્વ ઢાલ.**

**કૈકયી** કહે **રાઘવજી** સુણો,
ભાઈ ભગતો **ભરત** અછે ઘણો,

**ઉલાલો.**

અછે ભગતો **ભરત** કેરો, બોલતો અવમાનીયે,
માયની મનુ હાર મોટી, જાણી અધિક ન તાણીયે;

---

૧ રંચ–જરા.

જનક દોષ ન દોષ ભરતહિ, દોષ છે એ માહુરો;
ત્રીયા–સુભાવે મેં કુભાવે, કીયો અવિનય તાહુરો. ૧૨
નારી સહીજે કલિકારી કહી,
પરઘર ભંજેવાને ઉમહી;
ઊમહી અધિકો કરણ ભૂંડો, દીયો દુઃખ રાજાભણી,
અપરાજિતાને સુમિત્રની, કરી અતિ ખીજાવાણી;
કુલરીતિ લોપી ઘણું કોપી, એહુ અવગુણ માયના,
હોય સાયર સહો સઘલા, સુણો નંદ સુરાયના. ૧૩
એમ કહંતી આંસુ નાખએ,
વલી વલીરે વારૂ ભાખએ,
ભાખએ વારૂ વચન ચારૂ, કો ન માને રામજી,
તાત દીધો રાજ ભરહિ, શાખ મુજ અભિરામજી;
તમ જીવે હુંઇ જીવું, વચનિ કિમ લોપાયજી,
આપ–ભાઈ કહ્યું કરિવો, સહીસું સુણો માયજી. ૧૪
સીતાયે આણ્યો જલ સુવિવેકજી,
રામ કરાયે ભલા અભિષેકજી,
અભિષેક કીધો નામ દીધો, ભરત ભલ ભૂપાલએ,
સામંત મંત્રી શાખિ રાખી, મોટીયો જંજાલએ;
માય પ્રણમી ભરત ભૂપહિ, ભોલામણી ભલિપરજની,
દેઇ દક્ષિણ દિશિ ચલ્યા, નહીં હીજ તિઅરજની. ૧૫
પુરી અજોધ્યા આયો ભરતએ,
રામાદેશે રાજ કરંતએ,
રાજ કરિવે લોગ સુખીયા, નહીં અસુખ લિગારએ,
ધર્મ–કર્મ સમાચરે ચલંત અધિકા, રાજતેજ અપારએ;

દેવ-પૂજા સુગુરૂ સેવા, દયાને પ્રતિપાલવે,
સૂરવંશી સુજશ પાયો, કુલતણો ઉજવાલવે. ૧૬
રાજા દશરથ બહુ પરિવારસું,
મનસેં હરખ્યો કારજ સારસું,
સારસું કારજ હિવે મ્હારો, રાજ બયઠો ઠામએ,
સત્યભૂતિ મુનીંદ આગેં, કહે મસ્તક નામએ;
લેઈ સંજમ કાજ સાર્યો, ઢાલ એ તેવીશમી;
કેશરાજ કહે સોહિ ધન નર, જસ ધર્મસું મનસ રમી. ૧૭

## દુહા.

ચાલંતાં ચિત્ત ચાવસું, આણંતાં ઉલ્હાસ;
ચિત્રકોટ દિન કેટલા, રહીયા કરી નિવાસ. ૧
આગેં જાતાં આવીયો, અયવંતી વરદેશ;
નિર્વ્યંજન થાનિક જઇ, લે વિશ્રાસ નરેશ. ૨
સત્યવતી થાકી ખરી, વડતલ [1]લે વિશ્રામ;
લક્ષ્મણ સાથે બોલીયા, ઇહી અવસર શ્રીરામ. ૩
ઊજડ હુવો દેખીયે, અબહીકે એ દેશ;
કોઇ મિલે તો પૂછીયે, સાંસો છે સુવિશેષ. ૪
પંથી પરગટો નામથી, વાતાંમેં વાચાલ;
આવી આગેં નીસર્યો, પૂછે તબ ભૂપાલ. ૫

**ઢાલ ૨૪મી. બોથીડારે બોજેરે મેલાં લુગડાંરે—એ દેશી.**

પંથીડા વાત કહે ધુર છેહથીરે, કાં એ ઊજડ દેશરે;
દીસેરે દીસે છે સોહામણો, વારૂમાંહિ વિશેષરે.
પંથીડા વાત કહો ધુર છેહથીરે.

---

૧ સોવે જોમ—એવો પણ પાઠ છે.

દેશો'રે ઉજયણી નગરી ભલીરે, સિંહોદર તિહાં રાયરે;
રૂડોરે રૂડોને રલીયામણોરે, કોઇ ન સાસુહો થાયરે. પં. ૨
વજ્જરે વજ્રકર્ણ નામે ભલોરે, તેહને છે સામંતરે;
દશાંગરે દશાંગપુરનો રાજવીરે, ગિરિવાને ગુણવંતરે. પં. ૩
હીંડેરે હીંડે આહેડે ઘણોરે, ના ગિણે પાપ લગારરે;
પ્રીતિજરે પ્રીતિજવર્ધન નામથીરે, દીઠો તવ અણગારરે. પં. ૪
ઊભોરે ઉભો કાયોત્સર્ગમેંરે, પૂછે સામંત તામરે;
કિસુંરે કિસું કરો ઉભા છતાંરે, કરાં આપણો કામરે. પં. ૫
વનમેંરે વનમેં કામ કિસો કરોરે, કરાં તપ ઉપવાસરે;
જિંહિંથીરે કર્મ પડે છે પાતલારે, સાધીજે શિવવાસરે. પં. ૬

---

* યતઃ—કોઇ કહે સંતજન કછુહિ લેત નાંહિ,
સંતજન નિશિદિન લેવોહી કરત હૈ,
પ્રથમ સુજશ લેત શીલહુ સંતોષ લેત,
ખિમા દયા ધર્મ લેત પાપસું ડરતહૈ;
ઇંદ્રીનકું ઘેર લેત જોગકી જુગતિ લેત.
ધ્યાન લે ધરતહૈ,
ગુરૂકો વચન લેત પ્રભુજીકો નામ લેત,
શુદ્ધહી આહાર લેત ભવજલ તરતહૈ;
સુંદર કહિત જગ સંત કછુ લેત નાંહી,
સંતજન નિશિદિન લેવોહિ કરતહૈ. ૧
કોઉ કહે સંત જન કછુહી દેત નાંહી,
સંતજન નિશિદિન દેવોહી કરત હૈ;
સાચો ઉપદેશ દેત ભલી ભલી શીખ દેત,
સમતા સુજશ દેત કુમતિ હરત હૈ;
મારગ દિખાય દેત ભાવહું ભગતિ દેત,

હિંસારે હિંસા દોષ બતાવીયોરે, સમજ્યો તબ ભૂપાલરે;
શ્રાવકરે શ્રાવક હુવો સુંદરૂરે, જીવદયા પ્રતિપાલરે. પં. ૭
દેવજરે દેવ નમું અરિહંતજીરે, ગુરૂ તે શ્રેય સુસાધુરે;
અવરાં શિર નામું નહીરે, ધરમ રતન મેં લાધુંરે. પં. ૮
નરવરરે ઋષિ વાંદી ઘરિ આવીયોરે, ચિત્તસું ચિંતે એમરે;
કીધોરે એહ અભિગ્રહ આકરોરે, નર નમવાનો નેમરે. પં. ૯
રાજારે સિંહોદર દુઃખ પામસેરે, કીજે કાંઇ ઉપાવરે;
નેમજરે નેમ પલે જિમ આપણોરે, દુઃખ નવિ પાવે રાવરે. પં. ૧૦
મણિનીરે મણિની કીધી [1]મુંદડીરે, માંહિ રાખ્યો રૂપરે;
શ્રીમુનિરે શ્રીમુનિ સુવ્રત સ્વામિનોરે, એહ ઉપાવ અનૂપરે. પં. ૧૧
માથેરે માથે ચહોડી હાથનેરે, ભલો મનાવો રાયરે;
મનસુંરે પગ વાંદે અરિહંતનારે, આઘું કાઢયાં જાયરે. પં. ૧૨
રાજારે રાજા રીસાણો ઘણુંરે, જાણ્યો જબ એ મર્મરે;
વાલ્હોરે વાલ્હો એહને હું નહીંરે, વાલ્હો જિનવર ધર્મરે. પં. ૧૩
કોઇરે કોઈક નર ઉપગારીયોરે, આવી ભાખે એહરે;
ભૂપતિરે ભાખે એતે કહ્યું લહીરે, તો ફિર ભાખે તેહરે. પં. ૧૪
નગરીરે કુંદપુરી રલીયામણીરે, તિહાં વસે છે સાહરે;

---

પ્રેમકી પ્રતીત દેત અભરા ભરત હૈ;
ગ્યાન દેત ધ્યાન દેત આતમા વિચાર દેત.
બ્રહ્મકું બતાય દેત બ્રહ્મમેં ચરત હૈ;
સુંદર કહત જગ સંત કછુ દેત નાંહી,
સંતજન નિશિદિન દેવોહી કરત હૈ. ૨

---

૧-વીંટી.

જમુનારે જમુનાઉરેં હું સુત ઊપનોરે, વિદ્યુત અંગ ઉચ્છાહરે. પં. ૧૫
અનુક્રમેરે અનુક્રમ યૌવન પામીયોરે, લેઇ ક્રિયાનો સારરે;
નયરીરે ઉજેણી આયો ચલીરે, કરિવાને વ્યાપારરે. પં. ૧૬
વેશ્યારે વેશ્યા કામલતા અછેરે, તિણિ સૈ રાખ્યો સોઇરે;
ખાધોરે ખાધો ધન સઘલો સહીરે, રહીયો નિરધન હોઈરે. પં. ૧૭
રાજારે રાજાની [1]પટરાગિનીરે, શ્રીધવાનેકા કાનરે;
કુંડલરે કુંડલ છે તે તેહનારે, દે મુજને તું આનરે. પં. ૧૮
તવહીરે તવહી ભાખે સુણિ સુંદરીરે, કુંડલ આવે દામરે;
ચોરીરે ચોરી કરિવાને ચાલિયુંરે, કુંડલ લેવાને કામરે. પં. ૧૯
રાણીરે રાણી રાજાસું કહેરે, કાંરે ઉદાસી આજરે;
દશાંગરે દશાંગપુરનો રાજીયોરે, મરિવાનો સાજરે. પં. ૨૦
રજનીરે રજની વચરણ હુય રહીરે, કહિ પાઉં પરભાતરે;
ભાઇરે ભાઇ સુતને ભાઈલારે, કરૂં સહુનો ઘાતરે. પં. ૨૧
એહજરે એહ મતો મેં સાંભલ્યોરે, કુંડલ-ચોરિ ત્યાજિરે;
આયોરે આયો તુમ્હ કહિવા ભણીરે, સાહમી મતી સાજીરે પં. ૨૨
નિસુણીરે નિસુણી એહ પુરસાઝીયોરે, કર નૃપ અધિક અખારરે;
વાતજરે વાત કરંતાં આવીયારે, દલ-બલનો નહીં પારરે. પં. ૨૩
વિંટિઓરે વિંટિઓ પુરવર ઉપખે(રે)રે, ચંદનને જિમહીં સાપરે;
આવણરે આવણજાવણ ન કો લહેરે, લોગાં લાગો પાપ(ય)રે. પં. ૨૪
રાજારે રાજા દૂતજ મોકલ્યોરે, ભૂપતિ પાસે તાસરે;
[2]મુદ્રારે મુદ્રા મુકી મંદરેરે, આવિ કરિ પરિણામરે. પં. ૨૫

---

૧-પટરાણી. ૨ વીંટી-મુદ્રિકા.

ભૂપતિરે ભૂપતિ ભાખે એ ભલોરે, દેવ [2]ગુરાંવિણુ દેખિરે;
માણુશરે માણુશ તો નમવો નહીંરે, નેમ અછે સુવિશેખિરે. પં. ૨૬
પૌરષરે પૌરષ તોએ કો નહીંરે, ધર્મતણો છે દિઠાવરે;
આકીરે જિઉંહી કહો તિઉંહી કરૂંરે, ઓર ન કોઈ કહાવરે પં. ૨૭
ધર્મજરે ધર્મદ્વાર ઘો મુઝભણીરે, ધર્મ કરિવા જાઉંરે;
મ્હારેરે મ્હારે ધર્મ [3]સખાઇયોરે, ધર્મથકી સુખ પાઉંરે. પં. ૨૮
એકહિરે એક ન માને રાયજીરે, આણે અતિ અભિમાનરે;
રોકીરે રોકી રહ્યો સહુ કોઇનેરે, [4]આરતિ તો [5]અસમાનરે. પં. ૨૯
લૂંટેરે, લૂંટે દેશ દયામણોરે, રખવાલો છે નહિં કોયરે;
તેહથીરે તેહથી દેશ દયાલજીરે, ગયો સુઉજડ હોયરે. પં. ૩૦
હુંપણુરે લેઇ કુટંબો આપણોરે, અલગો ગયો અપારરે;
આલ્યારે વાલ્યા મંદિર માલીયારે, નાણે દયા લિગારરે. પં. ૩૧
મ્હારીરે મ્હારી તૃણની ટાપરીરે, લોગાં નાખી છે પાડરે;
જાઉંરે જાઉં લેવાને ખડ લાકડીરે, ઘરમેં નારિ કુહાડિરે. પં. ૩૨
ભુડુંરે ભૂડું તેરે ભલા ભણીરે, દીઠું દરશન આજરે;
દેવજરે (વે) દેવતરૂસમ દેવનોરે, સરીયું વંછિત કાજરે. પં. ૩૩
તેહના એહ વચન શ્રવણાં સુણીરે, આણી દયા દિલમાંહિરે;
દીધુંરે રત્ન સ્વર્ણમયી સૂત્રજીરે, દારિદ્ર હરે નૃપ પ્રાહિરે. પં. ૩૪
ચાલ્યારે ચાલ્યા પ્રભુ તિણ પુર ભણીરે, દેવલ દેવ જુવ જુહારરે;
ચંદ્રજરે ચંદ્રપ્રભુસ્વામી ભલોરે, પૂજીઓ અષ્ટ પ્રકારરે. પં. ૩૫
લક્ષ્મણરે લક્ષ્મણ પુરમેં મોકલ્યોરે, તે ભૂપતિને પાસરે;
ઉત્તમરે ઉત્તમનર અવલોકવેરે, પાયો અતિહિ ઉલ્હાસરે. પં. ૩૬

---

૨ ગુરૂ. ૩ મિત્ર–સખા. ૪ ચિંતા–દુઃખ. ૫ અહુ–માનરહિત.

સેવારે સેવક રૂષી સાચવેરે, લક્ષ્મણ ભાખે તામરે;
દેવલરે દેવલમેં બયઠા અછેરે, સીતાસું શ્રીરામરે. પં. ૩૭
ભૂપતિરે લક્ષ્મણજી તિહાં આવીયારે, આણ્યા ઘરે બોલાયરે;
ભોજનરે ભોજન ભક્તિ કરી ભલીરે, રામ તદા સુખ પાયરે. પં. ૩૮
લક્ષ્મણરે લક્ષ્મણજીને મોકલેરે, રાજા પાસ તિવારરે;
જાણેરે એહ ઉપદ્રવ ટાલીયોરે, જગ મોટા ઉપગારરે. પં. ૩૯
રાજારે રાજા આણ મનાવીયોરે, ભરત ભલો ભૂપાલરે;
એહજરે એહ ઉપદ્રવ ટાલિસેરે, સાંભલીને તત્કાલરે. પં. ૪૦
સેવકરે સેવકસું અનુશાસનીરે, રાજાજીની જોયરે;
પરણ્યારે પાછે લાતેં મારિવોરે, અણ પરણ્યાસ્યું હોયરે. પં. ૪૧
એહજરે સામંત છે ધુરે માહરોરે, મોહી સાથે ગુમાનરે;
વાંકજરે વાંકજ કાઢી (ને જઇ) શુદ્ધ કરેરે, તોરે સહી રાજાનરે. ૪૨
પુનરપિરે પુનરપિ લક્ષ્મણજી કહેરે, દીસે કોણ અન્યાયરે.
પાલેરે પાલે નિશ્ચય ધર્મનોરે, કહે થારો સ્યું જાયરે. પં. ૪૩
આઘુંરે આઘું તો નવિ ખિંચીયેરે, ચિત્તએં આણી સયાણરે;
સાયરરે સાયર અંતેહિ જાણીયેરે, ભરત ભૂપની આણરે. પં. ૪૪
બીજીઓરે બીજીઓ રાજા અતિઘણુંરે, નિસુણી ભરત વખાણરે;
લેઇરે કયું નવિ જાયે એહ છેરે, પુરૂષાં વચન પ્રમાણરે. ૪૫
લક્ષ્મણરે (લક્ષ્મણ) ભાખે તબ ભૂપાલનેરે ભોરાં માહિલો ભોરરે
ઊઠીરે ઊઠી આવિ ઊતાવલારે, જોઉં થારો જોરરે. પં. ૪૬
આયોરે કરિ આડંબર આકરોરે, આપણ પેરેં અયાણરે;
લક્ષ્મણરે ઉઠાવી લીધું સહીરે, હાથીનો [1]આલાનરે. પં. ૪૭
ત્રાસ્યારે ત્રાસ્યા વિધિ ખત્રા સહુ(સું)રે, નાઠા જાયે દૂરરે;

---

૧ હાથીને બાંધવાનો થાંભલો.

ઉછલીરે ગજ ઉપરથી બાંધીયોરે, આણ્યો રામ હજુરરે. પં. ૪૮
રાજારે સિંહોદર પગ લાગિનેરે, રાઘવસું બાપંતરે;
જાણ્યારે મેં નવિ પ્રભુજી તુમ્હે અછોરે, દાંબો ફ્લ ચાખંતરે પં. ૪૯
મ્હારોરે ખમજ્યો એ અપરાધજીરે, આપો અબ આદેશરે;
માંહોરે માંહો મેં મન મેલવોરે, ભાખે તામ નરેશરે. પં. ૫૦
બંધનરે બંધન છોડયા હાથસુંરે, મેલવીયા નૃપ દોયરે;
ઘર ઘરરે ઘર ઘરબાર વધાવણારે, આનંદ વરત્યા જોયરે. પં. ૫૧
આધોરે રાજ દીયો સિંહોદરેરે, રાઘવજીની સાખેંરે;
મેટયોરે મેટયો તસ સેવકપણોરે, શ્રીમુખ ભાઈભાખેંરે. પં. ૫૨
કુંડલરે સા માગિ લીયા રાણી કન્હેરે, વિદ્યુતઅંગને દીધરે;
કીધોરે નગરીમેં અધિકારીયોરે, પંચામેં પરસીધરે. પં. ૫૩
કન્યારે સિંહોદર રાજાતણેરે, તીન સયાં પરિમાણરે;
આઠજરે આઠ અછે ભૂપાલનેરે, વ્યાહતણો મંડાણરે. પં. ૫૪
લક્ષ્મણરે લક્ષ્મણ કહે વ્યાહૂં નહીંરે, વનવાસો જબ તાંહિરે;
પાછેરે પાછે પરિણેસું સહીરે, રાજા નિજ ઘર જાહિરે. પં. ૫૫
ઢાલજરે ઢાલ ભલી ચોવીશમીરે, રાજા રાણી ટેકરે;
મુનિવરરે કેશરાજ પરતિખપણેરે, સરિયા કાજ અનેકરે. પં. ૫૬

### દુહા.

રાતિ રહી શ્રીરામજી, મલયાચલને જામ;
જાતાં વિચમેં આવીયો, દેશ સુનિર્જલ નામ. ૧
તિસ વ્યાપી સીતા ભણી, તરૂતલ લે વિશ્રામ;
જલ લેવાને કારણે, લક્ષ્મણ ધાયો તામ. ૨
આગેં એક સરોવરૂ, દીઠો અધિક અનૂપ;

જલક્રીડા કરવા ભણી, આયો છે એક ભૂપ. ૩
**કુંવરપુર**નો વાસીયો, નામે **કલ્યાણ સુમાલિ**;
**લક્ષ્મણ**ને દેખ્યાં થકાં, રાચિઓ રૂપ રસાલિ. ૪
આકારેં કરી ઓલખી, એછે કોઈ નારિ;
આમંત્રણ ભોજન તણો, [1]વડ [2]પાહુણો વિચારિ. ૫
સોરે કહે જીમસું નહીં, ભાઇ છઈ વનમાંહિ;
**મંત્રીસર સામંત** જઇ, આયા લેઈ ઉછાંહિ. ૬
સ્નાન કરી ભોજન ભલો, આરોગ્યા **રઘુરાય**;
બતલાવે તે ભૂપને, સહિજપણો ન છિપાય. ૭

**ઢાલ, ૨૫મી. રવિ પ્રભુ કંઠ વિરાજે, તથા કુવિસન મારગ માથે ધિગધિગ—એ દેશી.**

આભલરે **સીતાપતિ** કેરે, જિહાં જિહાં સંચારરે;
તિહાં તિહાંના કારજ સારે, કરી કરી ઉપગારરે. ૧
આભલરે સીતાપતિ કેરો.
કુંવરપુરપતિ બોલીયોરે, સ્વામી! સુણો સુવિચારરે;
**વાલખિલ્ય રાજા** ભલોરે, પૃથિવીનો ભરતારરે. આ. ૨
ગર્ભવતી રાણી હુઈરે, એટલે અસુરાં આયરે;
બાંધી લીયો તે રાયજીરે, છોડાયો નવિ જાયરે. આ. ૩
રાણી જાઇ પુત્રિકારે, મંત્રી ભાખ્યો [1]પૂતરે;
પુત્ર પનોતાથી રહેરે, આગેંહી [2]ઘરસૂતરે. આ. ૪
**સિંહોદર** સુત સાંભલીરે; થાપી વાત પ્રધાનરે;

---

૧–મોટા. ૨–પરોણા–અતિથિ.

૧ પુત્ર. ૨ ઘરવ્યવહાર.

બાલખિલ્લય ઘરે નાવહીરે, તબ લગે એ રાજાનરે. આ. ૫
પુરૂષવેશ ધર્યાં રહીરે, બાલપણાથી જોઇરે;
માતા મંત્રી બાહિરોરે, ભેદ ન જાણે કોઇરે. આ. ૬
વસુધામે વિખ્યાતજીરે, ભૂપ કલ્યાણ સુમાલરે;
મંત્રી મોટો તો કહ્યોરે, રાજાતણો રખવાલરે. આ. ૭
અર્થ ઘણો અસુરાં ભણીરે, આપિયો બહુ આપરે;
અર્થતણા અર્થી નહીંરે, અરૂ નવિ છોડે બાપરે. આ. ૮
સિંહોદરથી રાખીયોરે, વજ્રકરણ નૃપ જેમરે;
અસુરાંથી ઉવારીયેરે, બાપ હમારો તેમરે. આ. ૯
રામ કહે તું તુરતહીરે, પરહો ન કરસી ખેપરે;
તાત છોડાવી તાહરોરે, આવું જાશું વિશેષરે. આ. ૧૦
મહા પ્રસાદ કરી લીયોરે, કન્યા રાજા રૂપરે;
લક્ષ્મણજીને વ્યાહીયેંરે, મંત્રી કહે અનૂપરે. આ. ૧૧
રામ કહે વનવાસમેંરે, હોઇ આવાં જાસરે;
તબલગ થિર બયઠી રહોરે, પાછે સરિસે કામરે. આ. ૧૨
તહત્ત કહે દિન [3]તીસરેરે, પ્રભુજી પશ્ચિમ રાતેરે;
આગાને ઉઠી ચાલ્યારે, નૃપ જાણીઉં પરભાતેરે. આ. ૧૩
નદી નર્મદા ઊતરીરે, [4]વિંજા અટવી જાયરે;
લોગાં તો વરજ્યા ઘણુંરે, જાયે બેપરિવાયરે. આ. ૧૪
દક્ષિણની દિશી અનુસરીરે, કંટકી તરૂવર ભૂરીરે.
મીઠો કો દિસે નહીંરે, જાયે મારગ ભૂરિરે. આ. ૧૫
સૂણ અસૂણ તે નવિ ગિણેરે, ન ગિણે ઘાટ કુઘાટરે;
દુર્બલને એ શોચનારે, બલિયાં ઉજડ વાટરે. આ. ૧૬

---

૩ ત્રીજે દીવસે. ૪ વિંધ્યાઅટવી.

અસુરાંની સેના ઘણીરે, દલ-બલનો નહીં પારરે;
દેશ ઘાતને નીકલ્યારે, મિલી ગયા તતકાલરે. આ. ૧૭
સેનામેં સેનાપતિરે, તરૂણપણો છે તાસરે;
**સત્યવતી** અવલોકતાંરે, પાયો અતિ ઉલ્હાસરે. આ. ૧૮
અસુરાંને તેડી કહેરે, ઉદ્દાલોયા બાલરે;
ધસમસ કરતા ધાઇયારે, **રામ** પ્રતે તતકાલરે. આ. ૧૯
**લક્ષ્મણ** ભાંખે રામસુંરે, તુમ્હો રહો ત્રીયા પાસરે;
ધનુષતણા ટંકારથીરે, અસુર ગયા તે નાશરે. આ. ૨૦
સેનાપતિ સામંતસુંરે, લાગો **રાઘવ** પાયરે;
ચિરી સુણાવે આપણીરે, ઊભો આગલે આયરે. આ. ૨૧
**કોસુંબી** નગરી ભલીરે, **વૈશ્વાનર** અભિધાનરે;
બ્રાહ્મણ સાવત્રી ઘણીરે, (યા) આયો સુત અગ્યાનરે. આ. ૨૨
**રૂદ્રદેવ** અતિ રૂદ્રજીરે, કરતો કરમ [૧]કરૂરરે.
ચોર અન્યાઇમેં શિરેરે, વાજે અપજશ તૂરરે. આ. ૨૩
ચોરી કરતાં સાહિયોરે, શૂલીનો આદેશરે;
નૃપ દિધો તબ શ્રાવકેરે, છોડાવ્યો સુવિશેષરે. આ. ૨૪
શિખ્યા દિધી મો ભણીરે, મ કરે એહવો કામરે;
(પા) [૨]પલ્લીમાંહિ આવતાંરે, મેં પાયો વિશ્રામરે. આ. ૨૫
પલ્લીપતિ એ હું હુવોરે, તેજ પ્રતાપ પ્રચંડરે;
કોઇ ન હોવે સામુંહારે, વરતે આણ અખંડરે. આ. ૨૬
બાંધું રાણા રાજીયારે, પાડું સગલે ત્રાસરે;
આજ હુવો મુઝ જાણીયોરે, દેવ તુમ્હારો દાસરે. આ. ૨૭
અવિનય કીધો આકરોરે, ખમજ્યો મુજ અપરાધરે;

---

૧ ક્રૂર-નિર્દય. ૨ જંગલમાં ચોરોનું સ્થાન.

ભાગ્ય વડો છે માહિરેરે, પ્રભુનો દરશણ લાધરે. આ. ૨૮
કામતણો આદેશજીરે, દો મુજ પરતેં આજરે;
વાલિખિલ્લને છોડીદેરે, પહિલી કરી એ કાજરે. આ. ૨૯
વાલિખિલ્લને છોડીનેરે, અસુર કર્યો પરિણામરે;
વાલિખિલ્લ કરજોડિ કેરે, પ્રણમેં પ્રભુજી રામરે, આ. ૩૦
રામતણા આદેશથીરે, દીધો પુરિ પહુંચાયરે;
કલ્યાણમાળા કુમરીરે, દેખ્યાંથી સુખ પાયરે. આ. ૩૧
ઢાલ ભલી પણવીસમીરે, બંદીમોચન નામરે;
કેશરાજ શ્રીરામજીરે, કામ કરે [3]અભિરામરે. આ. ૩૨

**દૂહા.**

વિંજા અટવી અતિક્રમી, મેહલંતા બહુ ગ્રામ;
મહાનદી તાપી [4]તિરિ, ઉરહા આયા તામ. ૧
પ્રાંત ગ્રામ ચામા વિષે, અરૂણ એહવો નામ;
નિરલજ ને નિરધન ઘણા, લોગ વસે નિરમામ. ૨
કપિલ નામ અતિ ક્રોધીયો, બ્રાહ્મણ મહા કુચાત;
અગ્નિહોત્ર કરમાચરે, ગરવે પૂરિત [5]ગાત્ર. ૩
સુશર્મા સુખદાયિની, બ્રાહ્મણી ગુણની જાણ;
મીઠા બોલી માનિની, વસુધામાંહિ વખાણ. ૪
સીતાને તિસ વ્યાપના, પાણી પીવા કાજ;
અઈગયા ઉણ ગામ તે, વિષમ(મં) પંથનો સાજ. ૫

**ઢાલ, ૨૬ મી. ધન ત્રસતીજી—એ દેશી.**

રામ પધારીયાજી, બ્રાહ્મણકેરે ગેહ;

---

૩ મનોહર. ૪ તરી ૫ અવયવ—શરીર વિભાગ.

આદર દે અતિ બ્રાહ્મણીજી, આણે ધરમ—સનેહ.
રામ પધારીયાજી—આંકડી.

આસણ માંડયા જૂજૂઆજી, દેતી અતિ સનમાન;
શીતલ—પાણી પાઇયોજી, જાણે અમૃત—ખાન. રા. ૧
એતલે બ્રાહ્મણ આવીયોજી, પ્રગટપણે પિશાચ;
કોપ કરે અતિ ક્રોધીયોજી, તામ વિખેરે વાચ. રા. ૨
એ કુણ મયલે લૂગડેજી, ઘરમેં ઘાલ્યા આજ;
અગનિ હોત્રિ અપવિત્ર કીયોજી, કીધો કાંરે અકાજ. રા. ૩
નીકલ માહરા ઘરથકીજી, નહિતર તોડું હાડ;
**બ્રામણીનો** મુંહ ભુલસવાજી, આયો લેઈ ઉમાડ. રા. ૪
શરણે આઇ સુંદરીજી, **સીતા** રાખી પૂઠિ;
તો પિણ ન ટેલે પાપીયોજી, **લક્ષ્મણ** આયો ઊઠી. રા. ૫
પગ સાહીને ફેરીયોજી, ઊછાલી આકાશ;
નાખણ લાગો જેતલેજી, બ્રાહ્મણ પાયો શાસ. રા. ૬
પાડે અધિકી પીપડિજી, મિલીયો લોગ તિવાર;
ભેદ લહીને ભાષહીજી, ફિટ ફિટરે ગમાર. રા. ૭
કીડી ઉપરિ કટિકડીજી, કરતાં શોભ ન હોય;
કરૂણા આણી **રામજી**જી, દીયો છુડાઈ સોય. રા. ૮
તિહાંથકી ચાલી ગયાજી, બીજી અટવીમાંહિ;
કાજલ વરણી [1]શાવલીજી, પરમ ભયંકર પ્રાંહિ. રા. ૯
[2]જલહર લાગો વરસવાજી, આય ગયો ચોમાસ;
વડતલે વાસો વસ્યાજી, આણી અતિ ઉલ્હાસ. રા. ૧૦

---

૧—કાળી—શ્યામ. ૨—મેઘ—જલધર.

અધિષ્ઠાયક દેવતાજી, મનમેં પાયો ત્રાસ;
એ તેહુને સારે નહીંજી, હુઓ અધિક ઉદાસ. રા. ૧૧
**ઇભકુરણ** નામે ભલોજી, યક્ષયક્ષશિરદાર;
જઇ પૂકાર્યો દેવતાજી, તબ તિણુ કર્યો વિચાર. રા. ૧૨
ભાગહીન સુર પાપીયાજી, અવસર ચુકે એહ;
એતો મોટા પ્રાહુણાજી, આયા છે તુજ ગેહ. રા. ૧૩
**વાસુદેવ** એ અષ્ટમાજી, અષ્ટમા એ **બલદેવ**;
મહાપુરૂષ પૃથિવીવિષેંજી, કયું ન કરી તેં સેવ. રા. ૧૪
નવ જોજન ચઉડાપણેજી, લાંબી જોજન બાર;
કોટ અને વર [1]ખાતિકાજી, ઉંચા મંદિર સાર. રા. ૧૫
હાટ ભર્યાં બહુ વસ્તુનાજી, ઘરાં ન ધનનો પાર;
કુવા–વાપી–બાગસુંજી, શોભા વિવિધ પ્રકાર. રા. ૧૬
પુરી **અયોધ્યા** સારિખીજી, રામપુરી અભિરામ;
રાતિ વિષેં રચના કરીજી, દેવતણા એ કામ. રા. ૧૭
મંગલ–શબદ સુહામણાજી, જાગીઓ **રામ-નરેશ**;
નગરી નયણે નિરખતાંજી, પાયો સુખ[સુ] વિશેષ. રા. ૧૮
વીણા ધારણ વિશેષસુંજી, **ઇભિકરણ** વર યક્ષ;

---

કિસું કરે કસ્તૂરી હીંગજે [2]પરમલ મેલી,
કિસું કરે કપૂર લસણસું સંગત ભેલી;
કિસું કરે વીણા પાસજો ચરઘુ બોલે,
કિસું કરે જો હંસ સંગજો વાયસ ટોલે;
કિસું કરે રતન મુંદડી આરેટા ઉપર જડી,
કિસું કરે નારી સુલખાંણી મૂરખને પાને પડી. ૧

---

૧–નગરને ફરતી ખાઇ. ૨–સુગંધ.

દીઠો ઊભો આગલેજી, સુર તતો પરતક્ષ. રા. ૧૯
વિસ્મયવંત વિચારીયોજી, રાજા **રામ** તિવાર;
યક્ષ કહે એ મેં કીયોજી, વાસતણો વિસતાર. રા. ૨૦
દેવની સેવા કારણેજી, આછો અવસર પામિ;
હું છું સેવગ તાહરોજી, થેં છો મ્હારાં સાંમિ. રા. ૨૧
યક્ષ પુરૂષ સેવા કરેજી, પોષે પર ઘર પ્રેમ;
રામ રહે સુખમેં સહીજી, પુણ્યતણા ફલ એમ. રા. ૨૨
**કપિલ** વિપ્ર ઇંધણ ભણીજી, અટવીમેં આવંત;
નૂતન નગરી નિરખતાંજી, અચિરિજ અતિ પાવંત. રા. ૨૩
નારીરૂપેં **યક્ષણીજી**, વિપ્રે પૂછી જામ;
નીપાઈ [2]નૂતન પુરીજી, વાસ વસે શ્રીરામ. રા. ૨૪
યાચકને [3]જલહર પરેંજી, વરસે [4]સોવન-ધાર;
એમ સુણંતાં ખલભલ્યોજી, બ્રાહ્મણ લાગો લાર. રા. ૨૫
જન્મ દરિદ્રી હું અછુંજી, (વા) બાદ [5]જમારો જાય;
જિણ વિધિ પામું દક્ષિણાજી, સો કો કહો ઉપાય. રા. ૨૬
સા ભાખે નગરીતણોજી, દ્વાર અછે જે ચ્યાર;
રહે રખવાલી યક્ષણીજી, કો ન લહે [6]પેસાર. રા. ૨૭
પૂર્વ દ્વારે (વેં) ચૈત્ય છેજી, વંદનનો અધિકાર;
શ્રાવક હોઇ જાયતાંજી, કો ન કરે કણવાર. રા. ૨૮
સાધુ સમીપે આવીયોજી, આપુણ શ્રાવક હોય;
ઘરણી કીધી (સ્વા)શ્રાવિકાજી, તબ(તે) વાતે દોય. રા. ૨૯

---

૨-નવી. ૩-મેઘની જેમ. ૪-સુવર્ણની ધારા, ૫-જન્મારો.
૬-પ્રવેશ-પ્રસાર.

પૂર્વકથિત વિધિ સાચવીજી, **રામ** સમીપેં આય;
ઉભા **બ્રાહ્મણ બ્રાહ્મણી**જી, કાંઇ ન કહણો જાય. રા. ૩૦
**લક્ષ્મણ** બોલાવી લીયોજી, તબ તે દીયે આશીષ;
**દીધી** વંછિત દક્ષિણાજી, સફ્લ કરીહૈ જગીશ. રા. ૩૧
ઘર આવી ધન ખરચીયોજી, લીધો સંયમભાર;
કારિજ સાર્યો આપણોજી, એ પ્રભુનો ઉપગાર. રા. ૩૨
અબ ચઉમાસો ઉતર્યોજી, પ્રભુજી ચાલણહાર.
યક્ષે (ક્ષ) દીધો **રામ**નેજી, (*) સ્વયંપ્રભ વરહાર. રા. ૩૩
**લક્ષ્મણ**ને તાડંક દીયોજી, તે જડયો મણિ રયણ;
ચૂડામણી **સીતા** ભણીજી, ઉપજાવ્યો અતિ ચયન[1]. રા. ૩૪
મનના વંછિત પૂરવાજી, રામ સાંભલવા હેત;
વીણા દીધી વેગસુંજી, સઘલા [2]સાજ [3]સમેત. રા. ૩૫
પુંહચાવી પાછો વલ્યોજી, દેવ મહા સુખ-દાય;
પ્રભુજી આગેં ચાલીયાજી, નગરી ગઇય વિલાય. રા. ૩૬
ઢાલ ભલી બાવીશમીજી, દેવ કીયો અનુરાગ;
**કેશરાજ** મુનિ ભાખીયોજી, **રામ**તણો સોભાગ. રા. ૩૭

**દુહા.**

સંબરતા-સુખસેં સહી, સાંજ સમય સહુ કોય;
વિજયપુરી ચલિ આવીયા, વાસા સોધે સોય. ૧
નગરીના ઉદ્યાનમેં, વડલો અછે વિશેષ;
મંદિરના આકારસું, વાસો વસે નરેશ. ૨

*उत्तमस्य क्षणं कोपं मध्यमस्य पौरद्वयं
अधमस्य अहोरात्रं दुष्टस्यामरणं भवेत्

૧-આનંદ. ૨-સાધન. ૩-સહિત.

**મહીધર** મહિમાનિલો, રાજા પાલે રાજ;
ઇંદ્રાણી રાણીતણો, કહીયેં [૪]કંત સકાજ. ૩
**વનમાલા** પુત્રી ભલી, બાલપણાથી એમ;
ટેક ગ્રહી **લખમણ** વરૂં, અવર વરૂં તો [૫]નેમ. ૪
વનવાસે શ્રવણે સુણી, રાજા કરે વિચાર;
કદિ ઘરિ આવીય રિણમેં, વ્યાહતણી એવાર. ૫
[૬]પ્રૌઢી પુત્રી જાણકે, માય-બાપ પરિવાર;
પરિણાવાં ઉતાવલી, રાખી કરે વિકાર. ૬
ઇંદ્રિ નગરનો રાજીયો. **વૃષભરાય** મલ્હાર;
**સૂરિંદ્રદત્ત** રાજાભણી, સા દીધી તિંહિંવાર. ૭

## ઢાલ ૨૭મી. સાંથ્રકી દેશી.

**વનમાલા** એ નિસુણી જામ, મનમાંહિ અકુલાણી તામ;
[૭]રાતિ રહિને વનમેં આવે, એકાકી મરવાને દાવે. ૧
વનદેવીની કીધી પૂજા, **લખમણ** ટાલીને વર [૮]દૂજા;
જન્માંતર પિણ મુઝ [૯]સતિ આપે, એમ કહીને મરવો થાપે. ૨
ઉણહીજ વડલે ચાલી આવી, **લક્ષ્મણજી** દીઠી મન ભાવી;
**રામસું સીતા** સુખમેં સોવે, **લક્ષ્મણ** જાગે દહ દિશિ જોવે. ૩
એ કોઇ વનદેવી દીસે, એ અટવાણી વિસવાવીશે;
વટીયાર ઉંહી ચાલી આવી, **લક્ષ્મણ** પૂછે ચઢીયો ધાવી. ૪
વન-દિગ વ્યોમતણી સહુ દેવી, મન-વચ(ન)કાયાકરી મેં સેવી;
સાંભલીયો એ બોલહુ માહરો, મુઝને કીયો **લક્ષ્મણ** પ્યારો. ૫
ઇણ ભવ ટલીયો પરભવ દેવો, થેં થારી વલિ પૂજા લેવો;

---

૪-પતિ-સ્વામિ ૫-નિયમ. ૬-પુખ્ત ઉમ્મરની. ૧-રાત-રાત્રિ. ૨-બીજા

એમ કહી માંડયો ગલપાસો, **લક્ષ્મણ** દેખે એહ તમાસો. ૬
અવલંબે સા જેતે તેતે, **લક્ષ્મણજી** ભાખે અતિ હેતે;
ભદ્રે ! સાહસ મ કરો કાચો, સોહું લક્ષ્મણ જાણો સાચો. ૭
બાંહી સાહિ હેઠી આણી, એતલે જાગ્યા રાજા રાણી;
**લક્ષ્મણ** સહુ [4]વિરતંત સુણાયો, **સીતા–રામ**
મહા સુખ પાયો. ૮
લજ્જા પામી પ્રભુજી નિરખી, પિણ સુંદરી મનમાંહિ હરખી.
**સીતા–રામ** તણે પગ લાગી, જાણે ભાગ દશા અબ જાગી. ૯
પાછે ઈંદ્રાણી નૃપનારી, નવિ દેખે વનમાલા પ્યારી;
કરૂણ સ્વરે ઉઠી પોકારી, રાજાને દુઃખ હૂવો ભારી. ૧૦
**વનમાલા** દેખણને રાજા, ચાલ્યો સાથે સુભટ સજાજા;
પ્રભુ પાસે **વનમાલા** દેખી, રાજાને મન રીસ વિશેષી. ૧૧
હણિ હણિ કહી મચાયો સોરો, એ છે મઝ કુમરીનો ચોરો.
સામ્હો ઉઠીયો **લખમણ** દેવો, રાય–સુભટ શંસ્યા તતખેવો. ૧૨
ઓલખીયો **લક્ષ્મણ**(યા)[5]જા માતા, રાજાએ પામી સુખશાતા;
ઘરહી ચાલી આવી ગંગા, કુમરીના તો કરમ [6]સુચંગા. ૧૩
**લખમણ** વર વરવાને તાહી, બાલપણથીહી ઉમાહી;
અબ પ્રભુજી એ પુત્રી પરિણો, એ વાતેંરે વિલંબ ન કરણો. ૧૪
આદરિ અધિકે મંદિર આણે, ભોજન–ભકિત કરી સનમાને;
વાસર હૂવા છેરે બે ચ્યારો, વરતે સુખ નહીં અસુખ લિગારો. ૧૫
પરિષદ પૂરાણી અદભૂતો, એતલે એક પધાર્યો દૂતો;
**અતિવીરજ** (જી) મોકલીયો આપો, ઉપજીયો જાણી
અતિ સંતાપો. ૧૬

૩–મ–નહિ. ૪–વૃત્તાંત–બનાવ. ૫–જમાઇ ૬–બહુ સારા. ૭–દીવસ.

નંદાવર્ત નગરથી આયો; રાજાજીયેં સો બતલાયો;
**ભરત** સંઘાતે વિગ્રહ વારૂ, અતિવીરજસું આજ અપારૂં. ૧૭
**ભરત** પખેં બહુ ભૂપતિ આયા, મંડિઆ (રણ)ખેત ઝૂઝાયા;
**અતિવીરજ**જી તુમ્હ બોલાયા, પક્ષથકી બલ વધત સવાયા. ૧૮
કામ પડયાં જે સારે કામ, સોઈ સગો જગમેં અભિરામ;
કામ ખડયાથી જે દિયે ટાલો, તેરે સગાનો મુખ કરિયે કાલો. ૧૯
**લખમણ** ભાખે એરે વિરૂદ્ધ, કિમ ઉપજીયો છે અસૂધ;
દૂત કહે હમ સ્વામી બલીયો, એ વાતામેં મેં અટકલીયો. ૨૦
**ભરત** ભૂપની વાંછે સેવા, [1]વિગ્રહ કારણ એહ લહેવા;
કોઇ ન હાર્યો કોઇ ન જીતો, દોઇ [2]પખે છે સુજસ [3]વદીતો. ૨૧
અબહિ આયો મુઝને જાણો, યુદ્ધતણી વિધિ સઘલી ઠાણો;
એમ કહી મોકલ્યો તેહો, પિણ આણે રાઘવસું નેહો. ૨૨
મૂરખ મરમ ન કાંઈ જાણે, **ભરત** ભૂપસું કાં અતિ તાણે;
મુઝ સહાય જે અધિકો પાસી, જીતણ ચાહે અયોધ્યા સ્વામી. ૨૩
સેના સઘલીથી હું જાવું, મિત્ર ન જાણે તેમ કરા(ઉં)વું;
એહ હણીને પાછો આઉં, **ભરત** ભૂપની આણ મનાઉં. ૨૪
રામ કહે એ સઘલો કૂડો, તું તાહરે ઘર બેઠો રૂડો;
સુત સહુને દીજે મુઝલારે, જિમ મુઝ કહીઉં કામ સમારે. ૨૫
ભલ કહી ભાખી નરનાથે, સુત સઘલાહી દીધા સાથે;
નંદાવર્ત–નગરીને પાસે, આવી ઉતરીયારે ઉલ્હાસે. ૨૬
દેખી ખેત્રતણી રખવાલી, **રામ** ભણી ભાખે સુવિશાલી;
કારિજ કોઇ મુઝ ફરમાવો, જે તુમ્હને છે અધિ ૨ સુહાવો. ૨૭

૧–લડાઇ. ૨–પક્ષે. ૩–પ્રસિદ્ધ.

કારિજ કોઇ નહીં તુઝ તાંઈ. **દેવી** કહે એ સાચો સાંઇ;
તો પિણ કાંઇ કરિ દેખાવૂં; નામતણી હું લાજ કહાવૂં. ૨૮
નારી સાથે લેરે લડાઇ, રાજાજીની એ લઘુતાઈ;
તિણ હીસે ⁴ત્રિયા આગે હારે, તો અપજશ ખાવે જગ સારે. ૨૯
ત્રિયારૂપી તે સઘલા હોઇ, ત્રિયાનું રાજ હુવે જિમ જોઇ;
**રામ** અને **લખમણ** દો ભાઇ, સ્ત્રીરૂપે પિણ સુંદરતાઇ. ૩૦
**મહીધરે** એ સેના ભેજી, સંગ્રામે એ ⁵સૂરજતેજી;
દ્વારપાલ જઈ વાત સુણાઇ, **અતિવીરજને** રીસ અણાઇ. ૩૧
**ભરત** ભૂપને હું સાધેસું, સુજશ ઘણો વસુધા વાધેસું;
ત્રિયાસેના એ પાછી ભેજો, મંદિરનો ધુર દેખ્યો એલો. ૩૨
એતલે એક કહે નર ફાસો, **મહીધરે** એ કીધો હાસો;
¹વિશ્વાનર જિમ ઘી સિંચાણો, રોમે રોમે રાય તપાણો. ૩૩
**રામા**દિક ત્રિયસેના પૂરી, આઈ ગઈ નૃપ દ્વાર સનૂરી;
રાય કહે કાઢો ગલ સાહી, આયા સૂરા સુભટ સવાહી. ૩૪
નારી લડે નરની પરે નિકી, અટલટલેનન પડે ફીકી;
ગજતણો થાંભો ઉઠાવે, હલધર હરખે માર મચાવે. ૩૫
ભાગા લોક ન લાગી વારો, રાજાજી હુવા અસવારો;
આવે ખાંડો કર સંભાલી, **લક્ષ્મણજી** લીધો ઉદાલી. ૩૬
કેશ ગ્રહીને બાંધ્યો ગાઢો, **લક્ષ્મણ** તો ચિત્ત હુવો તાઢો;
ભરત ભૂપસું હીંડો આડા, ગવાડો જસતણા પવાડા. ૩૭
**સીતાયે** બંધિઓ છોડાયો, ગહિલે વાદ ગુમાન ગમાયો;
મિત્ર સુરાં સંકેલી માયા, જે જિમ થાતે તિમહી કરાયા. ૩૮
**રામ અને લખમણ** દોઇ દીઠા, રાજા લોયણ અમીય પઈઠા.

---

૪–સ્ત્રી. ૫–સૂર્ય જેવા તેજવાળી. ૧ અગ્નિ.

પગ લાગીને નરવર બોલે; અવર ન કો પ્રભુજી સમતોલે. ૩૯
**અષ્ટાપદ** જિમ સુણીયે આગે, ઉદકિ ઉદકિ તાંહિ પગ ભાગે;
તિમ મુઝમાંહિ એહજ વીતી, સીવતકાએ ભાંખું છીતી. ૪૦
લાજ ગઈ નિરલજ કહાણો, લોગાંમાંહિ લૂંદલ હાણો;
પ્રગટ પરાભવ એહ સયાણો, ચોર અન્યાયી જેમ ગ(ણા)ણો. ૪૧
જલથી અલગો કીયો [2]મચ્છો, નવિ આવે પાણીમાંહિ પાછો;
તડફડ તડફડ કરત અતીવે, પાણી ઉતરે યાં નવિ જીવે. ૪૨
આંગુલીયાં દેખાયો કોહલો, આપે આપ કરે મડોહલો;
દિન દિન પ્રતિ સો જાય ગલંતો, લહી અપમાન ન વધે વલંતો. ૪૩
નાલેરે જિમ રાખ્યો પાણી, એહ સયાણી મતિ મન આણી;
વાડ તીન કરી પાખલ રાખી, કો ન શકે તેહનો જલ ચાખી. ૪૪
માન ગયાં નષ્ટાઇ આયાં, સાધાંની સેવા ન સજાયાં;
ભાઇ પિણ જેહના છે [3]દીણા, પરિયણ છે પરદેશે [4]ખીણા. ૪૫
જોવન ગઓ બુઢાપો ભરણો, તેહને તો સંજમનો શરણો;
ઘણું ઘણેરૂં કાંઇ ભાખું, અબ હું મારા તેનની રાખું. ૪૬
રાજ તજીને સંયમ પાલું, યસમય લાણો ફીરિ ઉજવાલું;
**રામ** કહે તું **ભરત**સરીખો, રાજ કરો હમ બોલ સરીખો. ૪૭
**અતીવીરજની** એ અધિકાઇ, **વીજયરથે** થાપી ઠકુરાઇ;
સદગુરૂ પાસે સંયમ લીધો, સમતાભાવ [5]સુધારસ પીધો. ૪૮
**વીજયરથ** ભગની સુરશાલા, **લક્ષ્મણ**ને દીધી **રતીમાલા**;
**વીજયસુંદરી** બીજી ભગિની, **ભરત**તણી દીધી શુભ લગની. ૪૯

---

૨ માંછલું-મત્સ્ય. ૩ ગરીબ-દીન. ૪ ક્ષીણ-ઘસાઇ ગયેલા.
૫ અમૃતરસ.

ભરતભૂપની સેવા સાધી, નિજ ઘર આયો નૃપ આરાધી;
રામ વિજયપુરી ચલ આયા, વનમાલાને અધિક સુહાયા. ૫૦
સતાવીશમી ઢાલ સુઢાલી, ભરતભૂપની આરતિ ટાલી;
કેશરાજ કહે સારે કામ, સોઇ સહોદર જગ અભિરામ. ૫૧

દૂહા.

મહીધરને પૂછીને, રામ ચલાઓ જામ;
લક્ષ્મણજીસું વિનવે, સા વનમાલા તામ. ૧
પ્રાણદાન દાતાર તું, અબ કાં તજો નિરાશ;
[1]બાષ્પપૂર્ણ વિલોચના, કરે ઘણી અરદાસ. ૨
વ્યાહ કરી સુવિશેષથી, મુઝને લીજે લાર;
વનવાસેં સરસી રહું, હોઇને ખિજમતિદાર. ૩
લક્ષ્મણ ભાખે ભામિની, એ અવસર નહીં કોઇ;
જુઠો હઠ કીજે નહીં, હીયે વિમાસી જોય. ૪
જબ ફિરિ મંદિર આવીશું સેવીને વનવાસ;
બોલ હમારો છે સહી, પહુંચાવિશું તુઝ આશ. ૫
સુંસ વિના જાવા ન દિઉં, રયણીભોજન પાપ;
નવોતો તુમને અછે, માન લીયું પ્રભુ આપ. ૬

ઢાલ, ૨૮ મી. સુધારસ મુરલી વાજે, તથા મ્હારી પરમ સલુણી આતમા—એ દેશી.

રામકો સુયશ ઘણો, સ્વર્ગ મર્ત્ય પાતાલ;
પશ્ચિમ રાતેં આઘા વલ્યા, ઉલંઘ્યો વન એક,
ખેમાંજલિ પામી પુરીરે, દીસે સોહ અનેક. ૧

---

૧ અશ્રુપૂર્ણ—આંસુથી ભરેલાં.

**રામ**કો સુયશ ઘણો, સ્વર્ગ મર્ત્ય પાતાલ. એ **આંકડી.**
ઊતરીયા ઉદ્યાનમેંરે, **લક્ષ્મણ** પુરમેં જાય;
લે આયો ફલ-સાગજીરે, પાણી પાત્ર ભરાય. રા. ૨
સંસ્કાર **સીતા** કર્યોરે, આરોગ્યા ઉચ્છાંહિ;
**રામ**તણા આદેશથી રે, **લક્ષ્મણ**પુરમેં જાંહિ. રા. ૩
શ્રવણ સુણી ઉદઘોષણારે, સહેજુ શક્તિ પ્રહાર;
પરણે પુત્રી રાયનીરે, નહીં સંદેહ લિગાર. રા. ૪
પુરૂષ એક તબ પુછીયોરે, એછે કિસો વિચાર;
શત્રુદમન રાજા ભલોરે, રાયાંનો શિરદાર. રા. ૫
**કનકાદેવી** તેહનેરે, પુત્રી તો પરધાન;
[૨]**જીતપદમા** છેનામથીરે, પરતખ પદમાથાન. રા. ૬
વરનું બલ સુવિચારવારે, માંડિઓ એહ ઉપાય;
આજલગે કો નાવીયોરે, જેહથી કામ સરાય. રા. ૭
એમ સુણીને આવીયોરે, પરિખદામાંહિ દેવ;
નૃપ પુછે તું કવણછેરે, તબ બોલ્યો તતખેવ. રા. ૮
**ભરત**ભૂપનો દૂત છુંરે, જાઉં કરિવા કાજ;
પરિણુણ પુત્રી તાહરીરે, ઈહાં આવ્યો છું આજ. રા. ૯
શક્તિઘાત તું માહિરોરે, કહે તું સહીશ કેત;
એક નહીં પિણ પાંચજીરે, સહું સહી સુવિશેષ. રા. ૧૦
**જિતપદ્મા** અનુરાગિનીરે, હોઈ ગઇ તતકાલ;
**લખમણ**ને અવલોકતાંરે, રાચી રૂપ રસાલ. રા. ૧૧
પુત્રી વરજે બાપનેરે, કહિયો ન માને રંચ;
ખ્યાલરોસ દો સાંચવેરે, મૂકે શક્તિ સુસંચ. રા. ૧૨

---

૨ જેણે પદ્મને પણ જીતી લીધેલ છે એવી.

દો હાથાં દો બાહિમેંરે, એકસું દાંતાં જોય;
સાહિ લીધી શક્તિજીરે, અજબ તમાસો હોય. રા. ૧૩
**જિતપદ્મા** હરખી ખરીરે, પહિરાવે વરમાલ;
રાય કહઈ પરિણો સહીરે, એ કુમરી સુવિશાલ. રા. ૧૪
**લખમણ** કહે પરિણું નહીંરે, એ વેલામેં એહ;
પરદેશાં ભમવો સુનેરે, સ્યો નારી સું નેહ. રા. ૧૫
ઇણ નગરીના ઉદ્યાનમેંરે, બયઠા છે **શ્રીરામ**;
હું છું સેવક તેહનોરે, કરૂં વતાવ્યો કામ. રા. ૧૬
**રામસુ લખમણ** જાણીયોરે, ધસી ગયો તિહાં રાય;
લે આયો **શ્રીરામ**નેરે, પરમ મહા સુખ થાય. રા. ૧૭
ભગતિભાવ પોષિઓ ઘણોરે, પૂજ્યા પ્રભુના પાય;
તોપિણ આગેં ચાલીયારે, રાજાને સમજાય. રા. ૧૮
**વંસસ્થલ** ગિરિ ઉપરેંરે, વંશસ્થલ પુરદેખો;
લોક ભયાકુલ દેખીયારે, પૂછયો પ્રભુ સુવિશેષ. રા. ૧૯
સો ભાંખે પ્રભુજી સુણોરે, [1]રાતિ અચંભો થાય;
[2]ધ્વનિ ઉઠી છે આકરીરે, તે લોગાં ન ખમાય. રા. ૨૦
રાતિ અનેરી જાયગારે, નાશી જાવે લોગ;
પ્રાત હુંવા ઘર આવહીરે, કષ્ટતણો સંજોગ. રા. ૨૧
પ્રભુજી **લખમણ** મોકલ્યોરે, જોઈ આવો એહ,
[3]કાવસગામેં મુનિવરૂરે, દીઠા દોગુણ ગેહ. રા. ૨૨
દેઇ પ્રદક્ષિણા વાંદિયારે, સઘલીહિ વિધિ સાધી;
[4]વીણ વજાવે **રામ**જીરે, યક્ષથકી જે લાધિ. રા. ૨૩

---

૧ રાતે–રાત્રિમાં. ૨ અવાજ. ૩ કાયોત્સર્ગમાં–કાઉસ્સગ્ગમાં
૪ વીણા.

તાનમાન અનુમાનસુંરે, રાગતણો આલાપ;
**લખમણ** લીલાયેં કરેરે, નાચે **સીતા** આપ. રા. ૨૪
રાતિ જગાવે રંગસુંરે, હોઈ રહયો વિનોદ;
સાધુતણી સેવા કીયાંરે, પાસે અધિક પ્રમોદ. રા. ૨૫
**અનલપ્રભ** સુર આવીયોરે, વિકુર્વી વેંતાતાલ;
સાધુને સંતાપિવારે, જાણીઓ કોપ્યો કાલ. રા. ૨૬
**સીતા** તો રૂપિ પાખતીરે, **રામ**સું **લખમણ** દોઈ;
જેતલે આવે સામુંહોરે, નાશ ગયો સુર સોઈ. રા. ૨૭
મુનિવર હુવા કેવલીરે, આવે સુરવર કોડિ;
કેવલ મહિમા સાંચવેરે, પાય નમે કરજોડિ. રા. ૨૮
રામ ભણે પ્રભુજી કહોરે, એ ઉપદ્રવનો હેત;
કુલભૂષણ કહે કેવલીરે, નિસુણો સહુ સંચેત. રા. ૨૯
નગરી નામે પદમનીરે, **વિજયપર્વત** ભૂપ;
**અમૃતસ્વર** મતિવંતજીરે, એક સુદૂત અનૂપ. રા. ૩૦
**ઉપયોગા** તસ કામીનીરે, નંદન દોય ઉદાર;
**ઉદિત મુદિત** મતિ આગલારે, કુલકેરા આધાર. રા. ૩૧
દૂતતણો એક મિત્રજીરે, બ્રાહ્મણ છે વસુભૂતિ;
આશક ઉપયોગાતણોરે, વાત લખી એ દૂતિ. રા. ૩૨
સા ચિંતે વિભચારણીરે; (ઇ) અમૃતસ્વરને મારિ;
નિકંટક હોઈ કરીરે, માનું સુખ સંસારિ. રા. ૩૩
નૃપ આદેશેં દૂત વિદેશે, ચાલ્યો મારગ દૂરી;
બ્રાહ્મણ પિણ ઉ સાથે લાગોરે, દૂત હણ્યો છલપૂરી. રા. ૩૪
બ્રાહ્મણ ઘર આવીને ભાંખે, મુઝને પાછો વાલિ;
કાજ કરેવા વેગસુંરે, આય ગયા તે ચાલિ. રા. ૩૫

ઉપયોગાને વાત જણાવી, ભલા કીયો તેં સાંઇ.
પુત્ર હણ્યાથી રાજ આપણોરે, કીજે તો સુખ થાઇ; રા. ૩૬
એહ સતો તો બ્રાહ્મણ કેરોરે, રહિશપણાથી જાણી;
ઉદિત સુદિત દો ભાઇયારે, ૧અમરષ અધિકોઆણિ રા. ૩૭
ઉદિત બ્રાહ્મણ મારિયોયે, આયો ઉદય કુશિલ;
ઇષતનલ પલ્લીવિષેંરે; સો મરિ હૂવો ભીલ. રા. ૩૮
ચારિત લીનો રાયજીરે, ઊદિત સુદિત પિણ સંગી;
સમેં તે જિન વાંદવારે, ચાલ્યા રૂષિ ઉછરંગિ. રા. ૩૯
વિચ મીલીયો સો ભીલડોરે, મારેં થો ૨અણગાર;
છોડાવ્યા પલ્લીપતેંરે, માન લીયો ઉપગાર. રા. ૪૦
પલ્લીપતિ થો પંખીયોરે, એ થા કરસણકાર;
પારધિયે પંખી ગહ્યોરે, હૂવો મારણહાર. રા. ૪૧
એણે તબ છોડાવિયોરે, પારધિથી ઉપલીસ;
કીધું લાધઇ આપણોરે, એતો વિસવાવીશ. રા. ૪૨
ઉદિત સુદિત (તે) દોઇજીરે, આરાધી સંથાર;
મહા શુક્રતા દેવતારે, પામીયો જય જયકાર. રા. ૪૩
ઢાલજ અઠાવિશમીરે, પ્રશ્નતણો અધિકાર;
કેશરાજ મુનિવર ભણેરે, સાધુ (વ)વંદે તે સાર. રા. ૪૪

## દુહા.

બ્રાહ્મણ તો વસુભૂતિનો, જીવ ભમી ભવમાંહિ;
માણસ થઇ તાપસતણો, પામિ મુવો તે આંહિ. ૧
દેવ હૂવો પિણ જયોતિષી; ધુમકેતુ અભિધાન;

૧ ઇર્ષ્યા–અદેખાઇ. ૨ સાધુ.

મિથ્યા મતિનો વાહિયો, આણે અતિ અભિમાન;
ઉદિત મુદિતના જીવ એ, સુરપદ તજિ આવંત;
[1]શેષ પુણ્યના પ્રેરીયા, માણસ ગતિ પાવંત. ૩
અરિષ્ટપુરનો રાજીયો, **શ્રીચંદ** ભૂપાલ;
**પોમાવઈ** રાણીઉરે, ઉપજ્યા સુત સુવિશાલ. ૪
**રતનસુરથ** રलीયામણો, **ચિત્રસુરથ** રસાલ;
નામથકી અતિ પરવડા, સુંદરને સુકુમાલ. ૫
ધુમકેતુના જીવનો, ઉણહીજ ઘર અવતાર;
અપર ત્રિયા ઉરે ઉપનો, નામે **અનુધર** સાર. ૬

**ઢાલ ૨૯મી. રીશાહજિનેસરકી-એ દેશી.**

[2]ઉદ્ધત અધિકનો નંદ હૂવો, વડ બંધવાથીરે ચાલંત જુવો;
પૂર્વભવ વેર નયણા જણાવે, મહા રીસનો ભાવ આણી ઉપાવે. ૧
**રતનરથનંદને** રાજ દીજે, દોઇ અપર લઘુનંદન જુવરાજ કીજે;
ષટ દીવસનો [3]અણસર સાધી સારો, નૃપ દેવહૂવો કીયો ધન જમારો૨

એક ભૂપને શ્રીપ્રભાથી કુમારી,
દીધી રાયને રંગસું જાણી પ્યારી;
**અનુધર** જુવરાય રાયથી થેટ માંગી,
ગઇ ઉરઠે તેહને કર ન લાગી. ૩
તબ રીસસું રાયના ગામમાંરે,
કરિ મૂક્યો સોર તો દેશ સારે;
ચઢિયો રાયજી રાવણો લેઈ રૂડો,
સોતો બાંધીયો આણિ કલિકાલ કૂડો. ૪

---

૧ બાકી રહેલ. ૨ મસ્ત-અવિનયી. ૩ ચાર પ્રકારના અન્નનો ત્યાગ કરવારૂપ તપ.

વિડંબીયને બંધવા મ્હેલી દીધો,
જાઈ તાએ સંપાસિ વ્રત નેમ લીધો;
તિયાં સંગતે નિઃફલ જોગ કીધો,
વિષયાવિષ અમૃત જાણુ પીધો. ૫

ભવમાંહિ ભમીયો ચિરકાલ સોઇ,
લેઇ નરગતિ તાપસ ફેર હોઇ;
કરી [1]બાલ તપ જ્યોતિષીમેં ગિણેવો,
સોતો એહુ **અનલપ્રભ** નામ દેવો. ૬

રત્નરથ **ચિત્રરથ** દોઇ ભાઈ,
ગ્રહી સંયમ બારમેં સ્વર્ગ જાઈ;
**મહાબલ** અને **અતીબલ** નામ પાયો,
[2]લહૂ કર્મીયાં ભવતણો છેહ આયો. ૭

હિવે નારી **વીસલા**તણે ઉદર આવી;
ઉણે સુરેવરે [3]સોહતો અધિક પાવિ,
કુલભૂષણ એષહુ અવર એહો,
અછે દેશ ભૂષણ સુભવાન દેવો. ૮

ઉપાધ્યાય વરઘોષ પાસેં પઢાયા,
હુમેં વરસ તો બાર તસું ઘરિ રહાયા;
જબ તેરમો વરસ આવ્યો સુહાવે,
નૃપ પાખતી પંડિત લેઈ આવે. ૯

તવ ગઉખ બયઠી થકી એક કુમરી,

૧ અજ્ઞાનકષ્ટ-ભાવ વિનાનું તપ. ૨ લઘુકર્મી-આસન્ન ભવી.
૩ શોભા.

અવલોકતાં જાણીયું એ અમરી;
તબ હોઈ ભાઇતણો રાગ હોવે,
મુંહ સામહું વારહી વાર જોવે. ૧૦

તવ ચાલિકે આવીયા રાય પાસો;
કલા દેખતાં રાય પામ્યો ઉલ્હાસો;
તબ પંડિત પૂજીયો શીશ નામી,
નિજ મંદીરે આવીયા હરખ પામી. ૧૧

પગ લાગિને માય સેવા વિશેષી,
તે કુમરી માયને પાસ દેખી;
તબ પૂછીયું માયને કુણ કુમારી,
તબ માય ભાખે તુમ્હ બેહિનિ પ્યારી. ૧૨

ગુરૂ મંદીરે વાસ હુંતો તુમ્હારો,
તબ ઊપજી એહ એ સાચ ધારો,
ચિત્ત ચિંતવે વાંછીયો બહિનિ ભોગો,
ઈમ જાણી હમ આદરિઓ એહ જોગો. ૧૩

તપ તીવ્ર કરતાં ઇંહિ ગિરિ(ય) આયા.
હમ કાઉસગે રહ્યા તજીય કાયા;
નહીં આશજ જીવવે ડર ન મરણે,
દિન રાતિ રહણો અરિહંત શરણે. ૧૪

પિતા હમતણો દુઃખ તો આણિ ગાઢો,
સમજાવતાં કિઉં નહિ થાય થાઢો;
મુઓ અણસણ ગ્રહીયાસો ગુરૂ ડઇસો,
મહાલોચન સુર થયો અતિ જગીસો. ૧૫

ઉપસર્ગા માંહિરો તિણે ધ્યાન લિખીયો
ઈહાં આવિયો સોતો એમ પખીયો;
મુનિ અનંતવીરજજીને શુદ્ધ જ્ઞાનો,
કરણોચ્છવે દેવ જાયે પ્રધાનો. ૧૬
અનલપ્રભ દેવ ગરડેસ સોહી,
ગુરાંસાથ ચાલી ગયો ખ્યાલ મોહી;
સુર માનવાં પરિષદા માંહિ ભાખે,
દયા ધર્મજ કેવલી કહિય દાખે. ૧૭
સુવ્રત તીરથ પુછંત સીસેં,
તુમ્હ પાછિલે કેવલિ કોણ હીસે;
કુલભૂષણ ભૂષણ દેશ ભાઈ,
હોશે કેવલી એહ દિધી વતાઈ. ૧૮
અનલપ્રભ એહ નિસુણીય સારી,
તબહીથકી પૂઠ લાગો હમારી;
કાંઇ એક મિથ્યાતનો અધિક વાયો,
કાંઇ એકજ પૂર્વે વૈરે ઉમાયો. ૧૯
દિન ચ્યાર હૂવા ઉવસર્ગ્ગ કરતા,
એતો પાપ ભંડાર ભરપૂર ભરતા;
તુમ્હ આવીયાં સો ગયો દેવ નાશી,
હમાં ઉપજ્યો [1]જ્ઞાન સબ જગ પ્રકાશી. ૨૦
મહા લોચન પાસીયો અધિક [2]તોષો,
શ્રીરામજીસું કરે પ્રેમ-પોષો;

---

૧. કેવળ જ્ઞાન—લોકાલોક પ્રકાશક. ૨. સંતોષે-હર્ષ.

સુર વાંછહી પ્રત્યુપકાર કરણો,
પ્રભુ ભાષહી તુરત ભંડાર ધરણો. ૨૧

વંશસ્થલ પુરપતિ ખબર પામે,
**શ્રી રામ લખમણ** પ્રતિ સીસ નામે;
ધ્વનિરૂદ્ર ઉપદ્રવ એહ અલગ કીયો,
ભય નવી આવશે ફિરિ બીયો. ૨૨

**શ્રીરામ** આદેશ કીધું પ્રસાદો,
ધ્વજ લહે ગગનસું કરે વાદો;
**શ્રીરામ** ગિરિ ગિરિતણો નામ થાપ્યો.
કીયાં ઉચ્છવ અરથીયાં ગરથ આપ્યો. ૨૩

તબ પુરપતિ પૂછીને દેવ આગેં,
જબ ચાલીયા લોગ બહુ પૂઠિ લાગે;
વહુડાવીયા લોગ[ને] માન દેઇ,
પ્રભુ ચાલીયા લોગ-ચિત્ત સાથ લેઇ. ૨૪

ઉદ્દંડ અતિ દંડકારણ્ય ભાખી,
તિહાં આવીયા ચિત્ત અતિ નિડર રાખી;
ગિરિગુહા ગેહ સમતોલ લેખી,
તિહાં વાસ કીધો કોઇ દિન વિશેષી. ૨૫

અનેરે દિહાડે જબ જિમણુ વેલા,
દોઇ ચારણ સાધુજી પુણ્ય મેલા;
**ત્રિગુપ્ત સુગુપ્ત** નામે વિરાજે (જઇ),
આયા આંગણે સૂજતા અન્ન કાજે. ૨૬

દ્વિમાસ ઉપવાસીયા દોઈ સાધો,

ઘણે પુણ્યને પ્રેરણે દરસણ લાધો;
**શ્રીરામજી લખમણ** સતીય **સીતા,**
ભલા શ્રાવક ત્રિશ્વમાંહિ વદીતા. ૨૭
ભલી ભગતિસું સાધુના ચરણ વંદે,
ભવ સંતતિ સયલના દુઃખ નિઃકંદે;
સતીયે નિજ હાથસું હરખ આણી '(પ્રાણી)
પ્રતિલાભિયા [૧]પ્રાસુક અન્ન—પાણી. ૨૮
દ્વીમાસનો પારણો કીધ જામો,
ભલા પુષ્પ અને વસ્ત્ર વરસંત તામો;
રત્ન [૨]ગંધાંબુની વૃષ્ટિ હૂઇ,
ઉદઘોષણા દેવની હૂઇય જૂઇ. ૨૯
પંચ સુદિવ્ય હુવા વખાણ્યા,
ભલા દાયકા આજ દિન સફલ જાણ્યા;
એતો ઢાલ ઓગુણતીસમી જગત જાચી,
**કેશરાજ** ભાખે સદા વાત સાચી. ૩૦

## દુહા.

રત્નજટી રલીયામણો, કંબૂદ્વીપ દયાલ;
ખેચર સુરરથ અશ્વસું, આપે તે સુવિશાલ. ૧
ગંધાંબુની વૃષ્ટિનો, ગંધતણો વિસતાર;
વિસતરીયો છે [૩]દહ દિશિ, [૪]સુરભિ મહાસુખકાર. ૨
ગંધાભિદ(ધ) એક પંખીયો, રોગી એહવે નામ;
તરૂથી ઊતરી આવીયો, ગંધવાસના પાંમ. ૩

---

૧. અચિત–જીવ વગરનું. ૨, સુગંધિ જલની વૃષ્ટિ થઇ.
૩–દશે દિશામાં. ૪–સુગંધ.

દર્શન દીઠાં સાધુના, જાતિ સમરણ લાધ;
મૂરછાવી ધરણી પડયો, તે પંખી સાબાધ. ૪
સીતાયે સુસતો કીયો, વાંદે ઋષિના પાય;
ઋષિજી કરસું ફરસીયો, તામ નિરોગો થાય. ૫
પાંખ હૂઈ સોના સમી, ચંચૂ વિદ્રુમ-ભાવ;
નાના રત્નમયી તનૂ, પદ્મરાગ સમ પાવ. ૬
રત્નાંકુરની શ્રેણિ નિભ, માથે જટા સુહાય,
નામ જટાયૂ પંખીયો, તે દિનથી કહુવાય. ૭

**ઢાલ, ૩૦ મી. ધનધન શીલવંત નરનારી—એ દેશી.**

રે ભાઈ સેવો સાધુ સયાણા, હેતુ જુગતિ ભલા ભાવ બતાવે;
તારે જીવ અયાંણાંરે ભાઇ. સેવો. ૧
દૃઢપ્રહારી દૃઢપણેરે, મેલ્હે આપ પ્રહારો;
પરમારથ પદ પાસ્યો પરતખ, સાધુતણો ઉપ ગારોરે. સે. ૨
ચિલાતી બાંદીનો બેટો, નામ ચિલાતી પૂતો;
સાધુ સંઘાતે કારજ સારિઓ, કીધો દૂરિ કુસૂતોરે ભાઈ. સે. ૩
અર્જુન માલાગારી મારે, નર ષટ એકજ નારી;
ષટ માસાં લગ એમ કરંતાં, લીધો કારિજ સારે ભાઈ. સે. ૪
પરદેશી પરભવ નવી માને, પાપ કરે અતિ પાપી,
કેશી ગુરૂ સમજાવી લીધો, સુમતિ સદા થિર થાપીરે ભાઈ. ૫
રાઘવ પૂછે સાધુ સંઘાતે, એ ગૃદ્ધ પંખી દેખો;
શાંત હૂઈ તુમ્હ સેવા સારે, અચિરજ એહ વિશેષોરે ભાઈ. સે. ૬
ભગવન્! નારી દેહ વિકારી, રોગીમેં શિરદારો;
કંચન વરણી કાયા હૂઇ, પછે કવણ પ્રકારોરે ભાઈ. સે. ૭

સાધુ સુગુપ્ત કહે સુણ રાજા, ચરિતતણો વિસતારો;
કુંભકાર કટપુર(એ) ઈહાં હુંતો, **દંડકિરાય** ઉદારોરે ભાઈ. સે. ૮
સાવત્થી નગરીનો રાજા, જિતશત્રુ સુખકારો;
રાણી ધારણીયે સુત જાયો, **ખંધક** નામ કુમારોરે ભાઈ. સે. ૯
પુત્રી તો પુરંદ[ર]યશારે, દંડકિને પરિણાઈ;
પાલક બ્રાહ્મણ દૂતપણેરે, સાવત્થી બિદાઇરે ભાઇ. સે. ૧૦
**જિતશત્રુ** રાજા ધરમ પરાયણ, [1]ગોઠિ ધરમકી ભાવે;
નાસ્તિકવાદી પાલકનેરે, ધરમ કહિઓ ન સુહાવેરે ભાઇ. સે. ૧૧
**ખંધકકુમરે** જુગતેં જીતો, જાવ અપૂઠો નાવે;
હોઈ ખિસાણો નિજ ઘર આવે, રહે કુમરજી દાવેરે ભાઈ. સે. ૧૨
**ખંધકકુમરજી** પાંચ સયાંસું, શ્રી મુનિસુવ્રત પાસે;
સંયમ લેઇ સૂધો પાલે, મારગ ધરમ પ્રકાશેરે ભાઇ. સે. ૧૩
બહિની વંદાઉં પુર સમજાઉં, પુર હુમતાં ચિઠાંણી;
કુંભકાર કટનગરે જાવા, પૂછીઓ પ્રભુને આણીરે ભાઈ. સે. ૧૪
પ્રભુજી ભાખે કાણ ન રાખઈ, મરણાંતક....નામો;
ઉપસર્ગા તો ઉપજતો દીસે, **ખંધક** ભાખે તામોરે ભાઇ. સે. ૧૫
હમ આરાધિક હોવાં કે નાંહી, પુનરપિ સ્વામી ભાખે;
તુઝ વિના સઘલાહી આરાધિક, જિમ દેખે તિમ દાખેરે ભાઇ. સે. ૧૬
હમ વિરાધિક હોતાં સઘલા–કેરા સીઝે કામો;
એહ વિચારી ચલિયો **ખંધક**, પુંહુતો તિણહી ઠામોરે ભાઇ. સે. ૧૭
**પાલક** પાપી સમર પરાભવ, આણે એહ વિચારો;
સાસુ સમોસરીયા છે તિહાં, સાંતે બહુ હથીયારોરે ભાઇ. સે. ૧૮

---

૧–ગોઠડી–વાત ચિત.

રાજા પામી ખબર જિવારે, આવી મુનીવર વંદે;
દેશના સાંભલી નિજ ઘર આવે, મનમેં અતિઆનંદેરે ભાઇ. સે. ૧૯
પાલક પાપ ઘણેરા પોષે, રાજાને સંભલાવે;
શાલો તુઝ મારેવા આયો, તે હથીયાર દેખાવેરે ભાઇ. સે. ૨૦
રાજા વાત ન કોઇ વિચારી, એકાંતે રીસાણો;
**પાલક** મંત્રીને મુનિ સોંપ્યા, કરિજ્યો જિમ તુમ્હ જાણોરે ભાઈ. સે. ૨૧
પાલક શીઘ્રપણાથી મોટો, માંડે યંત્ર જિવારે;
**ખંધક** દ્રિષ્ટિયે સાધુ એકેકો, પીલે તેહ તિવારેરે ભાઇ. સે. ૨૨
નિર્યામક તિમ હોઈ ખાંદક (ખંધક) આચારજજી આપે;
આરાધન વિધિ શુદ્ધ કરાવે, આપાસેં મન થાપેરે ભાઈ. સે. ૨૩
શ્રેણિ ક્ષપકની વાટે ચઢતાં, પામી કેવલનાણો;
અષ્ટ મહાગુણ કેરા નાયક, પહુંતા અવિચલ ઠાણોરે ભાઈ. સે. ૨૪
ચ્યાર સયાં નિનાંણું પીલ્યા, એકસું ચેલો વા'લો;
એહનો દુઃખ મુઝ મતિ દેખાડે, માને નહીં ચંડાલોરે ભાઈ. સે. ૨૫
બાલકને પીડંતો દેખી, નયણે લોહી પ્રવાહો;
સહુના કામ સમાર્યાં પછે, ઉપજીઓ રોસ અગાહોરે ભાઇ. સે. ૨૬
દંડકિપાલક દેશ સહૂનો, હોજ્યોહૂ ક્ષયકારી;
પોતે છે ભવ સંતતિ તેહથી, કીધ નીયાંણો ભારીરે ભાઈ. સે. ૨૭
એહ નિયાંણો કીધાં પછે, પીલી નાખિયો સોઇ;
પાવઇયાંને પાન્હો ના ચઢે, એહ ઓખાંણો જોઇરે ભાઈ. સે. ૨૮
અગાનકુમારાંમાંહિ વહીતો, દેવ થયો તતકાલો;
પાપે પચે સહુએ તિણમેં; પાપ મહા અસરાલોરે ભાઈ. સે. ૨૯

રત્નકંબલ તનુજ પુરંદર—જશાયે દીધો થો;
બહુનિ તણો મન રાખણ કારણ, બંધવજી લીધો થોરે ભાઇ. સે. ૩૦
ઉતનું જર જો હરણોરે, લોહિ ખરડિઓ દેખી;
શકુનીકા તે લેઈ આવી, એ આહાર વિશેષીરે ભાઇ. સે. ૩૧
ભાર ઘણો ખણ એ અકુલાણી, ચાંચ થકી અડવડીઓ;
દેવ જોગ તબ દેવી આગે, ઓઘો તંતુજ પડીયોરે ભાઈ. સે. ૩૨
દેવી ભાઈ માર્યાં કરી, જાણી એ સહનાણી;
કંતા કાંઈ એ મોટા મુનિવર, પીલ્યા ઘાલી ઘાણીરે ભાઇ. સે. ૩૩
શોક કરંતી શાસન દેવી, પાપી પુરથી લીધી;
શ્રી મુનિ સુવ્રત પાસે મૂકી, સ્વામીયે દીક્ષા દીધીરે ભાઈ. સે. ૩૪
અગ્નિકુમરેં અગ્નિ વિકૂર્વી, બાલ્યા પુરના લોગો;
દંડકરાજા પાલક પાપી,(એ) કૃતકર્માંરે જોગોરે ભાઈ. સે. ૩૫
દંડકારણ્ય તેહીજ દિનથી, પુરિ નવિ ફેરિ વસાંણો;
ભૂંડું કરતાં ભૂંડું પાંમે, ભૂંડે રૂડું નવિ જાણોરે ભાઈ. સે. ૩૬
દંડકરાજા ભવમાંહિ ભમતો, દુઃખતણો સંજોગી;
ગંધાભિધ પંખી હૂવો, તોહી તનુ મહારોગીરે ભાઇ. સે. ૩૭
[1]જાતી સમરણ મુનિ દર્શનથી. ઊપજીયો એ આજો;
સર્વ ઓષધિ લબધિ થકીરે, જાણ્યો એ સહુ સાજોરે ભાઇ. સે. ૩૮
રોગ ગયો નીરોગીયોરે, રત્નમયી[રે] શરીરો;
શ્રાવક હૂવો સાચલોરે, ધરમ કરૈવૈ ધીરોરે ભાઈ. સે. ૩૯
જીવન ઘાતે ફલ નવી ખાયે, રાતી ભોજન ત્યાગો;
ચાલંતાં પચખાણ કરાયા, જાણીયો જેહવો રાગોરે ભાઇ. સે. ૪૦

---

૧–પૂર્વ ભવને પ્રત્યક્ષ કરાવનારૂં જ્ઞાન.

**રાઘવને**રે ભોલમણિ દીધી, રાહિજ્યો સેવામાંહિ;
સાહમીને વચ્છલપણેરે, પુણ્ય ઘણેરો પ્રાહિરે ભાઈ. સે. ૪૧
એમ કહી ઋષિ પાંગુરીયારે, તીરથ વંદન જાઈ;
**જિનમૂર્તિ** જૂહારતાંરે, અતિ રલીયાયત થાઇરે ભાઈ. સે. ૪૨
દેવ દીયો રથ જોતરેરે, બયસે **સીતા રામો**;
લખમણ હૂવાં સારથીરે, પંખી આગેં તામોરે ભાઈ. સે. ૪૩
ક્રીડા કરતાં સંચરેરે, પ્રબલ પુણ્ય પ્રભાવો;
**રામ** તિહાંહી અજોધ્યારે, મીલીયો એહ કહાવોરે ભાઈ. સે. ૪૪
ઢાલ તીસમીમેં કહિઓરે, પંખી પ્રશ્ન પ્રકારો;
**કેશરાજ** ઋષિ વાચકમેંરે, નહિ સંદેહ લિગારોરે ભાઈ. સે. ૪૫

### દૂહા.

લંકા પયાલાં રાજીયો, **ખર** નામા ભૂપાલ;
**સુર્પનખા** ઘર સુંદરી, સુંદર રૂપ રસાલ. ૧
શુભ વેલાં સુખકારીયા, જાયા નંદન દોય;
સંબૂક સુંદર સુહામણા, પામ્યા યૌવન સોય. ૨
માય-બાપને વરજતાં, દંડકારણ્ય માંહિ;
સૂર્યહાસ અસિ સાધિવા, **શંબૂક** થયો ઉચ્છાંહિ. ૩
હુણિસું વરજણહારને, વચન વદે અસરાલ;
અભિમાની માનેં ચઢયો, આણી પહૂંતો કાલ. ૪
ક્રૌંચરવાતીરેં અછે, ગહ્વર વંસ વિશેષ;
તિહાં રહી સાધન કરે. એકમનો અકિલેસ. ૫
એકાંતભુગ્ વિશુધ્ધાત્મા, જિતઇંદ્રિય બ્રહ્મચાર;
પગ બાંધીવડ સાખસું, અધોમુખો સુવિચાર. ૬

વરસ બાર દિન સાતસું, વિદ્યાસાધન સાર;
પ્રારંભીયો પરગટપણે, કિસિઉં કરે કિરતાર. ૭
વરસ બાર બહુલી ગયાં, ઊપર તો દિન ચ્યાર;
સીધીકે સીધી હિવે, વરતે વિદ્યા વાર. ૮
તેજ મહા સૂરજતણો, ગહ્વરમાંહિ જામ;
વિસતરીયો દીસે ઘણો, કુમરિ હરખિઓ તામ. ૯
ક્રીડાને તિહાં આવીયો, લખમણને ઉલ્હાસ;
સૂર્યહાસ[1]અસિ દેખીઓ, જાણે સૂર પ્રકાશ. ૧૦
ખાંડો લીધો હાથમેં, કાઢી શમેં સોય;
અપૂર્વ શસ્ત્ર વિલોકતાં, ક્ષત્રીને સુખ હોય. ૧૧
તાસ પરિખ્યા કારણે, આતુર હૂઓ ઈશ;
વંશ જાલિને વાહીઓ, શંબૂક કેરૂં શીસ. ૧૨
ઊતરિ પડીયો આગલે, ચિત્તસું ચિંતે રાય;
નિઃકારણ એ મારીયો, ફિરિ ફિરિ પિછતાય. ૧૩
ગહ્વરસેં જોવે જઈ, વડલાકેરી ડાલ;
દીઠો ધડ અવલંબીયો, તબ વલિઓ તતકાલ. ૧૪
રામ સમીપેં આવીયો, સંભલાવિયો વિરતંત;
ખાંડો મૂકયો આગલે, ભાખે રામ તુરંત. ૧૫

**ઢાલ, ૩૧મી બહિની જેહનો જેહસું રંગ—એ દેશી.**

હોભાઈ તે ઉપાય ઉઠાયો, જસ એ ખાંડો સો નર ચાંડો;
કે આયો કે આયોરે ભાઇ, તે ઉપાય ઉઠાયો. ૧

---

૧—તરવાર.

રાવણ ભગિની ચંદ્રનખાજી, વિદ્યાસિદ્ધી જાણી;
પૂજા–પાણી અન્ન અનોપમ, આણે અતિખર–
રાણી હો ભાઇ. તે. ૨
દીઠો ધડ મસ્તક જબ જૂવો, અયિ અયિ દેવ અકામો;
કીધું તેં અણશાચ્યો અધિકો, મૂરછાણી સા તામો હો ભાઈ. તે. ૩
થઈ સચેતન હા વચ્છ! હા વચ્છ! શંબૂક શંબૂક સોઈ કરતી;
પડતી[ને]અતિ આરડતી, મરોડે કર દોઇ હો ભાઇ. તે. ૪
[1]લક્ષ્મણવંતી લક્ષ્મણકેરી, પગની પંક્તિ દેખે;
મુજ સુત હંતા એ જાણેવો, રીસ ઘણી સુવિશેષે હો ભાઇ. તે. ૫
પગને ખોજાં ચાલી આવી. સીતા લક્ષ્મણ રામો;
નિરખી હરખી પરખી પદમની, રામ રૂપ અભિરામો હો ભાઇ. તે. ૬
કામ બાણસું વિંધી લીધી, ન રહી સૂધ લગારો;
ભૂલી નંદન આનંદ ઉપજિયો, કરિવાને ભરતારો હો ભાઈ. તે. ૭
કુમરી અમરીને અનુસરતી, ધરતી રૂપ રસાલો;
રામચંદ્રને પાસેં આવી, ઉભી સા તતકાલો હો ભાઈ. તે. ૮
પૂછે પ્રભુજી પદ્મની સેતી, કુણ અછો તુમ્હ ભાખો;
અટવીમેં એકાકી દીસો, શંકા કોઈ મતિ રાખો હો ભાઈ. તે. ૯
સા ભાખે હું રાજકુમારી, ઉપરનો મેં સોઉ;
નિદ્રાગત નર મુંવા સરીખો, અધિક અચેતન હોઉં હો ભાઈ. તે. ૧૦
એક વિદ્યાધર રૂપેં મોહ્યો, ઇહાં મુઝ લેઇ આયો;
એતલે [2]અપર ખેચર ચલિ આયો, ચાહે મુઝને છિનાયો હો
ભાઈ. તે. ૧૧

---

૧–લક્ષણયુક્ત ૨–બીજો.

મુઝને હેઠી મૂકી આપુણ, લડવા લાગા દોઈ;
લડતાં લડતાં દોઈ મુવા, કુવિસનથી ઈમ હોઇ હો ભાઈ. તે. ૧૨
એકાકી હું અબલા બાલા, ફિરૂં ઘણું ઉદાસી;
અબમેં પ્રભુજીના પગપામ્યા,આરતિ ગઇસબ નાશીહોભાઇ.તે. ૧૩
અબ મુઝ વ્યાહો વાર મ લ્યાવો, બાલપણાના ભોગો,
ભોગવણો સુખદાઈ પાછે, દોહિલો એહ સંજોગો હો ભાઈ. તે. ૧૪
પ્રભુજીએ પર્પંચ વિચારીઉં, મોટાંની મતિ મોટી;
*કપટ કુટી કલિકારી કામિની,એ સબ વાતેં ખોટી હો ભાઇ.તે. ૧૫
ધૂતાંકા ધૂતાએ ધૂર્ત્ત, ધૂતીને પકડાઇ;
કિમ દઈ નયણા સયણ વતાવે, માંહોમાંહિ ભાઇ હો ભાઇ. તે. ૧૬
**રામ** કહે મ્હારે એ નારી, બીજી કેમ ભરાયે;
વેંચી નિંદ ઉણીદો લેવો, સાંસાંમેં દિન જાયે હો ભાઈ. તે. ૧૭
પૈલો છડો છટંક દેખાયે, કરિસે તાહુરો વ્યાહો;
જેહને નહીં તેહને આતુરતા, મનમાંહિ અતિઉમાંહો હો ભાઈ.તે.૧૮
પ્રાર્થના **લખમણસું** કીધી, લક્ષમણ કહિયે ભલેરી;
માય હમારી પ્રભુ પ્રાર્થીયા, ભાભી મ કહીશ ફેરી હો ભાઈ. તે. ૧૯
યાચના ભંગથકી રીસાંણી, રિસાંણી સુત માર્યા;
આવી સ્વરસું ખરી પુકારી, રીસ ઘણી વિસ્તાર્યા હો ભાઇ. તે. ૨૦

---

* કિસો નિપુણસું નેહ, નીચસું કિસો ભલપણ,
કિસો ખારમેં મેહ, કિસો આંધાકાર કદપ્પણ;
કિસો નારિસું વાસ, કિસો ફાગણમેં વૂઠો,
કિસો કુકરકો સાદ, કિસો કિરપણકો તૂઠો.
મહિલા મિત્ત ન કીજીયેં, રાજા મિત્ત ન જાણીયે;
ગુણગુણ રત્ન કરંડહુય, નિજ મુખવિન વખાણીયેં. ૧

[1]ચવદ હજાર ખરાદિ ખેચર, સંવાહ્યા તિંહિવારેં;
આય ગયા તે વાત કરંતાં, ઊઠે રામ જિવારેં હો ભાઇ. તે. ૨૧

**લખમણ** ભાખે દેવ ! દયા કરી, બયઠા રહો તુમ્હ આપો;
મુઝ ઊઠયાં એ નાઠા દેખો, પુણ્ય થકી જિમ પાપો હો ભાઇ. તે. ૨૨

જાઓ વેગા વૈરી જીતો, જો જાણો એ ત્રાસો;
સિંઘનાદ નિજ મુખથી કીજયો. હું છું થારે પાસો હો ભાઇ. તે. ૨૩

ધનુષ બાણ લેઇ પગાં લાગી, **લખમણ** ચાલ્યો જામો;
ખેચર ખેત્ત ખરાદિ સૂરા. મંડિઓ અતિ સંગ્રામો હો ભાઇ. તે. ૨૪

ગુરૂડ તણેં આગે જિમ [2]અહિવર, તિમ તે ખેચર ભાજે;
અરણ્યમાંહિ અટલ એકલો, **લક્ષ્મણ** વીર વિરાજે હો ભાઇ. તે. ૨૫

પૂઠિ રાખવા **રાવણ** આગેં, ભગિની જાઈ પુકારી;
**રામસુ લક્ષ્મણ** દંડકારણ્યમેં, આયા છે અધિકારી હો ભાઈ. તે. ૨૬

વિદ્યા સાધન કરતો વીરો, મારિ લીયો એકાજો;
લક્ષ્મણ સું ખરદૂષણ અડીયા, જૂડીયા છે જઇ આજો હો ભાઈ. તે. ૨૭

લઘુભાઈના બલથી બલીયો, બલીયો આપ અપારો;
બે પરવાહી વરતે ડરતો, નાણે મનહિ મઝારો હો ભાઈ. તે. ૨૮

**સીતાસું** સુખ માને સ્વામી, **સીતાનો** અતિ રૂપો;
નારી સઘલ્યાંહી શોધ્યાંથી, સીતા રૂપ અનૂપો હો ભાઈ. તે. ૨૯

તીન લોકની નારી જેતો, તે તો જોઇ વિમાસી;
એક એકથી ઓપમ અતિ પિણ, **સીતા** આગેં દાસી હો ભાઈ. તે. ૩૦

---

૧–ચૌદ, ૨–સર્પ–મોટા સર્પ

પગ-નખ નખની શિખા વખાણત, [1]સુરગુરૂ પાર ન પાવે;
વાંણી એક વખાણુ ઘણેરો, મોપે કહિઓ ન જાવે હો ભાઇ. તે. ૩૧
સાયરે અંત જે પૃથ્વીમાંહિ, રત્ન જિકે છે જાચા;
તેતો બંધવ સઘલા થારાં, સ્વામીપણાથકી સાચા હો ભાઈ. તે. ૩૨
પુષ્પક નામઈ બયસિ વિમાને, આણો આણી આસો;
વદન વિલોકી કોકી મુઝને, દેસ્યો સહી સાબાસો હો ભાઈ. તે. ૩૩
ઢાલ ભલીએ એકતિસમી, **રાવણ** માંડયા કાંનો;
**કેશરાજ** હોતા રથ બલીયો, આયો તસ [2]અવસાનો હો ભાઇ. તે. ૩૪

## દુહા.

વીતરાગ ઉપદેશમેં, ચ્યાર પ્રકારેં ધર્મ;
દાન-શીલ-તપ-ભાવના, સાધેવા [3]શિવ-શર્મ. ૧
ચિત્ત-વિત્ત અનુસારથી, દિયાં દાન કહિવાય;
તપ તો કાયા શોષવી, ભાવે ભાવના ભાય. ૨
શીલ પાલવો દોહિલો, નહિ સોહિલો લિગાર;
ચંચલ ચિત્ત થિર રાખણો, ચલવો ખાંડાધાર. ૩
વાય ભરેવા કોથલો, તિરવા ઉદધિ અપાર;
સાચો સાપ ખિલામણો, પાલેવો આચાર. ૪

## ઢાલ, ૩૨મી. પદકી-દેશી.

### જીવરે તું શીલતણો કર સંગ.

અવર રંગ સબ કારિમારે, એહ કરારી રંગ. જી. ૧
[4]આગિથકી જલ ઉપજેરે, સાપથકી વરમાલ;
વાઘ ફિરિ હુવે હિરણોરે, અશ્વપણો લહે વ્યાલ. જી. ૨

૧-બૃહસ્પતિ. ૨-અંત-વિનાશ. ૩-મોક્ષ સુખ. ૪-આગ-અગ્નિ.

પરવત હોવે પાણહીયોરે, વિષથી અમૃત હોય;
વિઘન થાને ઉચ્છવ ઘણારે, દુરજન સજ્જન જોય. જી. ૩
સાયર ગામ-તલાવડીરે, અટવી નિજ ઘર બાર;
બુરાતિકે ભલપણ ભજેરે, શીલતણા ઉપગાર. જી. ૪
પડહો જગ અપજશતણોરે, ગુણ-વન દેણી આગિ;
ચારિતને જલાંજલીરે, તપ-જપ જાયે ભાગિ. જી. ૫
સાહિ સર્વાપદતણીરે, કાલો કરણો ગોત;
દ્વાર દિવડાવે સ્વર્ગનારે, શીલ વિના ઇમ હોત. જી. ૬
પાવ ધરે નર જેટલારે, પરનારીને હેત;
બ્રાહ્મણ મારે તેતલારે, સાખિ અપરમતિ દેત. જી. ૭
નિજરજ મેલો નિજરનોરે, હોવે જેતી વાર;
પલક પલક પલ્યોપમેંરે, વસવો નરગ મઝાર. જી. ૮
કુસમેં નારી નિરખતાંયે, બ્રહ્મહત્યાનો દોષ;
લાગે લંપટીને ઘણુંરે, પાપતણો એતો પોષ. જી. ૯
રાજદંડ અતિ આકરોરે, ઓર કરે નુકશાન;
આઈ વિણ મરવો સહીરે, ન વધે કોઇ વાન. જી. ૧૦
આંખિ ઉણી દોનીં દખયરે, ક્ષણ ક્ષણ ખીજે દેહ;
*ચંદ રહે નિત બારમોરે, જેહનો પરઘર નેહ. જી. ૧૧
લાલ ગયાં નિરલજપણોરે, કુકરકેરો નામ;
પગ પગ માથો ટાંકણોરે, શીલ વિના એ કામ. જી. ૧૨
શીલવતી **સીતા** સતીરે, વસુધામેં વિખ્યાત;
શીલ ન લોપે સુંદરીરે, નિસુણો એ અવદાત. જી. ૧૩

---

*આપો ધુલેમે લીયો, સયણા દીધી છાર;
ચંદો વલીયો તે બારમો, જિણ જોઇ પરનાર.

બયસી વિમાને ચાલીયોરે, રાજા **રાવણ** તાંમ;
દંડકારણ્યે આવીયોરે, બયઠા દીઠા **શ્રીરામ.** જી. ૧૪
આઘા પાવ પડે નહીંરે, નવિ લોપાયે કાર;
વાઘ ન આવે [૧]આસનોરે, દેખિ આગિ અપાર. જી. ૧૫
**સીતા** તો લેવી સહીરે, રામ છતાં ન લેવાય;
આગે [૨]હરિ પાછે [૩]તટીરે, શોચ ઘણો તબ થાય. જી. ૧૬
વિદ્યા તો અવલોકિનીરે, સમરી તબ આવંત;
કર જોડી આગલ રહીરે, પ્રભુજી સુખ પાવંત. જી. ૧૭
સાહુજ કરિ તું માહિરોરે, પામું સીતા આજ;
ફિરિ ગયાં પાંચાં વિષેરે, હું પામું અતિ લાજ. જી. ૧૮
વિદ્યા કહે રઘુજી છતાંરે, કીધાં કોડિ કલ્પાપ;
હાથ ન આવે જાનકીરે, સુરપતિ આયાં આપ. જી. ૧૯
**લખમણ** લડવાને ગયારે, રામ કીયો છે સંકેત;
સિંહનાદ તુઝ સાંભલ્યારે, આયો દેખે ખેત. જી. ૨૦
સિંઘનાદને હું કરૂંરે, **રાઘવ** ઉઠી જાય;
**સીતા** લેતાં સોહિલીરે, ભાખિઓ એ ઉપાય. જી. ૨૧
નાદ સુણી પ્રભુ ચિંતવેરે, એ છે કોઈ પરપંચ;
**લખમણ** તો હારે નહીંરે, સંકટનો સ્યો સંચ. જી. ૨૨
માચી મજાયો એહવોરે, જીતે **લખમણ** સાથ;
ખરતો કૂટેવો ખરોરે, એમ કહી રઘુનાથ. જી. ૨૩
વારૂંવાર વદે ખરીરે, **સીતા** આણી સનેહ;
**લખમણ** સંકટમેં પડયોરે, નાદ કરે છે એહ. જી. ૨૪

---

૧-પાસે. ૨-સિંહ. ૩-નદી.

કંત કહે સુણ કામિનીરે, હમને તારો શોચ;
અટવીમેં તજિ એકલીરે, આપ ગયાં આલોચ. જી. ૨૫
અબહી જઈ ફિર આવજ્યોરે, કરિ બંધવની સાર;
આયો છું ઇમ સાંભલીરે, ઝૂઝે અતિહિ ઝૂઝાર. જી. ૨૬
કાંઈક સીતા પ્રેરણેરે, કાંઇએક સુણીયો નાદ;
ધનુષ–બાણ કરમેં ગ્રહીરે, ઉઠયા ધરિ અહલાદ. જી. ૨૭
વારિઓ તો શકુને ઘણારે, ચાલિઓ જાય સરોસ;
*ન મિટે છે ભવિતવ્યતારે, દઇવ ન દેણો દોસ. જી. ૨૮
પીછે રાવણ આવીયોરે, રોવંતી અસરાલ;
સીતાકુ લેઈ ચલ્યોરે, દીઠો રૂપ રસાલ. જી. ૨૯

माघ वदि ८ दिने सीता अपहरणम् ।

તાંમ જટાયૂ પંખીઓરે, જાઇ મિલીયો ધાય;
રોસ ભરી નખ અંકુશેરે, તાસ વિલૂરે કાય. જી. ૩૦
વરજ્યો પિણ માને નહીરે, તામ સુરીસાણો રાય;
કાપી નાખી પાંખડીરે, પડયો ધરતી આય. જી. ૩૧
શંક ન માને કોઇનીરે, બયઠો જાય વિમાન;
એહ મનોરથ માહિરોરે, પૂર્યો શ્રી ભગવાન. જી. ૩૨
હા! સુસરા દશરથજીરે, જનક જનક કહે તાત;
હા! લક્ષ્મણ હા! રામજીરે, હા! ભામંડલ ભ્રાત. જી, ૩૩

---

* યા ટાલતહૈ નર રેખ ટલૈ નહી, જાનકીનાથ વિયોગ દીયો હૈ,
વિક્રમ વાયસમાંસ ભખ્યો, નમતિ હરિચંદ ભયો હૈ,
કીચક કંદનિકંદ મહાબલ, લંકપતિ રિધિ છાંડી ગયો હૈ

lસચાંણો જિમ ચિડકલીરે, [1]વાયસ [2]બલિને જેમ;
એ કોઈ મુઝને ગ્રહીરે, લેઈ જાવે એમ. જી. ૩૪
આવો કોઈ ઉતાવલોરે, શૂરો જે સંસાર;
રાક્ષસથી રાખી લીયોરે, કરતી જાય પુકાર. જી. ૩૫
**અર્કજટીનો** જાઈયોરે, **રત્નજટી** ખગ એક;
રોજ સુણી **સીતા**તણોરે, મનમાંહિ કરે વિવેક. જી. ૩૬
ભગની **ભામંડલ**તણીરે, **રામચંદ્રની** નારી;
**રાવણજી** છલ કેલવીરે, લેઇ ચાલિઓ અપહારિ. જી. ૩૭
**ભામંડલના** પક્ષથકીરે, **રત્નજટી** તરવારિ;
સંવહી સાંમ્હોં હુવોરે, રાવણજી તિહિવારિ. જી. ૩૮
મૂલકાણો મનમેં ઘણોરે, કરે કિસું એ રંક;
વિદ્યા સઘલી હય હરીરે, લીધી તાસ નિઃશંક. જી. ૩૯
પંખ વિહૂણો પંખીયોરે, હોવે તિમ એ દેખિ;
છોટા મોટાસું અડયાંરે, પાવે દુઃખ વિશેષિ. જી. ૪૦
કંબૂદ્વીપે કંબૂગિરેરે, ગીરતો ગીરતો તેહ;
કરતો અધિકા ઉરતોરે, આયો ધરતી છેહ. જી. ૪૧
આપૂણમેં અલ્લોલમેંરે, સાયર ઉપરિ સાંઇ;
કરે ઘણું સમજાવણીરે, સમજાવોને તાંઇ. જી. ૪૨
ભૂચર ખેચર રાજીયારે, સયલનમેં હુમ પાય;
અછું ત્રિખંડનો ધણીરે, ઇંદ્રિ આપ ગુણ ગાય. જી. ૪૩
કરિ થાપું પટરાગિનીરે, મહિમા અધિક વધાય;
રોવે મતિ રહે રંગમેરે, સુખમેં દુઃખ ન ખમાય. જી. ૪૪
કરતા કોપિઓથો ઘણોરે, હેત કિસેં ખુણસાય;
ભાગહીણા તિણ રામનેરે, દીધી ગયલ લગાય. જી. ૪૫

---

૧-કાગડો. ૨-બળિદાન.

કાગગલે કંચનતણીરે, માલા ભલી ન દેખાય;
*સરખાંને સરખો મિલ્યારે, આવે સહુની દાય. જી. ૪૬
માનો મુઝને પતિપણેરે, હોઈ રહું તુમ્હ દાસ;
મુઝ માન્યા સહુ માનસીરે, આણી તુમ્હારી આસ. જી. ૪૭
નિજર ન ઉંચી સા કરેરે, દિઈ ન અપૂટો જાણ;
અક્ષર દોના ધ્યાનથીરે, આણી રહી અતિ આણ. જી. ૪૮

---

* ઘટા અતાઘરરાટ સુઘન ઘન વરસત બહુ બહુ,
દામનિ ચિહું દિસ દમક દિસા દિસ બોલત દાદુર;
અતી હે અંધેરી રેઐણુ વયણુ વિહ કહું સુંણીયે,
પાવત અત અપાર ભોગ ભાંને નર દુનીયેં.

તિહ સવથ મુઝ મન તું આનવ વસી,
રસી રસાયણુ રતીયાં;
સંભોગ ભોગ સુખ દાયણી,
વિધ-વિલાસ બહુ વતીયા. ૧

* વેહે સુંદર રૂપ અનૂપવતી મનું,
પૂનમચંદ્ર પ્રકાશ કીયો ભલકંત હૈ;
નયણુ ભલા ભલ વીજલ સાર,
રેખ સુધાર દીયો વહૈ.
કામકે બાણુકે ડાંણુકે ડાંણુ છુટે,
ધરા ભરત રગ પ્રવાલ કીયો;
પિક પાયક લાયક પ્રેમવતી,
માનુ રાજ વસંત કુદાલ ટલિયો. ૧

* નેહ સ્નેહી વાતડી, કર કર હાસ કરંત;
હાવ ભાવ રાવણુ કરે, સંગ મુઝસેં જ રમંત. ૧

**વિંધિઓ મનમથ** બાણસુંરે, આરતિ અતિ મનમાંહિ;
**ઉઠીને** પગ લાગીયોરે, વિષહી વિહ્વલ પ્રાંહિ. જી. ૪૯
**લંપટ લલચાવે** ઘણુંરે, તો કાં ન કરે પ્રાણ;
અણઈચ્છંતી નારિનારે, પહિલી છે પચ્ચખાંણ. જી. ૫૦
સીતા પગ ખાંચી લીયોરે, છિવિઓ નહીં શિર તાસ;
પર પુરૂષાને આભડયાંરે, થાયે શીલ વિણાસ. જી. ૫૧
**દેવલની** ધ્વજ સારિખીરે, પતિવ્રતા કહિવાય;
**હોય** અપૂઠી વાયસુંરે, આપે અલગ પુલાય. જી. ૫૨
સીતા તસ કોશો ઘણુંરે, રે નિર્લજ નરેશ!
મુઝ આંણ્યાથી તાહરીરે, વિણઠી વાત વિશેષ. જી. ૫૩
સારણાદિક તો ઘણારે, મંત્રી ને સામંત;
સામ્હા આવ્યા સાદરારે, પ્રભુને શિર નામંત. જી. ૫૪
નગરીની શોભા કરીરે, ઉચ્છવનો અધિકાર;
નાર નિરૂપમ લાવીયાંરે, મુખ મુખ જય જયકાર. જી. ૫૫
લંકાથી દિશી પૂર્વેરે, દેવરમણ ઉદ્યાન;
રક્તાશોક તલે જઈરે, બયસાવિ સા આણ. જી. ૫૬
રામ અને લક્ષમણતણીરે, જબ લગ ન લહું ખેમ;
તબ લગ મુઝને છે સહીરે, ભોજન કેરો નેમ. જી. ૫૭
રખવાલી તો **ત્રીજટારે**, આરક્ષક પરિવાર;
મૂકી મંદિર આવીયોરે, ભોગ ઘણો છે ભાર. જી. ૫૮
ઢાલ ભલિ બત્તીસમીરે, રાવણને ચિત્ત ચાવ;
**કેશરાજ** ઋષિજી કહેરે, આગે લાવન સાવ. જી. ૫૯

ઇતિશ્રી ઢાલ બત્રીશમાં રામયશોરસાયને, દ્વિતીયોધિકાર:

## તૃતીય અધિકારઃ



### દુહા.

વાગ વાણી વરદાયની, કવિજનકેરી માય;
મયા કરીને મુઝભણી, સુમતિ દીજ્યો સુખદાય. ૧
**રામ** ચલી ઉતાવલા, આયા લખમણ પાસ;
રણરંગે રમતો ખરો, દીઠો સો ઉલ્લાસ. ૨
**રામ** પ્રતે **લખમણ** કહે, તુમતો કીયો અકાજ;
અટવીમાંહિ એકલી, **સીતા** મૂકી આજ. ૩
**રામ** કહે તેં તેડીયો, હું આયો અવધાર;
સો કહે મેં નવિ તેડીયા, એ પરપંચ વિચાર. ૪
ફિરિ જાઓ ઉતાવલા, મતિ કો વિણસે કામ;
પીછેથી હું આવીયો, જીતીયો છું સંગ્રામ. ૫
વેગિ વેગિ વાટેં વહી, રામ પધારે જામ;
નિજર ન દેખે જાનકી, મૂર્છાણા પ્રભુ તામ. ૬

**ઢાલ, ૩૩ મી. ઘડી દોઈ લાલ તમાકુ દો—એ દેશી.**

**શ્રીરામે** નારિ ગમાઇ હો, ઇતઉત ઢુંઢત ભોલત વનમેં;
સા નવિ દિયે દિખાઇ હો, શ્રીરામે નારિ ગમાઇ હો. ૧
સંગ્યા પામી અંતરજામી, આગેં આવી ધાઇ હો;
પાંખ વિહૂણો પંખી પડીઓ, દીઠો ઉપરી આવી હો. શ્રી. ૨
પંખીડે દીઠો નર કોઇ, નારી લીધાં જાઇહો;
પૂઠિ હુવાંથી પાપી પુરૂષેં, નાખ્યો છે એ ઘાઇહો. શ્રી. ૩
શ્રાવક જાણી જાણી સહાઇ, પ્રભુ ઉપગાર કરાઇહો;
શ્રીનવકાર અપાર અનોપમ, દીધો તાસ સુણાઇહો. શ્રી. ૪

મંત્ર પ્રસાદે સ્વર્ગ ચતુર્થે, સુરની પદવી પાઇહો;
સંગતથી પંખી ઉધરીયો, સંગતથી સુખ થાઇહો. શ્રી. ૫
ઉંચો દેખે નીચો દેખે, પાંસ ન કોઇ સખાઇહો;
સંચલ જાણી આસા આંણી, ધાઈ રહે પિછતાઇહો. શ્રી. ૬
**લખમણ** સાથે સ્વર ખેચર સો, માંડે તાંમ લડાઈહો;
ત્રિશિર લઘુભાઈ ખર રાખી, આપ કરે અધિકાઇહો. શ્રી. ૭
રથ બયસીને **લખમણ** સાથેં, ઝૂઝતણી વિધિ ઠાઇહો;
**લખમણ** વીરે મારી નાખ્યો, પહિલી એહ વધાઇહો. શ્રી. ૮
**લં**કા પયાલાં કેરો સ્વામી, **ચન્દ્રોદય** સુત સોઇ હો;
નામેં વિરાધ સબલ દલ સાજી, આણી સહાઇ હોઈ હો. શ્રી. ૯
સેવક સોઈ આડો આવે, કામ પડ્યા નહિ કાચો હો;
લખમણ સાથે વિરાધ વદેરે, સેવક છું હું સાચો હો. શ્રી. ૧૦
છાપ હણીને લંકા લીધી, રીસ ઘણીએ આગે હો;
સ્વામી કારજ વૈર બાપનો, જગમાંહિ જસ જાગે હો. શ્રી. ૧૧
તુમ્હ આગે એ કીટ પતંગા, ભૃત્યપણો હું ભાખું હો;
દિઓ આદેશ વિદેશ બતાઓ, રણ અખચાયત રાખું હો. શ્રી. ૧૨
[1]ઇષત હસી **લખમણજી** બોલે, સ્યું રે સહાયે શૂરા હો.
આપ બલે બલવંત કહાવે, પરબલ નિત્ય અધૂરા હો. શ્રી. ૧૩
જેઠો બંધવ **રામ** નરેસર, દુઃખિત જન પ્રતિપાલૂ હો.
દેશે તુઝને રાજ તુમ્હારો, શત્રુકંદ કુદાલૂહો; શ્રી. ૧૪
**દેખી વિરાધ** વિરોધી ખરતો, બોલીયો રોસ પ્રકાશી હો;
**શંબૂક** હંતા સાહિજ એહને, ઉવરીયો વનવાસી હો. શ્રી. ૧૫

---

૧—જરી—સ્વલ્પ.

**લખમણ** કહે ખર મતિ ભૂંકે, નંદન ત્રિસરો ભાઈ હો;
ઉણહી પંથે તોહિ ચલાવું, તોરે સુમિત્રા માઈ હો. શ્રી. ૧૬
મારિઓ કે મારિઓ મેં મૂરખ, જીભતણી સુભટાઇ હો;
કરિ પ્રગટો પ્રૌઢો પખપાતી, લીજે તાસ બોલાઇ હો. શ્રી. ૧૭
એમ કહંતો નટ જિમ નાચે, બાણે અંબર છાઈ હો;
બાણ ખુર પ્રખર શિર છેદે, અવર રહ્યાં મુંહવાઈ હો. શ્રી. ૧૮
**દૂષણ** દલ લેઈને દોડયો, તે પિણ મારી લીધો હો;
અપૂણ કીધું આપસ માર્યો, અવરાંસું જસ ન દીધો હો. શ્રી. ૧૯
લેઇ સાથ **વિરાધ** વદીતો, ઉમગ્યો ઉમગ્યો આવે હો;
એતલે [૨]વામો નેત્ર ફરૂકીઓ, તામ અસાતા પાવે હો. શ્રી. ૨૦
અલગાંથી દીઠો અલવેસર, અટવીમાંહિ ભમંતો હો;
નારી વિયોગી જોગી જેહવો, [૩]આરતિમાંહિ રમંતો હો. શ્રી. ૨૧
લહી વિખવાદ વિચાર વિશેષે, એ તો મેં ધુર જાણી હો;
અટવીમેં એકાકી વસતાં, રામ ગમાવી રાણી હો. શ્રી. ૨૨
લખમણ આગે આવી ઊભો, રામ ન સામ્હો જોવે હો;
*વિરહ સાલ એ અવસરિ સાલે, નભને સામ્હો હોવે હો. શ્રી. ૨૩
[૪]પાનપાન કરિકે વન શોધ્યો, નારી નયણે નાવી હો;

---

* યતઃ—કિહાં વસો દીસો નહીં, સજનીયાસું પ્યાર;
મિલણેકા શાંસા ભયા, મિલતે સો સો વાર.
મિલતે સો સો વાર, વાત સુખ દુઃખકી કહિતે,
મિલો નહીં ઇક વાર, રાતિ દિન કઠે રહિતે.
સો તુમ્હ રહે વિસાર, નયણ તુમ્હ દેખત હારે;
ભણે **ગંગ** ગુણવંત, કિહાં તુમ્હ વસો પિયારે. ૧

---

૨—ડાબો. ૩—દુઃખ ૪—દરેક પાંદડે.

વનદેવી તુમ્હે વનવાસિની, દિઓ છો કચ્યું ન બતાવી હો. શ્રી. ૨૪
તુમ્હ ભરોસે નારી મૂકી, હું તો કામ સિધાયો હો;
કાંમ ન કીધો નારિ ગમાવી, જગ અપજસ બોલાયો હો. શ્રી. ૨૫
ભાઈ ભરતેં રાગેં મૂકીયો, ત્રિય રખવાલી કામે હો;
આયોથો સો એક ન હૂઈ, ઉંધું દીઠો રામે હો. શ્રી. ૨૬
રાજભાર દેવા નવિ દીધો, ધન હૈ કેકયી માતા હો;
*નારિ ન રાખિ શકયો નર નિસતો, તો કિમ રાજ્ય રખાંતા હો. શ્રી. ૨૭
*એમ કહેતો રામ નરેસર, ધરણી પડીઓ ધસકાઇ હો;
રામ દુઃખે પશુ-પંખી દુઃખીયા, ઉભા આગે આઇ હો. શ્રી. ૨૮
લખમણજી કર શીતલતાઈ, બોલે આવો આગે હો;
આપ કરો છો કાર્ય કિસુંએ, સહુને ભૂંડું લાગે હો. શ્રી. ૨૯
ભાઈ તુમ્હારો હું જીતી આવ્યો, ખરનો કંદ નિકંદી હો;
વચન-સુધારસસું સિંચાણો, લહે સંગ્યા આનંદી હો. શ્રી. ૩૦
દેખે લક્ષ્મણ ઉભો આગે, ઉઠી મિલીયો સાંઇ હો;
આપે દો મિલિ ત્રિયા નરખાણી, હરખાણી ઉવામાઇ હો. શ્રી. ૩૧
ઓદસ્તુ સો મંત્રી ભાખે, પ્રભુ! એ આરતિ માણો હો;
નાદ ભેદ કરીને કિણ એક, સીતા લીધી જાણો હો. શ્રી. ૩૨
તેહના પ્રાણ સંઘાતે સીતા, વચગી પાછી આણું હો;
તો તો લખમણ નામ હમારૂં, નહીં તો જૂઠ થયાણું હો. શ્રી. ૩૩
વીર **વિરાધ** ખરો હિવ મિલીયો, આયો બોલ દારૂ હો;

---

* ખાવનકું વનફલ સહી, ઉઠણકું વનપટ;
એસે સીતા પરહરી, વીપતમાંહે વીપત.
* એ એ મોહ નરિંદકી રાજધાની,
જગતમઈ તીનહી લોક હરાયો;
મોહ તે સુરીસ જયાં.

લંક પયાલેં પ્રભુ થિર થાયો, વચન પાલે જિમ વારૂ હો. શ્રી. ૩૪
સીતા ખબર કરેવા કારણ, ભટ મોકલીયા ભારી હો;
વીર **વિરાધ** ઘણું ઝલકૂલીયો, અવસર સેવા પ્યારી હો. શ્રી. ૩૫
સુભટ સહુ પૃથ્વી ફિરિ આયા, સીતા ખબર ન પામી હો;
[1]અધોમુખા ઉભા પ્રભુ આગે, બતલાવે તબ સ્વામી હો. શ્રી. ૩૬
દોષ ન કોઉ સેવક જનનો, ઉદ્યમનો અધિકારી હો;
પ્રભુનું દશાયે કારિજ ન સરે, સુદશા કાજ સુધારી હો. શ્રી. ૩૭
વીર **વિરાધ** પ્રભુ પગિ લાગિ, અરજ કરે અનુરાગી હો;
ખાપીયાયાં દોડું દહ દિશિ, કારિજ કેડેં લાગી હો. શ્રી. ૩૮
વીર **વીરાધ** સબલ દલ સાથેં, **રામ સુલખમણ** દોઇ હો;
લંક પયાલેં ચાલી આયા, ખબર લહે સહુ કોઈ હો. શ્રી. ૩૯
સ્તરનો નંદન **શંબૂક** ભાઇ, સુંદ નરેસર આપ હો;
સામ્હેં આવી ખેત ઝડાવી, હાથિ ગ્રહ્યાં શર–ચાપ હો. શ્રી. ૪૦
વીર **વીરાધ** શિષેં લડેંવેં, વારૂં વેરજ વાલે હો;
કિહાં હયથી કાં રથ પાયક, લોગ–વચન સંભાલે હો. શ્રી. ૪૧
**રામ સુલખમણ** દેખી સનમુખ, **સૂર્પનખા** સુત લેઇ હો;
**રાવણ** પાસે પધારી પાપણિ, ઘરનો ચઉડ કરેઇ હો. શ્રી. ૪૨
વીર **વિરાધ** તિહાં થિર થાપ્યો, આરતિ સઘલી ટાલે હો;
મોટાની મોટી મતિ મોટી, મોટો બોલિઓ પાલે હો. શ્રી. ૪૩
**રામ સુલક્ષ્મણ** ખરને મહિલેં, વસીયા આપ વિરાજે હો;
યુવરાજા જિમ વીર વિરાધજ, **સુંદ** ઘરેં સુખ સાજે હો. શ્રી. ૪૪
ઢાલ ભલી એ તીનતીસમી, વીર **વિરાધ** વધાયો હો;
**કેશરાજ** ઋષિરાજ કહેરે, રાજ ગયો બોહોડાયો હો. શ્રી. ૪૫

---

૧–નીચાં મુખ કરી ઉભા રહ્યા.

## દુહા.

૧અંતારિણી વિદ્યા મહા, હેમવંત ગિરિ જાય;
સાહસ ગત સાધી સહી, તબહી આયો ધાય. ૧
પુરી કેકિંધા આવીયો, કરિ સરિખો સુવિલાસ;
ગતિ-મતિ-વાણી વિચારવે, બીજો રવિ આકાશ. ૨
તારાનો અભિલાષીયો, આતુર થયો અપાર;
રૂપ ધરે સુગ્રીવનો, ન કરે કાંઇ વિચાર. ૩
ક્રીડા કરવા કારણે, વનમેં ગયો સુગ્રીવ;
એ ઘરમેં ચલિ આવીયો, અવર લહી અતીવ. ૪
તામ ધણી ઘર આવીયો, રોકાંણો દરબારિ;
ઘરમેં છે સુગ્રીવજી, વાત પડી સુવિચારિ. ૫
દો સુગ્રીવ વિચારતાં, વાલિતણો તો પૂત;
કાકી ઘર તાલા જડે, રાખેવા ઘરસૂત. ૬
**ચંદ્રરશ્મિ** રલીયામણો, યુવરાજા જયવંત;
વાલી વીરનો જાઇયો, અબલ પ્રબલ નહિ અંત. ૭
આવીને ઉભો રહ્યો, આગો કોઇ ન જાય;
ખેદી બાહિર કાઢીયો, બલીયાંથી ઇમ થાય. ૮

## ઢાલ ૩૪ મી સુરતકી દેશી.

તારા પરતખ મોહની, તારા અધિક રસાલ;
તારા સુગ્રીવ સોહની હો, તારા અતિ સુવિશાલ;
તારા તારારૂપ અનૂપ તારા, તારા મોહ્યા ભૂપ તારા,
તારા હો મોહનવેલિ તારા, તારા કોમલ-કેલિ તારા. ૧

૧-ઠગવાની વિદ્યા.

ચવદા [1]અક્ષોહણીનો ધણી, રાજા શ્રીસુગ્રીવ;
પાર નહીં પ્રભુતાતણો હો, સાહિબ આપ સદીવ તારા. ૨
એકણ ડાંગે મારીયેં, સાચા જૂઠા દોઇ;
ગ્યાંન વિના નિશ્ચય નહીં હો, લોગાંથી સું હોઇ તારા. ૩
સાચો મિલસે સાચને, જૂઠો જૂઠે જોઇ;
જૂઠતણી જડ ઉથલી હો, જઇ સુસતાવે કોઇ તારા. ૪
હંસ અને બગ ઉજલા, લોગાં એક પ્રસંસ;
ખીર નીરને પારખે હો, બગ બગ હંસહિ હંસ તારા. ૫
કાચ અને મણિઊ સારિખા, લોગા એકહિ વાચ;
પિણ પારખીયાં આગલેં હો, મણિ મણિ કાચહિ કાચ તારા. ૬
કાગ અને તો કોકિલા, વરણે એગ સોહાગ;
માસ વસંત વિરાજીયા હો, પિક પિક કાગહિ કાગ તારા. ૭
મંત્રીને પંચાં મિલી, નેવડીયો એ ન્યાય;
સાત સાત અક્ષોહણી હો, દોઈ પક્ષે થાય તારા. ૮
દોઇ લડો આપ આપસેં, સાચાં દેવ સહાય;
જૂઠો નાસી જાયસી હો, સહુને આવી દાય તારા. ૯
ખેત બૂહાર્યો મોકલો, ઊભા હોઈ આય;

---

[1]—અક્ષોહિણી એક માન ગજ ઇકવીશ હજાર,
આઠસેં સિતર ગજહી રથ ઇકિવીશ હજાર,
આઠસેં સિતર સજહી.
એક લાખ ને નવ હજાર નર સુભટ સુભાયક,
તિસ ઊપરિ તિનસેં, અધિક પંચાસ સુપાયક,
સોઝે તુરંગ પેંસઠિ સહસ છૈસેં અધિક દશ ઓર લીયે.
ઈહ વિધિ અભંગ દલ અક્ષોહણી પરિમાણ કીયે.

લોગ લડ્યા આયાપણા હો, ઝગડો તો ન મિટાય તારા. ૧૦
લોગ ના ચાહે નારિને, ચાહે એ દો તાઈ;
કોઈ મરો કોઇ જીવો હો, લોગાં લાગે કાંઇ! તારા. ૧૧
તબ દોઇ સુગ્રીવજી, લડિયા શસ્ત્ર ઉપાડિ;
ખાંતિ ન રાખી ખેલ દવે હો, તોહિ ન મિટી રાડી તારા. ૧૨
દોઈ તો સમતોલજી, દોઇ વિદ્યાવંત;
દોઇ ખેચર તો ખરા હો, દોઇ તો મયમંત તારા. ૧૩
હાથીસું હાથી અડે, સિંહ સાથ તો સિંહ;
સાપેં સાપ મિટે નહીં હો, શૂરેં શૂર અબીહ તારા. ૧૪
**સુગ્રીવેં** સંભારીયો, હનુમંત આયો ચાલિ;
જૂઠો સુગ્રીવ કૂટીયે હો, ન શકે ઝગડો ટાલિ તારા. ૧૫
**સુગ્રીવ** ચિત્તસું ચિંતવે, સાચો એ તો સોચ;
કેહને તજે કેહને ભજે હો, લોગાં એ આલોચ તારા. ૧૬
**વાલિ** હુંતા બલવંતજી, જગ જસ જાચો જોર;
સોતો હૂવા સંયમી હો, ભડગ રહ ગયા ભોર તારા. ૧૭
**ચંદ્રરશ્મિ** બલીયો ઘણો, મરદમેં મરદાન;
ખબર ન લાધે એતલી હો, કુણ નિજ કુણ છે આન તારા. ૧૮
**દશકંધર** છે દીપતો, લંપટિમાંહિ ગિણાય;
વાત સુણ્યાં હણી રોઇને હો, તારા લીયેં બોલાય તારા. ૧૯
એતાદશ સંકટ પડ્યાં, કામ સમારણ હાર;
**ખરથો** સોરામેં હણ્યો હો, કરતા પર ઉપગાર તારા. ૨૦
શરણ ગ્રહૂં **શ્રીરામનો**, **લખમણસું** અભિરામ;
જેમ **વિરાધ** નિવાજીયો, સારેસે હમ કામ તારા. ૨૧

[1]લંક પયાલાં છે સહી, આજ લગેં ઉઈશ;
બોલાવ્યા આવે સહી હો, કારજ વિસવાવીસ તારા. ૨૨
દૂતજ છાનો મોકલ્યો, વીરવિરાધહિ પાસ;
વાત જણાવી વિસ્તરી હો, પાયા સો ઉલ્હાસ તારા. ૨૩
વેગા આવો વેગસું, આવી કરો અરદાસ;
કામ તુમ્હારો સારસે હો, દેસે અરિને ત્રાસ તારા. ૨૪
સંતોષાણો સ્વામિજી, નિસુણ્યો વચન અલોલ;
ખલતે છાંટ અમીતણી હો, અરતિમાંહિ અમોલ તારા. ૨૫
સાહણ વાહણ સામઠાં, ચાલિ ગયો સુગ્રીવ;
આગેં ધરી વિરાધને હો, આરતિવંત અતીવ તારા. ૨૬
ચરણ કમલ પ્રભુના નમિ, ભાખી મનની વાત;
પરદુઃખ કાયરનો સહી હો, બિરૂદ અછે વિખ્યાત તારા. ૨૭
હમ તુમ્હને છે સારિખો, અબલા દુઃખ અપાર;
હમારો તુમ્હ ભાંજસ્યો હો, થારો શ્રીકરતાર તારા. ૨૮
એહ સુણતાં વાતજી, ગહવરીયો રાજાન;
*પરદુઃખથી દુઃખ આપણો હો, સાલે સાલસમાન તારા. ૨૯
દુઃખ હીયામેં સંવરી, સુગ્રીવહિ સંતોષ;
દીધો દેવ દયા કરી હો, કીધો સુખનો પોષ તારા. ૩૦
વીરવિરાધ કહે સહી, આપાંને એકાજ;
કરિવો છે ઉતાવલો હો, ન કીયાં પાવાં લાજ તારા. ૩૧

---

* विरला जाणंति परगुणा, विरला पालंति निद्धणानेहा;
विरला परकज्जकरा, परदुःक्खे दुःक्खिया विरला.

---

૧–પાતાલલંકામાં.

કપિપતિ ભાખે કામજી, આપાં કરિવો એહ;
સુસતો હોઈ સોધસ્યું હો, જઈ ધરતીને છેહ તારા. ૩૨
દ્વીપ અને પર દ્વીપની, શુદ્ધિ આણાંઉં આપ;
તો તો સાચો જાણિયે હો, શૂર રાજા છે બાપ તારા. ૩૩
પ્રભુજી ચાલી આવીયા, પુરિ કિકિંધા દેખિ;
જાણે [1]અલકા અભિનવિ હો, પાયો સુખ વિશેષિ તારા. ૩૪
બીજો બોલાવી લીયો, ઉભો આવી ખેત;
દોઇ લડતા નવિ જાણીયે હો, સાચ ન જૂઠહિ હેત તારા. ૩૫
વજ્રાવર્ત્તજ નામથી, ધનુષ ચઢોડીઓ દેવ;
વિદ્યા ગઈ ટંકારથી હો, પ્રગટ થયો તતખેવ તારા. ૩૬
લંપટ પરનારીતણા, ઢીઢાંમાંહિલા ધીઠ;
જગ સઘલો અવલોકતાં હો, તુઝ સમ અવર ન દીઠ તારા. ૩૭
એક બાણસું મારીયો, સાહસગતિ સેતાંન;
એક ચપેટેં સિંઘનેહો, હરિણ લહે અવસાન તારા. ૩૮
**વીરવિરાધ**તણીપરેં, થિર થાપ્યો [2]કપિનાથ;
સાચો કરિ સહૂ દેખતાં હો, આંણી મિલીયો સાથ તારા. ૩૯
ત્રયોદશ કન્યા ભલી, રામ પ્રતેં આપંત;
પ્રીતિ રીતિ દાઢી કરી હો, કપિપતિ તો થાપંત તારા. ૪૦
**રામ** કહે કપિરાજીયા, તુમ્હ વાચા સંભાલ;
પરણેવાની પાછલી હો, પહિલી **સીતા** વાલ તારા. ૪૧
ઢાલ ભલી ચઉત્રીસમી, કપિપતિ કાંમ સમારિ;
**કેશરાજ** ઋષિજી કહે હો, અબ શોધીજેં નારિ તારા. ૪૨

---

૧–અલકા–કુબેરની રાજધાની અથવા નગરી ૨–હનુમાન.

## દુહા.

**રાવણને** ઘરે રોવણો, આજ પડિઓ અવધારિ;
**ખરની** સુણી સુણાવણી હો, આંણિ મિલિ બહુ નારિ. ૧
દિવસ વિચારાં આંતરે, **સૂર્પનખા** ને સુંદ;
લંકા નગરી આવીયો, વરસે આંસુ બુંદ. ૨
**સૂર્પનખા** સુહાસણી, કરતી અધિક વિલાપ;
**રાવણને** ગલે લાગિકે, દીન વદે અતિ આપ. ૩
કંત હણ્યો કુમર હણ્યો, હણીયા દેવર દોય;
ખેચર ચવદ હજારનો, હંતા એકસું હોય. ૪
લંક પિયાલેં આવીયા, આણ્યો રોસ અગાધ;
રાંક જેમ હમ કાઢીયા, વસીયો વીરવિરાધ. ૫*
બંધવ તુમ્હ બેઠાં થકાં. વરતે એ અન્યાય;
ધરતી દિન થોડા વિષે, જાતિહિ દિખાય. ૬
એક સુવર્ણે સાંવલો, બીજો પીલે વાંન;
વનવાસી છે ભીલડા, પિણ નહીં કેહને માંન. ૭
વસવા ભાણેજા ભણી, વાસ અનેરો હેરિ;

---

યતઃ—ભાગ્ય વિના ન મિલે ધન સંપતિ,
નીરજ નીર વિના નહીં રાજે,
દાન વિના ન મિલે જશ કીરતિ,
શૂરા વિના ગઢ કોટ ન ભાજે;
નામ વિના ન લહે સિધકો પદ,
દેવલ દેવ વિના નહીં છાજે,
સૂર દયા નહીં ધર્મ વિના સુખ,
પાપ વિના નર નીચ ન લાજે.

સગો સગે આવે સહી, કોઇક દિનાંકે ફેરિ. ૮
એ સઘલી શ્રવણે સુણી, બોલે વીર વિવેક;
ઘરટીરા ફેરા ઘણા, પિણ ઘરટીનો એક. ૯
પંખાલી કીડીતણો, મુવાંને દિન જાત;
મારિ કરિસું પાધરા, ઓર ચલાવેઃ વાત. ૧૦
વાત નહીં વતકા નહીં, રાગ નહીં નહિ રંગ;
રાજ કાજ ભાવે નહીં, હોઇ રહિઓ વિરંગ. ૧૧
નીંદ નહીં લીલા નહીં, ફૂલ નહીં તંબોલ;
ભોજન પાણી પિણ નહીં, સુણ્યા ન ભાવે બોલ. ૧૨
હાસિ નહીં રામતિ નહીં, નહીં ભોગનો જોગ;
માંણુસ મુવાં સારિખો, હોઇ રહ્યો તસુ સોગ. ૧૩
ખાથો પડીઓ ખાટલે, પડિઓ રહે નરનાથ;
મૂંગ મૂંગ બોલે નહીં, આરતિ કરે સહુ સાથ. ૧૪

**ઢાલ, ૩૫મી. મેરે મન અચસી આયવણી—એ દેશી.**

*થારા ચિત્તમેં કાંઇ વસી, મંદોદરીમાં દોષતિ પેખી,
પૂછે વાત હસી. થાં. ૧
પખવાડેં અંધારે આયે, ઘટતો જાયે શશી;
તેજ હેજ પ્રતાપ પ્રખીણો, શોભા લાજ ખીસી. થાં. ૨
સુંસ અછે તુમ્હ મુઝ ગલાના, ન કહો જિસીહિ તિસી;
આરતિ અતિહી ઉદાસપણાથી, મતિ તું જાય ચીસી. થાં. ૩

*કલવૂતન દૂતન વિના,
અવર ન દીસે દાવ,
પીછેં તે ફિરિ કાઢીયેં,
પાક યા પ્રેમલ દાવ.

રાવણુ ભાખે સુણી **મંદોદરી,** ચિત્તમેં આણી ચુભી;
**સીતા** સુરતી ભાલ ભલી એ, હિયાંમાંહિ ખુભી. થાં. ૪
ઘુંમું છું દિન રાતિ ઘણેરો, ન શકું સમજ કરી;
જો તું મુજને ચાહે દેવી, મેલો પ્રીતિ ખરી. થાં. ૫
પ્રિયની પીડાયે પીડાણી, તબહી ઉઠિ ધસી;
દેવરમણ ઉદ્યાને આવી, દેવી એક સસી. થાં. ૬
હું મંદોદરી છું રીસુભોદરી, મોટે નામ ચઢી;
રાવણુ રાંણ્યાંમાંહિ વખાણી, વનિતામાંહિ વડી. થાં. ૭
ભોલી કાં ભરમાંણી છે તું, રાવણુ સાથ રમી;
માણુસ ભવનો લાહો લીજે, હું છું દાસ સમી. થાં. ૮
સીતા તું ધન તું ધન થારે, માથે અધિક રતિ;
રાજા રાવણુને ચિત્ત આવી, મેલ્હી અવર છતી. થાં. ૯
[1]ભૂચર રામ તપસ્વી તે તો, સેવકમાત્ર સહી;
ઉપતિ તજિએ પતિ જયો પામેં, કરમેં તીરેં કહી. થાં. ૧૦
**મન** ખીચીને મોન રહીથી, નીચી સહી નગહી;
તું તો સતીયાં માંહિ વખાણી, એતી હીન લહી. થાં. ૧૧
કિહાં [2]જંબૂક કિહાં સિંહ સનૂરો, ગરૂડ કિહાંરે [3]અહી;
કિહાં મુઝ પતિ કિહાં તુઝ પતિ, લંપટ લાજ નહીરે તહીં થાં. ૧૨
તું નારી ધન ધન તુઝ ઠાકુર, સિરિખી જોડી મિલી;
પતિ લંપટ ઘરકી પટરાણી, દૂતીમાંહિ ભિલી. થાં. ૧૩
થાંરૂ મુંહડો નહીં દેખવો, તુજસું વાત કિસી;
અલગી જા આંખ્યાં આગેંથી, મયલી જેમ મસી. ૧૪

૧-પૃથ્વીપર ચાલનાર-માણુસ. ૨-શીયાળીયો. ૩-સર્પ.

એતલે રાવણજી ચલ આયો, શીત ધમણ ધમી;
શીતલ વચનાંથી સમજાવે, આપે ઉપસમી. થાં. ૧૫
મંદોદરી રાંણી તુઝ આગે, કિંકરમાંહિ ગિણી;
હું તુમ્હ દાસ સરીખો કેતી, ભાખું અવર ભણી. થાં. ૧૬
નિજર નિહાલો ઉત્તર વાલો, ટાલો વાત ઘણી;
[૪]પાલો દોડયા હુંસ ન પૂગે, ઉં અસવાર તણી. ૧૭
હોઈ અપૂઠી સીતા બોલે, સાંભલ લંકધણી;
કાલ દૃષ્ટિસું હું દેખે સું, જા ઘરિ ટાલિ અણી. થાં. ૧૮
ધિગ ધિગ તુજ એ આસ્યા માથે, થારી કોત બણી;
જીવિત **રામ** સુલક્ષ્મણ હું છું, અહીમાથેરે મણી. થાં. ૧૯
વાર વાર વચન [૧]આક્રોસે, ન તજે રાય રલી;
હાંક લીયોરે હરીલો હોવે, [૨]શ્વાન ન જાય ટલી. ૨૦
**સીતા**ની તો અરતિ અધિકી, નં શકયો [૩]શૂર ખમી;
આથમીયો અલગો હોવાને; વ્યાપી આણ તમી. થાં. ૨૧
**રાવણને** ઉપજી એ અધિકી, કુમતિ તણી એ મતિ;
ઉપસર્ગા કરાવે અધિકા, સીદાવેરે સતી. થાં ૨૨
ફેતકારી કરંતી ફેરે ઘૂ ઘૂ ઘૂક કરે;
[૪]વૃશ્ચિક વૃક ફિરે કુંદંતા, નિસત નરરે ડરે થાં. ૨૩
પુચ્છાટોપ સુવ્યાઘ્ર વિશેષેં, ઉતુ અન્યોન્ય લડે;
ફૂં ફૂંતા ફણ કરતા પરગટ, માંહોમાંહિ અડે થાં. ૨૪
પુચ્છાછોટ સુવ્યાઘ્ર વિશેષે, સિંહ સબલતે ફિરે;
સાકનીયાં સંહાર કરંતી, મુંહ વિસ્ફોટ કરે. થાં. ૨૫
ભૂત પિસાચ વેચાલ વદીતા, હઠસું હાસ હસે;

---

૪—પગે ચાલનાર. ૧—તિરસ્કારે. ૨—કુતરો. ૩—સૂર્ય. ૪—વીંછી.

ડાકિણી ભૂતની મયલી દેવી, કાતી હાથ ધરે. થાં ૨૬
ઉલલલંતા દુરલલિત, અતિ જમકાય ધરે;
રાવણ એહ વિકુર્વણ કરિનઇ, આગે આણી સરે. થાં. ૨૭
પરમેષ્ઠી પાંચે મન ધ્યાતી, **સીતા**[5]સ્વેત (ખે) ખરે;
જાનકી(જાનકૈ) પિયુ કરતી રાવણ, સામ્હી પગ ન ભરે. થાં, ૨૮
**રાવણ** તો નિજ નિયમ ભાંજે, સીતા સત ન ચલે;
પાકાંને નહી ભૂત પરાભવ, કાચાનેરે છલે. થાં. ૨૯
ઢાલ ભલી એ પાંચતીસમી, ધન્ય જો ટેક ગ્રહે;
**કેશરાજ** ગ્રહી તો સાચી, સીતા જયું [6]નિવહે. થાં. ૩૦

## દુહા.

**બિભીષણ** નિશિની ચરી, નિસુણી લોગાંમાંહિ,
સીતા પાસે આવીઓ, કરણ દિલાસા પ્રાંહિ. ૧
સહોદર સમજાવિવા, વાત સુણેવા વીર;
છે પરનારિ[7]પરાંગમુખ, સાહસવંત સધીર. ૨
બાઇજી! તુમ્હે કવણ છો, કિહાંથી આવ્યા ચાલિ;
ઇહાં તુમ્હે આણ્યા કુણે, ભાખો શંકા ટાલિ. ૩
ઘૂંઘટ ખીંચી[8]અધોમુખી, જાણી પુર્ષ પ્રવીણ;
સત્યવતી સાચી સતી, વાણી વદે અદીણ. ૪

**ઢાલ ૩૬મી. એક દિવસ રૂકમણિ હરિસાથેં-એ દેશી.**

**સીતા** તામ નિશંકપણેરે, ભાખે વારૂ વાણીરે;
**બિભીષણ** કુલકેરા ભૂષણ, નિસુણે અમૃત જાણીરે. સી. ૧
**જનક** પિતા **ભામંડલ** ભાઈ, **રામ**-ત્રીયા હું વખાણીરે;

---

૫-ઉજ્વલ. ૬-નભાવે-પાળે. ૭-વિમુખ-સામુ પણ ન જોનાર. ૮-નીચું મુખ કરીને.

**દશરથની** કુલવહૂ [1]વદીતી, સતીયાંમેં અધિકાણીરે. સી. ૨
**રામ** નરેસર **લક્ષ્મણ** દેવર, તીજી હું તો રાંણીરે;
દંડકારણ્યે માંહિ આવી, વાસતણી થિતિ ઠાંણીરે. સી. ૩
**સૂરહાસ** [2]અસિ તરૂ ડાલે, દેખિઓ અધિકે પાણીરે;
**લક્ષ્મણજી** લીલાયે લીધો, જ્યોતિ ઘણી પ્રગટાંણીરે. સી. ૪
કરણ પરીક્ષા વેગે વાહે, વંશની જાલ કપાણીરે;
**શંબૂકનો** તબ શિર છેદાણો, મનસા અતિ પિછતાણીરે. સી. ૫
ખાંડો દેખી **રાઘવ** ભાખે, તેં ન કરી મતી શ્યાણીરે;
વિદ્યા સાધિત(સાધન) વિણ અપરાધેં, મારિઓ એ તેં પ્રાંણીરે. ૬
પાછે પૂજા ભોજન પાણી, આંણીને ચમકાણીરે;
ધડ મસ્તક દો જૂદાં દીઠાં, તામ ઘણું અકુલાંણીરે. સી. ૭
પગ અનુસારેં ચાલી આવી, રાઘવસું રીઝાણીરે;
લંપટિની લાલચ નવી પૂરી, મનસા અતિ પિછતાણીરે. સી. ૮
**ખરદૂષણ** ત્રિશિ સોલેં આવી, આગિ થઈ શિલગાંણીરે;
સિંહનાદ સંકેત કીયાથી, લખમણ સું મંડાણીરે. સી. ૯
લંકા જઈ લંકાપતિ આણ્યો, વાત કહી અતિ તાંણીરે;
સિંહનાદનો ભેદ લગાવી, એ હું ઈહાં આંણીરે. સી. ૧૦
એ દશ મસ્તક કાપવાને, હું કાતીરેક કહાંણીરે;
લંકાનગરી બાલવામેં, હુંબલ હુંબતતી છાંણીરે. સી. ૧૧
તેજ પ્રતાપ પરાક્રમ પીલણ, હું ઘર મંડી ઘાણીરે;
પગી આવી છું રાવણકેરે, એકાંતેં દુઃખ ખાણીરે. સી. ૧૨
શ્રવણ સુણે પિણ રીસ ન આણી, રાગીની સહિ નાંણીરે;
આગિ સતેજી છે અતિ અધિકી, જલ આંગે
ઉલ્હાણીરે. સી. ૧૩

---

૧–પ્રસિદ્ધ–જાણીતી. ૨–તરવાર.

એમ સુણી લઘુબંધવ જંપે, વાઇ મતિ ભરમાણીરે;
એકો વલતી ગાડર ઘરમેં, ઘાલે કુણ અગ્યાનીરે. સી. ૧૪
*પર રમણીને કાલી નાગિણી, કે વિષ વેલિ સમાણીરે;
જાલવતાંઇ જણ તણ જોવો, કયુંહિ નહિ અતિ તાંણીરે. ૧૫
સંપદતરૂની એહ કુહાડી, આપદની નીસાણીરે;
શ્રાપ સતીનો છે દુઃખદાઈ, મતિ દિઇ એહ રીસાણીરે. સી. ૧૬
લાખ કહું કે કોડિ કહું તુમ્હ, અંતતો વસ્તુ વિરાંણીરે;
*આજ કાલ દિન ચ્યારાંમાંહિ, એતો વાત દિખાણીરે. સી. ૧૭
હું મ્હારો બોલંબો ટાલું, રાખો કીર્તિ પુરા[1]ણીરે;
લોક કહેસે કોઇ ન હુંતોરે, **રાવણ** કે આગેં વાણીરે. સી. ૧૮
**રામ** **સુલક્ષ્મણ** દોનુંહી બલીયા, અનમી નાડિ નમાણીરે;
સીતાને હું દેઇ આંઉં. જિમ રહે પ્રીતિ થપાણીરે. સી. ૧૯
ઢાલ ભલી [એ તો] છત્તીસમી, રાયે એક ન માંનીરે;
**કેશરાજ** ઋષિ રાવણકેરી, વેલા આણી જણાણીરે. સી. ૨૦

---

*અમલી ઠાકુર જુવાર, ધન વેશ્યા હંદા પ્યાર;
પાછલ પોર અઉત ધન, જાતાં લાગે વાર.

*જૂઠી વાત છિપાઇ છિપે નહીં,
છાની રહે નહીં ચંચલ [6]ગોરી,
પૂત કુપૂત છિપાયો છિપે નહીં,
લાપર મિત્ત સુજોધસું ઘોરી;
ચિત્ર વિચિત્ર છિપા છિપે નહીં,
[7]ગ્યાન સુભાનુ સેનહકી ડોરી,
છાનો છિપાયો છિપેં નહીં કેશવ,
નાહકો નેહ સુગંધકી ચોરી.

---

૧-અસલની-પૂર્વજોની. ૬-સ્ત્રી. ૭-જ્ઞાન રૂપી સૂર્ય.

## દુહા.

**રાવણ** હૂવો રાતડો, વદે **બિભીષણ** વીર
ગ્રહી વસ્તુ કિમ છોડીયેં, જબ લગ રહે શરીર. ૧
**રામ સુલક્ષ્મણ** ભીલડા, વનહિમાંહિ વાસ;
[2]સાહણ [3]વાહણ કો નહી, આપહિ ફિરે ઉદાસ. ૨
સાહણ વાહણ માહિરે, વિદ્યાનો અતિ જોર;
એ સ્યુ કરિસે બાપડા, કાંઇ મચાવે સોર. ૩
આજ નહીં તો કાલહી, કાલ નહીં તો માસ;
માસ નહીં તો વરસમે, આપહિ કરિસે આસ. ૪
એતલામાંહિ[4]આસના, ઉવે આવેસી ચાલિ;
છલ બલ કોઇ કેલવી, દેસ્યું[5]પરહા ટાલિ. ૫

**ઢાલ, ૩૭મી. સયણા પરિહરિયેં અહંકાર એદેશી.**

ચહિલીથી મેં સાંભલીરે, રામત્રીયાથી ઘાત;
હોસે રાવણની સહીરે, ઉહી મિલે છે વાત,
બિભીષણ વાત વિચારે એહ,
સત્ય વચન જ્ઞાનીતણાંરે, કોઇ નહીં સંદેહ. વિ. ૧
મેં તો કીધોથો ઘણોરે, આ છોહી ઉપકર્મ;
દશરથ જીવતો ઉવર્યોરે, ધીરો છે ગજ ધર્મ. વિ. ૨
ભાવીનો બલ છે ઘણોરે, નટલે કોડિ પ્રકાર;
સીતાને તજતાં થકાંરે, પાલસે લોગાં ચાર. વિ. ૩
સુણતો હી સુણે નહીંરે, વિભીષણના બોલ;
દેખે તો દેખે નહીંરે, કામી એતો નિટોલ. વિ. ૪

---

૨-સાધન. ૩-વાહન-રથ અશ્વાદિ. ૪-પાસે-સમીપે. ૫-વેગળા-દૂર,

પુષ્પક નામ વિમાનમેંરે, સીતા લેઇ આપ;
ક્રીડા કરિવાં ચાલીયોરે, ટાલ્યો ન ટલે પાપ. વિ. ૫
દેખાવે અતિ રૂવડારે, રત્નમયી, ગિરિરાજ;
નંદનવનની ઓપમારે, દેખાવે વન સાજ. વિ. ૬
તટની તટ કરિ સોહતીરે, હંસકેરા સાજ;
[1]કેલઘરા કામ્યાંતણારે, દેવે રક્ષરાજ. વિ. ૭
મંદિર વિવિધ પ્રકારનારે, સેજતણી વરસોભ;
ભદ્રે ભદ્રપણો ભલોરે, આણિ વિષયસુખ લોભ. વિ. ૮
લંપટ લાલચ લાગીયોરે, કેલવણીની કોડિ;
કરિ દેખાવે અતિ ઘણીરે, ખેત ખરે નહિ ખોડી. વિ. ૯
હંસ તજીને હંસલીરે, કદહી વંછે કાગ;
રામ તજી સીતાતણોરે, નહીં અવરાંસું લાગ. વિ. ૧૦
તામ અપૂઠો આવીયોરે, વૃક્ષ અશોકહિ હેઠિ;
મૂકી રાવણ માનિનીરે, એ પિણ કાઠી વેઠિ. વિ. ૧૧
વિભીષણ ચિત્ત ચિંતવેરે, હોઇ રહિઓ મયમંત;
શીખ ન કોઈ સરદહેરે, આયો દીસે અંત. વિ. ૧૨
મંત્રીસર બોલાવીયારે, વિભીષણ તિહિવાર;
કરે મસૂરતિ સહૂ મિલીરે, ઉપજિઓ એ અવિચાર. વિ. ૧૩
મોહ તણે મદિ માચીયોરે, કોઇ ન માને કાર;
હૂઓ હરાયો હાથીયોરે, કેમ કરીજે સાર. વિ, ૧૪
આયો દીસે [2]આસનોરે, રાવણ કાલ વિણાસ;
કોઇ ઊપ કરમેં કરીરે, કીજે ભોગ વિલાસ. વિ. ૧૫
મતિ ઉઠાવે મનથકીરે, તે માટે મંત્રીશ;

---

૧–કદલીગૃહ–ક્રીડાભવન. ૨–સમીપ–પાસે.

જોર ન લાગે માહિરોરે કાન ન માંડે ઈશ. વિ. ૧૬
મિથ્યા મતિનો મોહીયોરે, જિન મતિનો આદેશ;
માને નહીં પ્રભુ આપણોરે, કીજે કાંઈ કલેસ. વિ. ૧૭
**હનુમતને** કપિ રાજીયોરે, આદિ મિલ્યા નૃપ આપ;
ધરમ પખે પખીયા થયારે, મેલ્હિઓ **રાવણ** રાય. વિ. ૧૮
**રામ અને લક્ષ્મણ**થકીરે, રાવણનો સંહાર;
ગ્યાંની વચને છે સહીરે, સાંચવીયે વિવહાર. વિ. ૧૯
જોતિ પહિલી સોચીયેરે, તો કાંઈક સુખ પાય;
મંદિર લાગ્યાં બારથીરે, કાઢયો કાંઇ ન જાય. વિ. ૨૦
ભય તો ઉપજસી સહીરે, સાંસો નહિય લિગાર;
જેહુની આંણી કામિનીરે, તે તો આવણહાર. વિ. ૨૧
જેહ[1]નુંતરીયો પ્રાહુણોરે, તે તો જોવે વાટ;
ખોટો નાંણો આપણોરે, કીધાં કાંઇ ઉચાટ. વિ. ૨૨
લંકા નગરી અતિ સજીરે, ઢીલ ન કીધી [2]રંચ;
અન્નપાનને ઈંધણારે, મેલ્હે બહૂલો સંચ. વિ. ૨૩
કોટ ઓટના કાંગુરારે, પોલિ અને પાગાર;
સગલોહી સમરાવીયોરે, ગોલા યંત્ર અપાર. વિ. ૨૪
વિદ્યા તો આશાલિકારે, તેહનો પ્રવર પ્રાકાર;
દેવહિ પાછા ઉસરેંરે, લંઘંતા દુરવાર. વિ. ૨૫
ઇણ રચનાયે લંકા સજીરે, ઢીલ ન કરી હે લિગાર;
હિવે ભવિયણ તુમ્હે સાંભલોરે, શ્રી **રાઘવ** અધિકાર. વિ૦ ૨૬
**રાઘવ** વિરહે વિયોગીયોરે, આરતિવંત ઉદાસ;
અન્ન પાંનિ ભાવે નહિરે, લે લાંબા નિસાસ. વિ. ૨૭

૧–આમંત્ર્યો–નોતર્યો. ૨–જરીપણ.

લક્ષ્મણ સાથેં બોલીયારે, ઢીલ પડે છે એહ;
આશા દિન દશ વીશનીરે પાછે [3]તજસી દેહ વિ. ૨૮
દુઃખીયો અધિક ઉતાવલોરે, સુખીયો સુસતો હોય;
[4]તિરસીયો જાયે સરોવરેંરે, સામ્હો નાવે સર સોય. વિ. ૨૯
ઢીલો વાનર રાજીયોરે, સુખમાંહિ દિન જાય,
પર દુઃખીયો દુઃખીયો નહીંરે, વાતાં વડા ન થાય. વિ. ૩૦
એમ સુણીને ઉઠીયોરે, હાથ ગ્રહી[5]સર[6]ચાપ;
ધમધમતો અતિ ચાલીયોરે, હોઠડસંતો આપ, વિ. ૩૨
કંપાવે ધરતી ધણીરે, કંપાવે [7]ગિરિ સીસ;
વૃક્ષ ઉખાલી નાંખતોરે, કોપિઓ વિસવાવીસ, વિ. ૩૩
આયા ચલિ દરબારમેંરે, ખલભલીયો સુગ્રીવ;
ધ્રુજંતો પગે લાગીયોરે, સારે સેવ અતીવ. વિ. ૩૩
ઓલંભો દેઈ આકારોરે, શુદ્ધ નહિ તુજમાંહિ;
તું ઘરમેં સુખ ભોગવેરે, પ્રભુ સેવે તરૂ પ્રાંહિ. વિ. ૩૪
[1]વાસર જાયે વરસ સોરે, છગુણી [2]રાતિ ગિણાય;
તુજમેં વીતક વીતીયોરે, તોહી ન સમજે કાય. વિ. ૩૫
[3]ગુંબડ ફૂટાં વૈદ્યનેરે, સંભારે નહીં કોય;
આરતિ તો અતિ આંધલોરે, આપથકી તું જોય. વિ. ૩૬
મ્હેનત થારીએ ભણીરે, ખેચર દોઈ પ્રકાર;
ભૂમિતણા છો ભોમિયારે, સગલે તુમ્હ પયસાર. વિ. ૩૭
વાચા પાલો આપણીરે, કામ કરો ધસિ ધાય;
નહીં સાહસગતિની પરેંરે, દિઉં પરભવ પહુંચાય. વિ. ૩૮

---

૩-તજશે. ૪-તરસ્યો. ૫-બાણ. ૬-ધનુષ. ૭-પર્વતના શિખર.
૧-દીવસ. ૨-રાત્રિ. ૩-ગુંબડું.

દેવ દયાલ દયા કરોરે, હૂં તો છું તુમ્હ દાસ;
એમ કહીને આવીયોરે, **શ્રીરાઘવની** પાસ. વિ. ૩૯
પગિ લાગીને વીનવેરે, વેગો કામ કરાઉં;
[4]ખુંસ કરાઉં ચામનીરે, [5]ઉરણ તોહી ન થાઉં. વિ. ૪૦
કામીને તો કામિનીરે, કહિયે પ્રાણ સમાન;
ઉવાલીને આપતાંરે, આપ્યાં તુમ્હ મુજ પ્રાણ. વિ. ૪૧
જો તો હું છું જીવતોરે, જે જૂવો કીધું કામ;
શુદ્ધ કરૂં **સીતા**તણીરે, તો સાચો મુજ નામ. વિ. ૪૨
સંભાહ્યા ભડ સામઠારે, સૂરાંમાંહિ સૂર;
સીતા સોધણ ચાલીયારે, જિમ પાણીના પૂર. વિ. ૪૩
ગિરિ–નદીને સાયરૂરે, દ્વીપાદિક સહુ ઠામ;
પુર પુર પાટણ સોધીયારે, નગર નગરને ગામ, વિ. ૪૪
હરણ સુણી સીતા તણોરે, **ભામંડલ** આવંત;
ભાઈ તો ભગીનીતણોરે, ગાઢો દુઃખ પાવંત. વિ. ૪૫
**વિરવિરાધ** પધારીયોરે, લેઈ નિજ પરિવાર;
સેવક સેવા સાંચવેરે, માને અતિ ઉપગાર. વિ. ૪૬
**કપિપતિ**તોડીલે ચાલીરે, કંબુદ્રીપ પહૂત;
**રત્નજટી** તસ દેખવેરે, [6]આરતીયો અદભૂત. વિ. ૪૭
**દશકંધરે** મુજ મારિવારે, મોકલિયો કપિરાજ;
મુજને મારી જાયસેરે, ઉપજીઓ અધિક અકાજ. વિ. ૪૮
કપિરાજા તવ બોલીયોરે, ગાઢો હોઇ ગરમ;
તું મુજને કિઉં (નવી) ઉઠીઉંરે, વિનય વડો જિન ધરમ. વિ. ૪૯

૪–મોજડી. ૫–ઋણ મુકત. ૬–દુઃખીયો.

ચાક ચઢિ પગિ ચાલવેરે, સો તો બયસિ વિમાન;
આપાં ઇચ્છાયેં ફિરાંરે, ન ઊઢિઊ કોઇ ગુમાન. વિ. ૫૦
સો ભાખે સ્વામી સુણોરે, ઇશાંસુ અભિમાંન;
કાંઇ ન કરે પાધરોરે, કારણ એ છે આંન. વિ. ૫૧
**રાવણ સીતા** અપહરીરે. મેં માંડિઓ સંગ્રામ;
વિદ્યા સઘલી અપહરીરે, પડિયો હોઈ નિકામ. વિ. પર
પંખ વિહૂણો પંખીયોરે, ઉડી ન શકે જેમ;
વિદ્યા વિણ વિદ્યાધરૂરે, જાણેવો પ્રભુ એમ. વિ. ૫૩
**રામ** સમીપેં આણીયોરે, માંડી કહે વિરતંત;
**રાવણ સીતાને** લઇરે, નાઠો જાય તુરંત. વિ. ૫૪
રાણી જાવે રોવતીરે, કરતી અધિક વિલાપ;
રામ રામ શ્રી રામનોરે, એકહી જિહાં જાપ. વિ. ૫૫
**લક્ષ્મણ** લક્ષણવંતનોરે, કે ભામંડલ ભ્રાત;
નામ જપંતી જાયથીરે, મેં નિસુણી એ વાત. વિ. ૫૬
હું હૂવો તણ બાહરૂરે, કરતો અતિ આક્રોસ,
વિદ્યા સઘલી અપહરીરે, **રાવણ** કીધો રોસ. વિ. ૫૭
સમાચાર સોહામણારે, **સીતાજીના** પામિ;
પરમ મહાસુખ ઊપનોરે જાણે ત્રિભુવન સાંમિ. વિ. ૫૮
**રત્નજટી** વિદ્યાધરૂરે, કંઠે લગાઇ લીધ
તું મ્હારે વાલેસરૂરે, ખબર ભલી તેં દીધ. વિ. ૫૯
જિમ જિમ પૂછે વાતડીરે, તિમ તિમ ઊપજે રાગ;
વારંવાર વિશેષીયેરે, રાગીનો એ[1]માગ. વિ. ૬૦
સમાચાર સગાંતણાંરે, સાંભલતાં સંતોષ;

૧–માર્ગ–રસ્તો.

મિલવા મેં ઓછો નહીંરે, પ્રેમતણો અતિ પોષ. વિ. ૬૧
પૂછે પ્રભુ **સુગ્રીવનેરે;** લંકા[2]કેતી દૂરિ;
[3]આલસુયાં અલગી ખરીરે,। ઉદ્યમવંત હજૂરિ. વિ. ૬૨
લંકાનો પૂછો કિસુંરે, પૂછો **રાવણ**તેજ.
આજ લગે અધિકો અછેરે, સૂરજ તેજ સહેજ વિ. ૬૩
**રામ** કહે સો જાણીયેરે, તેજપણો સંસાર;
કાયર કપટ કરી ખરીરે, લેઇ ગયો મુજ નાર. વિ. ૬૪
**લક્ષ્મણ**[4]નિજરાં[5]ઠાહરેરે, તો રાયાં રાજાન;
દેખેવી દિન ચ્યારમેંરે, એ ઘોડાએ મયદાન. વિ. ૬૫
**લક્ષ્મણ** ભાખે ખેચરોરે **રાવણ** તો છે[6]શ્વાન;
સૂના ઘરમેં પેસીયોરે; ફિટિ એહનો અભિમાન. વિ. ૬૬
ક્ષત્રિને છલ નવિ કહિઓરે, ક્ષત્રીનો બલ [1]ખેત;
સોઈ સાચો માનવોરે, દેખી જે નિજ નેત. વિ. ૬૭
જાંબવાન ભાખે ભલોરે, ઉપાડે ભુજ પાણિ;
કોટી શિલાને સાહસીરે, **રાવણ** હંતા જાંણિ. વિ. ૬૮
સાધુ વચન મેં સાંભલ્યોરે, એ અતિ રૂડી રીતિ;
સહુને શિલા ઉપાડતાંરે, ઉપજે અતિ પરતીતિ. વિ. ૬૯
**લક્ષ્મણ** ભાખે એ ભલીરે, બયસે વિમાને દેવ;
વિદ્યાબલેં વિદ્યાધરૂરે, આઇ ગયા તતખેવ, વિ. ૭૦
જેમ લતા તિમ તે શિલારે, દેખાડી ઉપાડિ;
પુષ્પવૃષ્ટિ હૂઈ ભલીરે, સુજસ ચઢિઓ લેલાડિ. વિ. ૭૧
ભલૂં ભલૂં કહે દેવતારે, [2]પ્રત્યય પામી જામ;

---

૨–કેટલી. ૩–આલસુ. ૪–નજર. ૫–ઠારે. ૬–કુતરો.
૧. રણભૂમિમાં–યુદ્ધક્ષેત્રમાં. ૨. ખાત્રી–પ્રતીતિ.

સહૂ કોઇ આણંદીયારે, પાછા આયા તામ. વિ. ૭૨
વૃદ્ધ પુરષ પરમારથીરે, વાત વિચારે એક;
પહિલી દૂતજ મોકલોરે, જાણણ હાર વિવેક. વિ. ૭૩
વાતાંમેં સમજાવીયાંરે, પાછી આપે[વા] બાલ;
દોઇ ધરેહેં વધામણારે, વાધે નહીં જંજાલ. વિ. ૭૪
દૂત મહાબલ આગલોરે, મોકલીયેં સુપ્રમાણ;
લંકા તો સાજી સુણીરે, કીધા અતિહિ મંડાણ. વિ. ૭૫
ઢાલ ભલી સૈતીસમીરે, કીધી દૂતની થાપ;
**કેશરાજ** ઋષિજી કહેરે, જેહનો પ્રબલ પ્રતાપ. વિ. ૭૬

## દૂહા.

રાક્ષસ કુલ સાયર દિખેં, અમૃત ઉપજિઓ એક;
વિભીષણ મતિ આગલો, જાણે વિનય-વિવેક. ૧
દૂત ધૂત જાયે ધસી, વિભીષણને પાસ;
ભય માંની રાક્ષસ તણો, પાછો નાવે નાસ. ૨
**સીતા** છોડાવા તણી, **રાવણ**સું અરદાસ;
કરે લઘુ ભાઇ ભલી, માનેસે પ્રભુ તાસ. ૩
દૈવ જોગે માની નહીં, પાછી વાત વિશેષ;
સર્વ જણાવે આપને, લીધી માન નરેશ. ૪
સુગ્રીવે સુસતો કીયો, અવલોઇ સહુ સત્થ;
**હનુમત** તબ બોલાવીયો, જાણી અતિ સમરત્થ. ૫
પગે લાગી ઊભો રહિઓ, પ્રભુ કરે પ્રસાદ;
તુજ સમ બીજો કો નહીં, થારો જગ'જસવાદ. ૬
**દશકંધર** લેઇ ગયો, લંકા નગરી માંહિ;
**સીતા** છે તસ' શુદ્ધ તો, તુજથી આવે પ્રાંહિ. ૭

**હનુમત** ભાખે સ્વામિજી, મયા કરી કપિરાય;
તે માટે હું તેડીયો, વાનર ઘણા કહાય. ૮
ગવ ગવાક્ષ સરભજ ગવય, જાંબવાન નલ લીન;
દ્વિવિદ ગંધ માદન ભલો, અંગદમેં દશ લીલ. ૯
ઈત્યાદિક તો છે ઘણા, વાનર અતિ અભિરામ;
છેહલી સંખ્યા પૂરણી, માંહિ મ્હારૂં નામ. ૧૦
પિણ હું કારજ એતલં, કરૂં સાંભલો રાય;
લંકા રાક્ષસ દ્વીપસું, આણું ઇહાં ઉઠાય. ૧૧
**રાવણ** લોગ ડરામણો, ભાઇયાંસું બાધિ;
આણું પ્રભુને આગલેં, કોઉઈ વેલા સાધિ. ૧૨
કહો તો હણું કુટંબસું, કુલનો કંદ નિકંદ;
સત્યવતી **સીતા** સતી, આણું ધરિ આનંદ. ૧૩
**રામ** કહે સાચો સહુ, થારો વચન વિચાર;
જેમ કહે તિમહી કરે, નહિ સંદેહ લિગાર. ૧૪
એક વારતો જાયકે, આણો ખબર અવાર;
વશ્ય પડી છે પારકે, વરતે કોણ પ્રકાર. ૧૫

**ઢાલ, ૩૮ મી. દધિ સુત હો ઉણ દેશ—એ દેશી.**

કપિરે પ્રિયા સાથ કહે, જીવ પ્રભુનો તુમ્હ પાસે,
દેહસુંરે રહે, કપિરે પ્રિયા સાથ કહે. ૧
અન્નતો લાગંત ફીકો, સ્વાદ નહીં જલપાન;
સોવતાં તો નીંદ નાવે, એક થારોહી ધ્યાન. ક. ૨
રામતેં મન નારમેંરે, નારમેં ગુણ જ્ઞાન;
હાસ ખ્યાલ વિનોદ ન ગમે, એક થારો ધ્યાંન. ક. ૩
જોગને સાધીયાં જોગી, ભજે જિઉં ભગવાન;

કામ રાગે રાચીયાંથી, એક થારો ધ્યાંન. ક. ૪
હાથીયોરે [1]વિંજવનનો, આણીયો રાજાન;
જેમ સમરે વિંજવનને, એક થારો ધ્યાંન. ક. ૫
[2]સ્વૈરણી ઇચ્છા રમંતી, વાંછહિ નર આન;
અધિક તીવ્ર પ્રણામ રાખે, એક થારો ધ્યાંન. ક. ૬
બાપી હો ઘર પડયાં પાંણી, સાથિ રાખે માન;
મેહના જલ સાથ મનસા, એક થારો ધ્યાંન ક. ૭
મુંદડી મુજ હાથ કેરી, આગલેરે ધરેહ;
જાણિ એહ [3]અહિનાણિ કેરે, લહે કુશલ ખરેહ. ક. ૮
આવતો ચૂડામણી, આણિજેરે સહી;
જેમ એ સહુ સાચ માને, વાત' સયલ કહી. ક. ૯
મુજ વિયોગે મરે મતિ તું, આઇયાહી દેખિ;
**લક્ષ્મણે** તો લંકપતિ શિર, છેદીયોહી પેખિ. ક. ૧૦
સબલ બલદલ સાજિ સખરો, સખરહી નરેશ;
મેલીયા છે મોકલ્યો હું, ખબરને સુવિશેષ. ક. ૧૧
જબ લગે હું ફિરિ નાવું, તબ લગે એ ઠામ;
છોડાવી નહીં વીનતીએ, માનીયો **શ્રીરામ**. ક. ૧૨
**રામ લક્ષ્મણ** ચરણ પ્રણમી, લેઈ નિજ પરિવાર;
વર વિમાને બયસી ચાલ્યો, માંની હરખ અપાર. ક. ૧૩
વાટ જાતેં ગિરિ મહેંદ્રે, પુર મહેંદ્ર ઉદાર;
પેખીયાં તો રોસ ઉપજ્યો, આંણિ એહ વિચાર. ક. ૧૪
માય મ્હારી બે ગુન્હાથી, કાઢી દીધી તામ;
રીસ મુજ એ અછે અધિકી, આજ ફેડૂં ઠામ. ક. ૧૫

---

૧. વિંધ્યાચલ. ૨. સ્વેચ્છાચારિણી. ૩. એંધાણ–નિશાની,

એમ કહતાં [1]તૂર રણના, લીયા રાજ બજાય;
શબ્દ સુણી બ્રહ્માંડ ફૂટે, નગર નાઠો જાય. ક. ૧૬
નૃપ મહેંદ્ર સુરેંદ્રની પરિ ચઢિઓ પુત્રાં સમેત;
માંહોમાંહિ ઝૂઝ માચિઓ, વાતમેં વિણ હેત. ક. ૧૭
અંજનાસુત આકુ(રો) થઇને, સુભટ દીના મોડિ;
ચંડ વાયે ઊડી જાયે, તૃણતણી તો કોડિ. ક. ૧૮
પ્રશ્નકીર્તિ આંણિ અડીયો, લડે ચિત્તને ચાય;
દોઈ વીર વિશેષ બલીયા, આપમેં નટલાય. ક. ૧૯
હનુમતે સુવિચાર કીધો, આજ મુજ ધિગકાર;
સ્વામિના તો કામ વીચેં, એ લગાવી વાર. ક. ૨૦
મારિ લઉમેં એક ખિણમેં, માયકુલ ખય થાય;
સ્વામિનો(તો) કામ પ્રારંભ્યો,સોચ ઉપજિઓ આય. ક. ૨૧
ભાંજિ રથ સારથિ ભુજબલ, બાંધિ લીધો સોય;
ઓર મહેંદ્ર નરેંદ્ર સામ્હો, શૂરથી ઈમ હોય. ક. ૨૨
ચરણ લાગી છોડિ દીધા, આપ પ્રગટી નામ;
માયને દુઃખ દીયૂં થું તુમ્હ, તેહના એ કામ. ક. ૨૩
સ્વામિ કાજેં જાઉં લંકા, તુમ્હ પ્રભુને પાસ;
જાઓ અવસર સાધીયાંથી, પામસ્યો બહુ ત્રાસ. ક. ૨૪
લીયો કંઠ લગાવિ તાને, દીહો તો શિર ચુંબ;
માય માતા [2]માઉલા સહુ, સજન રહિયા લુંબ. ક. ૨૫
કાન તો તુજ સુજસ સુણીયો, આંખિ દીઠો આજ,
આપણે આપથી શંકી, આપ પાવે લાજ. ક. ૨૬
સ્વામિ કામ પ્રમાણ કીજેં, પંથસેં કલ્યાણ;

૧. રણવાજાં. ૨. મામા.

હોશયો કહી આપ પ્રભુપેં, ચાલિઆ કરિ મંડાણ. ક. ૨૭
વાતમેં પ્રસીદ્ધ દધિ મુખ, આઇઓ એક દ્વીપ,
સાધુ દો કાવસગા દીઠા, ધ્યાન લીન અતીવ. ક. ૨૮
પાખતીહી તીન કન્યા, રાખિ મન એકંત;
કરે વિદ્યાતણો સાધન, દેવ ગતિ ન લહંન. ક. ૨૯
લાગીયો દવ જાલ પસરી, આઇયો પ્રભુ ધાય;
ઉદધિનો જલ આણિ અધિકો, લીયો તેહ બૂઝાય. ક, ૩૦
સાધુ વંદી કહે કુમરી, સ્વાંમિ સાંભલ વાત;
સાધુનો ઉપસર્ગ ટલીયો, નહીં તો બલિ જાત. ક. ૩૧
તુમ્હ [1]સાહાજે સાધી વિદ્યા, એહમ રીઝયો જોય;
વિણુ હે કલ્લે ફલે તરૂવર, એ અતિશય કોય. ક. ૩૨
પૂછહી પ્રભુ આપ કુણ તુમ્હ, તામ દેતે જાણ;
નગર દધિ મુખ અછેનીકો, અવર પુરમં આણ. ક. ૩૩
રાયનો ગંધર્વ રૂડો, **કુસુમમાલા** નારિ;
એ હમેં છાં તાસ કુમરી, રતિતણો અવતારિ. ક. ૩૪
ખેચરાં બહુતરાં વાંછાં, કરી વિવિધ પ્રકારિ;
તાત નાપે બયસ રહીયાં, મન અપૂઠો મારિ. ક. ૩૫
એક અંગારક ખેચર, ધરે આસ અગાહ;
કામવશે ઉન્મત્ત હૂઓ, તાત ન કરે બ્યાહ. ક. ૩૬
તાત પૂછયો સાધુનાંણી, પુત્રીકાવર કોણ;
થાયસે એ સાચ ભાખો, હૂય છે ભલસોણ. ક. ૩૭
મારિસે જયો **સાહસગતિને**, જોઈ ભલ ભરતાર;
રૂપ રૂડો નહીં કૂડો, [2]તૂસસે કરતાર. ક. ૩૮

---

૧. સ્હાયથી. ૨. પ્રસન્ન થશે.

કેમ જાણીઓ જાય પ્રભુજી, તેહથી એ કાજ;
કરાથી એતલે પાપી, મેલ્લવિઓ દવ સાજ. ક. ૩૯
તુમ્હ સમાવિઓ શાંતિ હૂઇ, હૂઇ વિદ્યા—સિદ્ધિ,
માસ છે [illegible]જતી તુમ્હ, દર્શ આજ પ્રસિદ્ધ. ક. ૪૦
ચિરિ સગલી કહી ભાખી, જાણિયો પતિ દેવ;
કુમરી હરખી તામ પ્રભુજી, ચાલીયો તતખેવ. ક. ૪૧
કુમરીયાં મુખ એહ સાંભલિ, સોઈતો ભૂપાલ;
લેઈ દલગંલ રામ પાસેં, આવીયો સુવિશાલ. ક. ૪૨
ઢાલ એ અઠતી સમીરે, કરણ કાજ વિરાજ;
કેશરાજ મુનીંદ ભાખે, આયો અતિહ ગાજ. ક. ૪૩

## દુહા.

[1]ઉતપતીને આવીઓ, લંકા સમીપે જામ;
વિદ્યા તો આશાલિકા, દીઠો હનુમત તામ. ૧
કાલી નિશા હોવે જેહવી, તેહવો તસ આકાર;
[2]ઘોર મહારે ડરામણી; બોલે હનુમત લાર. ૨
મતિ હીણા કપિ કિહાં ચાલ્યો, કરૂં આજ સંહાર;
થારા હીજો તનું તણો, તો તું જાણે સાર. ૩
તામસ મુંહ પસારીયો, હનુમત પયઠો માંહિ;
ભીચે તબ મારી ગદા, મુકલાંણો મુહ પ્રાંહિ. ૪
[3]અભ્ર થકી આદિત્ય જયું, નીકલીયો વડવીર;
[4]આલ્હન આવી રંચહી, સારો રહ્યા શરીર. ૫
તાસ કર્યો પ્રા કારવર, નગરી લંકા પાસ;

---

૧. ઉડીને. ૨. ગર્જના. ૩. વાદળમાંથી.

કુર્ક્રની પરેં તોડિકે, નાંખિ દીયો આકાસ. ૬
રખવાલો પ્રાકારનો, **વજ્રમુખો** તસ નામ;
મારી લીધો ઝૂઝતો, શૂર સમારે કામ. ૭

**ઢાલ, ૩૯ મી. શ્રીમહાવીરસાંમી—એ દેશી.**

**હનુમંત** વીર આયો, આ સગાંઅ સુહાયો;
સયણ જણહી સુહાયો, આયો જેમ બુલાયો. હ. ૧
પવનને વંશ વાયો, સુરતરૂ એ સવાયો;
રાયાં રાય કહાયો, કુલેં કલસ ચઢાયો. હ. ૨
કદહી ન થાય કાયો, ખલાં જાય નખાયો;
ગુણિયણે ગીત ગાયો, કિણહી ન વિધાયો. હ. ૩
જગતમેં સુજસ છાયો, અંજનાનો જાયો,
થિર કરી પાવ ઠાયો, ન ચલેરે ચલાયો. હ. ૪
રામને કામ ધાયો, ભલો બોલ પાયો;
ભૂપને ચિત્ત ભાયો, ખરી ખબર લે જાયો. હ. ૫
**વજ્રમુખની** કુમારી, કરે રોસ ભારી;
હનુમંતે સાથ આઇ, માંડેરે લડાઇ. હ. ૬
તેહના શસ્ત્ર કાપી, મૂલગેં રૂપ થાપી;
જોર ન કોઈ હોવે, તબ સનમુખ જોવે. હ. ૭
[૬]મનમથબાણુ વીંધી, કહે વાત સીધી,
હું તુમ્હ રૂપ રાચી, કરૂં સેવણા સાચી. હ. ૮
આપનો વૈર લેવા, કીયા એહ કેવા;
અબ તુમ્હ પાય લાગી, સુદશા મુજ જાગી. હ. ૯

---

૪. ઈંજા. ૫. મોટા કીલ્લા, ૬. કામ.

હનુમંતેં તામ પરણી, કરી આપણી ઘરણી;
રાતિ રહી જાય આગે, પ્રભુ કામ લાગે. હ. ૧૦
લહુ અને ગેહ આવે, સનમાન પાવે;
પાય પ્રણુમંત પૂરો, સહૂ વાતમેં સૂરો. હ. ૧૧
આવીયા કેણુ કામો, કરૂં તે અભિરામો;
રામની નારી આણી, કરિ સબ દિશિ કાંણી. હ. ૧૨
આપીયે સારે પાછી, થાયે સબ દિશિ આછી;
કીજીયે રામ રાજો, નહીં વિણુસસે કાજો. હ. ૧૩
લહૂ કહેરે જમાઈ, સમજાવીયો ભાઇ;
પારકી નારી દીજે, નહીં જીવ એ ખીજે. હ ૧૪
વાત સુણી રીસ લાગી, ઝગડવેમેંરે લાગી;
માહરૂં કહિણુ ચલસે, ગુડમેં ઘીય ઢુલસે. હ. ૧૫
લહૂનો આદેશ પામી, વનમાંહિ ધામી;
આવીયો દેખી **સીતા**, વસુધા માંહિ વદિતા. હ. ૧૬
**રામ** તો ન્યાય રોવે, ન્યાય નીંદ ન સોવે;
જેહની એહ રાણી, ત્રિહૂં લોકે વખાંણી. હ. ૧૭
તરૂવર [વર] અશોકે, શોભતો જગ વિલોકે;
તેહને મૂલ બયઠી, હનુમતેં કેમ દીઠી. હ. ૧૮
અલક તો ગાલ ફરસે, નયણુ તો નીર વરસે;
આગલે કીય માતો; જાયે અધિકહી થાતો. હ. ૧૯
વદન વિલખો દિખાયે, હિમ જિમ કમલની ધાયે;

[1]પ્રતિપદાચંદ જેહવો, તનુ દેખીજે એહવો. હ. ૨૦
[2]ઉષ્ણ નિશ્વાસ વાલે, [3]અધરની શોભ ટાલે;
ધ્યાવંતી રામ રામ; નહીં અવર તસુ કામ. હ. ૨૧
મલિન છે વસ્ત્ર વેશે, મલિન કાયા વિશેષે;
દેવી વૈદેહી માતા, દેખતાં લહીયે સાતા. હ. ૨૨
ત્રિધયા ગુપ્ત હોઇ, મુંદડી આણી સોઈ;
માયની [4]ગોદ મૂંકે, પ્રભુ શીખ ન ચૂકે. હ. ૨૩
મુંદડી નયણે નિરખી, મનમાંહિ હરખી;
હેજ હીયે લગાવી, મિલ્યો નાથજી આવી. હ. ૨૪
વિજય આણી સુણાવે, લંકપતિ હર્ષ પાવે;
આજ સીતા ખુસ્યાલી, રંગમેં છે રસાલી. હ. ૨૫
વીસરી રામનાહે, મુજસું મન ઉમાહે;
મોકલી ફેર નારી, માનસે વાત થારી. હ. ૨૬
સ્વામિનો કામ કરિવા, પાપસું પિંડ ભરિવા;
વનવિષે પાવ ધારે, સુખ કિસું ઈણકારે. હ. ૨૭
રાજીયાં રાજ રાજે, રાવણ રાય છાજે;
રાણીયા તુંહિ રૂડી, મેલવે વાત કૂડી. હ. ૨૮
નગ જડયા હેમ નીકા, પીતલેં થાયે ફીકા;
અસરિખ પુરૂષ તીકા, જાય ન સોસ જીકા. હ. ૨૯
દૈવ ગયો થો વશંસી, જામ જોવે વિમાસી;
આણિ લંકેશ મેલી, થાયે અબ ક્યું ન ભેલી. હ. ૩૦
હું અને અવર રમણી, અછાં [સહુ] હંસગમણી;
તાહરી દાસ દાસ્યાં, દીયૂં તાહરો પાસ્યાં. હ. ૩૧

---

૧. એકમના. ૨ ગરમ. ૩ હોઠ-ઓષ્ઠ. ૪ ખોળામાં.

કાન સાહીરે છાલી, તેહવી એહ વાલી;
પુરૂષથી નહિય અલગી, વિષય (સું) આણિ સલગી. હ. ૩૨×
સ્વામિજી નેમ લીધા, સાધુજીયેરે દીધા;
અણ ઇચ્છંતીય ૧દારા, કીયા તસ ૨પરિહારા. હ. ૩૩
તેહથી વાર વારે, આવું [છું] પાસ થારે;
સ્વામિને સ્વામિ જાણે, આવે વાત સહુ ટાણે. હ. ૩૪
આડીયો ભાલ દેસ્યું, એહના પ્રાણ લેસ્યું;
એહવી વાત કહિસે, જાણિસું શીખ લહિસે. હ. ૩૫
આવીયો રામ સાંમી, અંતરનોરે જામી;
લક્ષ્મણ વીર ભણીયો, નણંદલપતિ જેણ હણીયો. હ. ૩૬
મારીયો કંત દેખે, પરિતખ એહ પેખે;
માહરો બોલ સાચો, જાણિ જે જગપતિ જાચો. હ. ૩૭
લાજને બીજ ખોઈ, ઢીઠમેં ઢાઢ કોઇ;
કાં મુજને ખીજાવે, તામ પરહી પુલાવે. હ. ૩૮
ભૂપને આણિ ભાખે, પેલી પાહાણીયા નાખે;
બોલ ન કોઇ રાખે, એ ફલ તું ન ચાખે. હ. ૩૯
દોઈ દો દિશિ તાણો, દોઇમેં ન કોઇ સ્યાણો;
શક્તિનારે સનેહા, શિલા ઉપરિ જાત્રેહા. હ ૪૦
ખૂટ નાવંત છેહડો, છૂટમાંહિ નિવેડો;
જીતસે અંત ભાવી, સા કહે સોઇ આવી. હ. ૪૧

---

यतः×कृषीणां नूतनं कष्टं, वस्त्राणां नूतनं सुखम्;
स्त्रीणां नूतगो भोनो, वृक्षाणां नूतनं दुःखम्.

---

૧. સ્ત્રી. ૨. ત્યાગ.

ઢાલતો એહ કહાવી, તીસ નવમી સુહાવી;
દેવી રહી શીલ દાવે, કેશરાજજી ગાવે. હ. ૪૨

## દુહા.

હનુમત તણ પ્રગટ થયો, પ્રણમે **સીતા** પાય;
**રામ** સુ**લક્ષ્મણ** કુશલથી, સુખ માનો તુમ્હ માય. ૧
આપ તુમ્હે કુણ છો કહો, ઉદધિ તિર્યો કિમ એહ;
આજ અછે કિહિ થાનકે, કિસું કરે છે તેહ. ૨
પવનરાયનો પુત્ર છું, **હનુમત** મ્હારો નામ;
વિદ્યાબલી વિમાનસું, ઉદધિ તિરિઓ અભિરામ. ૩
**સાહસ**ગતિ નૃપ મારિયો, વાનરપતિનો કાજ;
કીધો કિકિંધાપુરી, સ્વામી વિરાજે આજ. ૪
દેવી ! વિયોગ તુમ્હારડે, રામ તપે દિન રાત;
દાવાનલે પરવત તપે, તપાવે તરૂ જાત. ૫
ગાય વિછોહો વાછડો, હીંસંતોહિ ફિરંત;
**લક્ષ્મણ** તુમ્હ વિછોહીઓ, આરતિ અધિક કરંત. ૬
કદિહિ ક્રોધેં ધમ ધમે, કદિહિ સોગેં સોચ;
કરતા વરતે સ્વામિજી, આરતિ અતિ આલોચ. ૭
વાનરપતિ સમજાવણી, કરે ઘણી નિસ દિસ
આઘાદિલે તેહથી, પિણ આરતીયા ઈશ ! ૮
કટક મિલ્યા છે એકઠા, આદેં નૃપ **સુગ્રીવ**;
**ભામંડલ** ભાઈ ભલો, આરતિપણે અતીવ. ૯
**વીરવિરાધ** વિરાજીયા, સુભટપણે સવિશેષ;
**મહેંદ્રાદિક** મોટકા, ખેચર અવર અશેષ. ૧૦

એક એકથી આગલા, સુભટ મહા ઝુઝાર;
સૂરવીર ને સાહસી, અંબર થંભણહાર. ૧૧
[1]પાંચા મિલ મિસલત કરી, પહિલ મોકલો દૂત;
ખબર કરાં **સીતા**તણી, તિહાં કિસો છે સૂત.* ૧૨
વાનર સહુ અવલોકીયા, વાનરપતિને દાય;
કોઇ નાવીઓ તમ હું, લીયો બોલાવી માય. ૧૩

## ઢાલ, ૪૦ મી. મધુર ધ્વનિ વીણા વાજેરે-એ દેશી.

રાજા **રાઘવ** રાયાં રાય કહાવેરે, દલબલ સબલ મિલાયો;
ખબર કરેવા હૂં મોકલીયો, આયો કે પ્રભુ આયો. રા. ૧
મુદ્રિકા પ્રભુકરની આણી, તેહુથી જાણિઓ સાચો;
અહિનાણી વિન કોન પતીજે, એરે [2]વડાંરી વાચો. રા. ૨
દિઓ મુજને ચૂડામણિ વેગા, વેગ અપૂઠો જાઉં;
અવસર સાધ્યાં આદર પાઉં, નહિતર ભોર કહાઉં. રા. ૩
ખબર પ્રભુની પામી સીતા, અભિગ્રહ પૂરાણો;
**હનુમત**-હઠે દિન એકવીસમે, ભોજન તો લેવાણો. રા. ૪
**સીતા** ભાખે ચૂડામણિ લિઓ, વેગહિ વેગ સિધાવો;
ખબર લહ્યાંથી એ પાપીથી, મતિરે અશાતા પાવો. રા. ૫
**હનુમંત** તામ હસીને બોલે, માતે વાત ન જાણી;
પ્રભુપ્રસાદ કરૂં જે દેખે, બોલે અધિકો તાણી. રા. ૬
તુજને તો ખાંધે બયસાડી, લેઇ જાવું આજો;

---

૧-પંચે મિલીને સલાહ કરી. *સૂત્ર. ૨-મોટાંઓની.

[1]રાવણુ **રાવણુ**ના દલ પાલૂં, તો જાણે શિરતાજો. રા. ૭
**સીતા** ભાખે એ સબ સાચો, જેમ કહિઓ તિમ કરિસ્યો;
સતી નામ ધર્યાંથી તો, પર-પુરૂષ ન જાયે ફરસ્યો. રા. ૮
જેતી ઢીલ કરો છો તેતી, પ્રભુને આરતિ થાસે;
ધર્મ નહીં હમને તુમ્હ કેરો, સ્વામી વસે દુઃખવાસે. રા. ૯
વાનરજાતિતણી ચપલાઈ, **રાવણુ** રાક્ષસ દેખે;
**રામચંદ્ર**ના સેવક એહવા, મનમેં ભય સુવિશેષે. રા. ૧૦
સત્યવતી કહે પ્રભુસું કહિયો, નામ તણે આધારે;
જીવી છું હું કે મર જાતી, વિરહે દેવ તુમ્હારે. રા. ૧૧
લેઇ ચૂડામણિને ચાલ્યો, **સીતાને** પગાં લાગી;
દેવરમણઉદ્યાન ભાંજેવા, હનુમતની મતિ જાગી. રા. ૧૨
રક્તાશોક વિષેરે નિઃસૂગો, બકુલ વિષેં અકુલાણો;
અકરૂણા અતિ અભ્રમ છાયા, અમરષ તો અધિકાણો. રા. ૧૩
ચંપક સાથે સંક ન આણે, મંદ નહિ મંદારે;
નિર્દય કદલીદલ કાપેવા, ફહલ રહિઓ વનસારે. રા. ૧૪
અવર અનેરા જેથા તરૂવર, નાંખ્યા તે ઉખાલી;
પાન ફૂલ કોઇ નહીં દીસે, ઠુંઠ કરે તબ માલી. રા. ૧૫
*ચ્યારૂહી પોલિતણા રખવાલા, રાક્ષસ અતિ સંવાહી;
વાનરને મારેવા ધાયા, હાથમેં મુદગર સાહી. રા. ૧૬
ઘૂરિ ઘૂરિ કપિ સામ્હો આવે, જાયે તામ [2]પુલાયા;
એક એકથી આગેં નાસે, ખાયાંરે ઇહિ ખાયા. રા. ૧૭
જાય પુકારીયા રાજા **રાવણુ**, વાનર ભાંજી વાડી;
*સખર તરૂ તો કોઇ ન રાખીયો, વાડી સરવ ઉજાડી. રા. ૧૮

---

૧-ભયંકર. ચાર. ૨-ભાગ્યા. સારો.

કોઇના હથીયાર છિનાયા, કોઇ નાંખ્યા ફાડી;
કોઇનો મુંહનાક [૩]વિલૂર્યા, ઇજત સહુની પાડી. રા. ૧૯
સુભટ લેઈ નિરયનંદન આયો, દોઈ લડીયા ભારી;
વાનર તો બલવંત વિશેષે, સોઈ લીધો મારી. રા. ૨૦
ભાઇ મુવાં કોપ ચઢયો અતિ, ઇંદ્રજીતજી આવે;
નિરખીને હરખ્યો મનમાંહિ, લડિસિઉં સરિખે દાવે. રા. ૨૧
પહિલી તો બાણુંસું લડિયા, વિવિધ પરે બલવંત;
ખડગ આદિ આયૂધ છતીસે, સંવાહે મદમંત. રા. ૨૨
ઇંદ્રજીતજી જે જે મૂકે, શસ્ત્ર મહા દુઃખદાઈ;
વીચેહીથી છેદી નાખે, વાનર એહિ વડાઈ. રા. ૨૩
ઇંદ્રજીતના ભટ તણ [૧]ઘાયા, જાયે સઘલાહિ નાઠા;
થારે અંગજ અનેરા આગે, વાનરથી એ ધાઠા. રા. ૨૪
ભડ ભાગા શસ્ત્ર બલ ભાગો, ઇંદ્રજીત નવિ નાઠો;
નાગપાસ બાણે સો વાનર, બાંધિ લીયો અતિ કાઠો. રા. ૨૫
આણી મેલ્હિયો રાવણ આગે, રાવણ હરખ ન માવે;
વારંવાર પ્રશંસા કરતો, સુતને કંઠ લગાવે. રા. ૨૬
રાવણ ભાખે સુણિરે વાનર, રે ભૂંડા સ્યું કીધું;
સેવક તું આ જનમતણો મુજ, આજ રામ ચિત્ત દીધું. રા. ૨૭
વનવાસી ફૂલ-સાગ[૨] આહારી, મયલા લૂઘડ જાસો;
ભીલ કિસું (નૂ)તુસી પૂરેસે, થારા મનની આસો ? રા. ૨૮
અવર કામની નીઠ પડીથી, ઇહાં કોઇ ભાવે;
અબતો આણુા પડયા છે સાંસે, છૂટેવા નહીં પાવે. રા. ૨૯

૩-મરડી નાખ્યા. ૧ ઘાયલ થયા, ૨-શાક.

પહિલી થો ભાણેજ જમાઇ, આણથકી અતિ પ્યારો;
બંદીવાન હૂવા અતિ વેગા, સીતા લેઈ પધારો રા. ૩૦
ઉતો ધૂતો ધૂત શિરોમણી, આપ ચલી કયું નાયા;
અંગારાતો અતિ ધગધગતા, ભલાં પરહાથ ગહાયા. રા. ૩૧
સેવક વર મ્હારો થો તું ધુર, અબરે દૂત કહાયો;
તે માટેરે અવધ્ય અછે પિણ, એહ વિડંબણા પાયો. રા. ૩૨

---

મંદોદરી વાક્ય *આએ જાકે દૂત યમદૂત સો પવનપૂત,
યાતો દેખા વાંનગી પ્રસિદ્ધ લોકવાનકી;
કીધો ઉતપાત[2] ઉતપાત સો આરામ કરી,
બયઠે હો આરામ કરિ કૈસે લંક થાનકી;
મંદોદરી કહે રાજ મંદોદરીખાનો આજ,
ધારો ધરમી પખેં ન ધીરો સીખ આંનકી;
કાંન કાંન ફૈલી વાત કૌનપેં ન કહી જાત,
આંની ધરિ જાંનકી નિશાની [3]ધર જાંનકી. ૧
ધોરીકે ધણીકો નીકો હારકો આહાર સુત,
વાહીકે નગર ગયો જાકે દશ શીશ હૈ;
સબહી જગ જાકો સુતતાકી સુતા તાહિ,
કામ વાજી મુખ ભૂષણમેં બયઠી નિશિદીસહૈ;
રાજા લાવેરેતલાર તાકી સાખકોં સિંગાલે,
કર આગલ ધરી ઉપની જગીસ હૈ;
મહામેંધુજાવે રયણિ તિણે પૂછયો સોહી વયણ,
તાકી નામ ચાતુરીસું મેરીબી આસીસ હૈ. ૨

---

૨. આરામમાં કૂદી આવીને, ૩. ધર જાવાની.

હું તો સેવક [1]કદથો થારો, કદકા તું મ્હુજ સ્વામી ?
લાજ ન પામો જૂઠ કહુંતા, સાચ ન ભાખે કામી. રા. ૩૩
એક વાર **પવનજય** રાજા, આયોથો બોલાયો;
વરૂણતણા બંધીખાનાથી, ખરખેચરને છોડાયો. રા. ૩૪
એક વાર હું વિણુ આયોથો, સ્વાંમીનો તેડાયો;
વરૂણ સુતાં રણમેં ઘેર્યોથો, તબ તુમ્હેં મલ્હાયો. રા. ૩૫
ધર્મપક્ષનો સાહુજ કરણો, પાપપક્ષ નવી કરણો;
લંપટનરસું વાતહિ કરતાં, પાપેં પિંડજ ભરણો. રા. ૩૬
એહુવો તો હું કોઇ ન દેખું, [2]અનુજ એકને જીતી;
રણમાંહિ જે તુજને રાખે, વસુધા વાત વદીતી. રા. ૩૭
એમ સુણંતાં રીસાણો રાણો, વચન તીર બહુ વાહે;
વયરીનારે વખાણ કરંતાં, મૂવોહી તું ચાહે. રા. ૩૮
[3]રાસભ વહોડી માથો મૂંડી, પાંચ શિખા શિર રાખી;
જૈસો કરે સો તૈસો પાવે, ફેરૂંરે ઇમ ભાખી. રા. ૩૯
એમ સુણી કોપિઓ અતિ વાનર, નાગપાસને તોડે;
કમલનાલીસું [4]કુંજર બાંધિઉં, કહો કવણ નર લોડે. રા. ૪૦
[5]વિદ્યુતપાતતણી પરેં પડયો, મુકટ માથાનો પાડી;
ખંડાખંડ કરીને નાંખે, કોણ બીચારી વાડી. રા, ૪૧
અહો અહોરે રાવણ ભાખે, રીસ ઘણી વિસ્તારી;
તામ સુલંક નિઃશંકપણેરે, [6]વિધ્વંસી નિરધારી. રા. ૪૨
ક્રીડા રંગ કરીને રંગીલી, આયો વાનર લાઈ;
**રામ** નમી ચૂડામણી આપ્યો, લીધો કંઠ લગાઈ. રા. ૪૩

---

૧. કયારનો ? ૨. નાનો ભાઇ. ૩. ગધેડો. ૪. હાથી ૫ વીજળી. ૬. નાશ કરી.

ચુડામણી છાતીસું ચાંપિઓ, જાંણે **સીતા** આવી;
આજ મિલી મુજ વારૂવારૂ, ફરસે હીયે લગાવી. રા. ૪૪
*વિઘા હૂવો થો મિલીયો આવી, વીચ હૂવા જે કામો;
તે સગલારે પ્રભુને સુણાવ્યાં, ભલો ભલો કહે રામો. રા. ૪૫
ઢાલ ભલી એ ચાલીસમી, **સીતા** સુદ્ધ લહાણી;
**કેશરાજ રાઘવ** સુખ પાયો, સભા સહુ હરખાણી. રા. ૪૬

## દુહા.

**રામ** નામ રલીયામણો, રામ રૂપથો એક;
**સીતા** ખબર લહાઇયાં, **રામ** સ્વરૂપ અનેક. ૧*
**રામ** અને **લખમણ** ભલા, **સુગ્રીવા**દિક દેખ;
કટક મહા સૂરાપણે, સુભટ મિલ્યા સુવિશેષ. ૨
**ભામંડલ** મંડલપતિ, વડ–વાનર નર નીલ;
**જાંબવાન અંગદ** ભલો, કપિપતિનંદ સલીલ. ૩
**શ્રીમહેંદ્ર** મહિમાનિલો, **પવજનયનો** પૂત;
પ્રબલ **મહાબલ** આગલો, રાખણ સગલા સૂત. ૪
**વીરવિરાધ** વિશેષીયો, રાય **સુષેણ** ઉદાર;
ઈત્યાદિક નામેં ભલા, અવર લહે કુણ પાર! ૫
વિદ્યાધર વિદ્યા બલી, મિલીયા કેઇયક કોડિ;
વાહિર એ સીતાતણી, આંણે સહિ બહોડિ. ૬

---

* ટરત હે ન લેખ ટલે નહીં, જાનકીનાથ વિજોગ દીયો હૈ,
વિક્રમ વાયસમાંસ ભખ્યો, દીનમતી હારચંદ્ર ભયો હૈ;
કીચકકંદ નિકંદ મહાબલ રંકપતિ રિદ્ધિ છાંડિ ગયો હૈ,
સૂરિ દયાનલ નારિ તજી હનુમાનપસાવ લંગોટ લયો હૈ.

આપ આપણા સાથમેં, નોબતકેરો નાદ;
અંબર તો ગાજી રહ્યો, સુણિઓ ન જાયે સાદ. ૭
શુભવેલા શુભમહુરતે, શુભહી સોણુ વિચાર;
ગગનપંથ ચાલ્યા સહુ, રાઘવજીની લાર. ૮*

**ઢાલ, ૪૧મી. ભૂલી માલિણી હે સદ્‌ગુરૂ–એ દેશી.**

રાઘવ આવીયો હો, સુભટ સગલા શૂર;
ઉદધિની કલ્લોલ માલા, તેમ દલનો પૂર. રા. ૧
વિવિધ વાહન વિવિધ વાની, વિવિધ વેશ વિશેષ;
વિવિધ ફરહર વિવિધ નેજા, વિવિધવાંન નરેશ. રા. ૨
વિવિધ ઘોડા વિવિધ હાથી, વિવિધ રથ નર હોય;
વિવિધ તો હથીયાર હાથેં, વિવિધ વાજા જોય. રા. ૩
વિવિધ ડેરા વિવિધ તંબૂ, બાડિતો અભિરામ;
વિવિધ ભાંતિ સરાય ચારે, વિવિધ પરિ વારામ ! રા. ૪
હાથીયા ગુલગુલે ગિરવા, હયાંનાં હીસાર;
સોરતો માચીયાં અધિકો, રથતણા ચિતકાર. રા. ૫
સિંહનાદ સુભટ કરેરે, પડે કાયરાં પ્રાણ;
શૂરગુણ સોગુણો વાધે, શબ્દનો સુપ્રમાણ. રા. ૬
કોઈ તો બયઠા વિમાને, કોઈ ગજરાજ;
કોઇ તો રથ કોઇ અશ્વાં, ગગને ચલીયા ગાજ. રા. ૭
ઉદધિ ઉપરિ ચાલતાં [તે], વેલિધર ગિરિ પાંમિ;
વેલંધર પુર પાંમીયો તિહાં, **સમુદ્રસેતું** સ્વામિ. રા. ૮

---

* મિગસરતણો જો પ્રથમ પક્ષ, રવિવાર પંચમી દિન,
પ્રત્યક્ષ શુભ લગન વેલા વિજય જોગ રામ કીયો
ચાલરો પ્રયોગ.

સમુદ્રનીપરેં હોઈ દુર્ધર, હોઇ સૂર સકાંમ;
રામદલ આગલાં લોગાં, માંડીયો સંગ્રામ. રા. ૯
**સમુદ્ર** તો નલેં બાંધિ લીધો, **સેતું** બાંધિઓ નીલ;
**રામ** આગલેં આણિ મૂંક્યાં, કોઇ ન કરી ઢીલ. રા. ૧૦
દયા કરિને દેવ જીતેં, થાપીયા તિણુ થાંન;
પહિલહીથી જીતિમાંડી, પુન્યને પરિમાણુ. રા. ૧૧
સમુદ્રને સુંદરાકારે, સુતા તીન પ્રધાન;
આણિ **લખમણુ** ભણી દીધી, પામિને સનમાન. રા. ૧૨
[1]રાતિ રહિને [2]પ્રાત ચાલ્યા, રાય **સેતું સમુદ્ર**;
સાથ લાગા ભરમ ભાગા, હૂઆ અધિક અક્ષુદ્ર. રા. ૧૩
સુવેલાદ્રિ ચાલિ આયા, તિહાં રાય સુવેલ;
જીતી લીધો સાથ કીધો, કોન લાગી વેલ ! રા. ૧૪
લંકનગરીપ્રતેં ચાલ્યા, હંસદ્વીપેં જાય;
**હંસરથ** નૃપ જીતિને તિહાં, ધસ્યો **રાઘવરાય**. રા. ૧૫
[3]આસનો આવીયો રાઘવ, મીનરાસીયેં મંદ;
સાંચરે સગલેહી જાણ્યો, રાય રવિનો નંદ. રા. ૧૬
લંકને એભ્રય લાગો, લંકનો વિપનાશ;
હોયસે એ સહી જાણી, લોગ પામ્યા ત્રાસ. રા. ૧૭
યુદ્ધને સંવાવહિ અતિ, હોઇ અતિ હુસીયાર;
લંકપતિ સામંત શૂરા, મહા ઝૂઝણુહાર. રા. ૧૮
નામથી **મારીચ** મોટો, હસ્તરાય પ્રહસ્ત;
સારણાદિ સહસ કેઈ, [4]નિશાચર મદમસ્ત. રા. ૧૯

---

૧-રાત. ૨-સવારે. ૩-નજીક-પાસે. ૪-રાક્ષસ.

લંકપતિ રણતૂર તાજા, કેઇ કોડી તિવાર;
તાડિવા આદેશ પહૂંતો, સોરનો નહિ પાર. રા. ૨૦
લંકપતિસું લહૂંય ભાસે, સુણો એ અરદાસ;
કાંઇ ઉતાવળા થાવો, સોચમેં સુખવાસ. રા. ૨૧
અણવિમાસ્યો કામ કીધો, ઉપાઈ કુલ લાજ;
આજ આતુર હોઇયાથી, નહીં સુધરે કાજ! રા. ૨૨
નારિ તો આપણી લેવા, આવીયા છે એહ;
દીયાં પાછી વલે પાછા, દૂધ વરસે મેહ. રા. ૨૩
આવીયા છે ભિંડ એતે, સો તો કરિસે કામ;
નારી લેશે ચોટ દેશે, ફોડસે એ ઠાંમ! રા. ૨૪
**રામ લખમણ** રહો અલગા, દેખીયો ઉ દૂત;
સ્વામીયાની કિસી કહોવી, અછે અતિ આકૂત. રા. ૨૫
ઇંદ્રની શ્રીથકી અધિકી, તાંહરી છે દેવ;
કાંઈ ખોવે રાંક હોવે, એક કરી અહમેવ. રા. ૨૬
રાક્ષસકુલના કુમર સહુ, સોહે સાઢાચ્ચારજ કોડિ;
**ઇંદ્રજીત ધનવાહન,** દીપે બીહુની જોડિ. રા. ૨૭
**ઇંદ્રજીત** કહંત કાકા, જનમ ડર પણ પ્રાંહિ;
દૂખવ્યો તે તાતનો કુલ, તાત સહોદર નાંહિ. રા. ૨૮
ઇંદ્રજીતણુ નામ મ્હારો, ઇંદ્રજી તૂં જંગ;
કુણ **લખમણ રામ** રાજા, રહે તૂં રસ રંગ. રા. ૨૯
પહિલતે છેતર્યો રાવણ, ભાખી જૂઠી વાત;
**મારીચોમેં** રાય દશરથ, એહ તુજ અવદાત. રા. ૩૦
ઇહાં મ્હાંરી દાઢમાંહિ, આવીયા એ દોય;
ચાહે છે ઉવારીયાં તૂં, સગો નહીં અરિ હોય. રા. ૩૧

જાણીયે છે રામ મિલીયો, વાતામાંહિ વિચાર;
કૂપેં પાણી જિસો હોવે, તિસો ચડસ મઝાર. રા.૩૨*
લહૂ ભાખે પુત્ર સાંભલ, નહીં અરિસું નેહ;
જિસો દેખું તિસો ભાખું, આવીયો તુમ્હ છેહ. રા. ૩૩
પુત્ર નહીં તું શત્રુ સરિખો, કરણ કુલનો છેદ;
દૂધનો મુહડો થારો, કોઇ જાણે ભેદ. રા. ૩૪
સ્વાંમિ કામપણે પિતા તજ, અંધમાંહિ ગિણાય;
જન્મ અંધ સમાન તૂંતો, આજથી કહિવાય. રા. ૩૫
પુત્રપણે એ ચરિત્ર થારે, ભલપ્પણો ન દિખાય;
ભાઇજી હું કિસું ભાસું, લંકતો ન રહાય. રા. ૩૬
એમ સુણતાં રાય **રાવણ,** કોપીયો અસરાલ;
ખડગ કાઢી મારીવાને, ઊઠીયો તતકાલ. રા. ૩૭
**વિભીષણ** ઊઠીયો સામ્હો, દોઈ લાગા વીર;
**કુંભકરણજ ઇંદ્રજીતજ,** ધાઇ આયા ધીર. રા. ૩૮
વીચ કરીને કીયા અલગા, હાથીયા જિમ સોય;
ચિત્ત ફાતો રાયજીનો, મેલવે નહિ કોય. રા. ૩૯

---

સવઇયોઃ—*રામ હુંતે અવતાર ધણી પિણ,
સીતાકું લે ગયો રાવણ રાંણા;
વાહન ચાલ બંધી જલ ઊપરિ,
જાય દીયે વનવાસમેં થાંણા.
લેખ વિના કછું વાત ન હોત હે,
એ સમજે નર સોઈ સયાંણા;
સાચ વિચાર કહે કવિ છીતર,
લેખકે હાથ અલેખ વિકાણા. ૧

મતિ રહે મુજ નગરમાંહિ, અલગ જાજે દૂર;
ઉણુાંહીને ભલો હોઈ, રહે રામ હજૂર. રા. ૪૦
મારીયે છે સાચ બોલો, જૂઠ જગપતિયાય;[2]
વિભીષણ સો ભલો ભાઈ, નાવીયો નૃપદાય. રા. ૪૧
રાયને પગિ લાગિ ચાલિઓ, લેઈ નિજ પરિવાર;
તીસ અક્ષોહિણી લશકર, લાગીયો તસુ લાર. રા. ૪૨
હંસ દ્વિપિં ચાલિ આયો, રામને દરબાર;
સુગ્રીવાદિક રામ રાજા, કરે સોચ અપાર. રા. ૪૩
વૈરીયાં વિશ્વાસ નહીં હૂવે, તેહીમેં એ રક્ષ;
સ્વામિના અતિ યત્ન કરિવા, કહે પ્રભુ પ્રત્યક્ષ. રા. ૪૪
મોકલ્યો જન રામ પાસે, ખબર કરિવા હેત;
રામજી સુગ્રીવ સાથે, માંડિ રહિઉ નેત. રા. ૪૫
કહે કપિપતિ રાક્ષસાંનો, ન ઉપજે વિશ્વાસ;
ભેદ લહીને માંહિલો હૂં, ભાખીસું સોલ્હાસ. રા. ૪૬
તામ એક વિશાલ ખેચર, ભાષહિ સુવિશાલ;
ધરમપખ ધરમાતમાએ, ધરમનો પ્રતિપાલ. રા. ૪૭
સતી સીતાતણી કરતાં, વિનંતી નૃપ સાથ;
ખીજીયો અતિ [રાય] રાવણ, કાઢીયો ગ્રહી હાથ. રા. ૪૮
ચોરને [1]ચાનણો ન ગમે, જૂઠ ન ગમે સાચ;
લંપટાને શીલ ન ગમે, એહ સાચી વાચ. રા. ૪૯
જાય આગેં હાથ સહી, રામ આંણે માંહિ;
પાય પડતાં લીયે ઉંચા, મિલ્યા પ્રભુ ગલ બાંહિ. રા ૫૦

૧–ચંદ્રમાં. ૨–(પતિયાય–પ્રતીત)

કુશલ પૂછહિ વારવારહી, પૂજને સુપસાય;
આજ ધનદિન માહિરોએ, દેવ દર્શન પાય. રા. ૫૧
દોહરાઃ—ફૂલે ઘણી ફલે નહીં, એ બહુતી [2]વનરાય;
ફૂલે નહીં ફલે ઘણા, સો વડ વૃક્ષ કહાય.
આઓ આઘા ઇહાં બયસો, આજ ઉપજિઓ પ્રેમ;
વાત પૂછે હીયો ખોલી, દૂબલા (દિસો) છો કેમ. રા. ૫૨
આવીયા તો ઘણે દીહે, એહવા ભલા બોલ;
જિહાં જાતાં તિહાં લાભે, માનવી નિરમોલ. રા. ૫૩
વચનના રસ પખે છૂટો, ભાઈજી ભલ ભૂપ;
વચનને રસેં રામ સેવ્યો, વચનરૂપ વિરૂપ. રા. ૫૪
વિભીષણ કહે રામજીસું, ભાઈજીને છોડિ;
આવીયો સુગ્રીવ જિમતિમ, જાંણીયો સમજોડિ. રા. ૫૫
**રામ લખમણ** તાંમ ભાખે, કરો એ તસલીમ;
લંકની બગસીસ તુમ્હને, હીયૂં હૂંયોહીમ. રા. ૫૬*
ઢાલ એક તાલીશમીએ, લંક આપી ઈશ;
**કેશરાજ** કહંત અવસર, આવીયાં બગસીસ. રા. ૫૭

---

*સાંઇ અપને ભ્રાતકું, કબહુ ન દીજે ત્રાસ;
પલક દૂર નહી કીજીયે, સદા રાખીયે પાસ.
ત્રાસ કબહુ ન દીજીયે એ;
ત્રાસદી લંકેશ તાકી ગત સુણ લીજે.
કહે ગિરધર કવિરાય રામસું મિલીયો આઈ;
પાય વિભીષણ રાજ લંકપત વાજ્યો સાંઈ.

---

૨. વનરાજિ—વન શ્રેણિ.

## દુહા.

હંસ દ્વીપ દિન આઠ રહી, આગે આવે જામ;
ધરતી દીઠી મોકલી, ખેત્ર જડાવે તામ. ૧
ઉંચી નીચી સમ કરી, ધરતી થાલ સમાન;
લાંબપણે ચઉડેપણે, યોજન વિંશતિ માન ૨
વેલા સાધી વેગસું, કીધો કટક પડાવ;
રાક્ષસ દલ દેખણતણો, આંણે ચિત્તમેં ચાવ. ૩
વેલિ શબદ સાયરતણે, રામ કટકને નાદ;
લંકાતો ખહરી હૂઇ, કોલાહલને સાદ. ૪
સંવાહી શૂરા ઘણા, પહિરે બગતર ટોપ;
પ્રહસ્તાદિક સામઠા, ઓપે અધિકી ઓપ. ૫
કોઇક તો હાથી ચઢયા, કોઇ હય અસવાર;
કોઇ સિંહાં ઊપરેં, ચઢી ચાલ્યા તિહીવાર. ૬
કેઈ ખરરથ બયસીયા, કેઈ પલ્હાંણે મેષ;
કેઈ ભયસેં બયસીયા, કોઇ વિમાન વિશેષ. ૭
આપ આપણા સાથસું, આપ આપણે જોર;
મોહલો દેવે સાંમીને, ઉભા બાંધીકોર. ૮
રોસ કરી અતિ રાતડો, સૂરાંરો સુલતાંણ;
વિવિધાયુધ કરિ પૂરીઓ, રથ બયઠો રાજાન. ૯
કરણ પિતા સમ તેજ કરિ, કુંભકરણ દુરદંત;
શૂલદંડ હાથેં ગ્રહ્યાં, આયો અતિ મયમંત. ૧૦
કરમયતા [1]કુંયર મહા, ઇંદ્રજીતજી જોઈ;

---

૧. હાથી.

ધનવાહન રાવણતણા, [૨]દોર્દંડ એ દોઇ.
કુંમર અવર સવાહીયા, મયસુંદાદિ અનેક;
શુકશારણ મારીચસું, ભડ સામંત સટેક. ૧૨
અક્ષોહણીના સહસ્ર નો, પાર ન પાવે કોઈ;
રાવણ સાંમ્હો આવીયો, હૂસીયારીમેં હોઈ. ૧૩

## ઢાલ, ૪૨ મી. કડખાની—દેશી,

આવીયો રાવણ લોક ડરામણ,
રાવણ રાવણેં પાર નાવે;
છાઇયો [૩]અંબર કટક આડંબર,
ખબર નિજ પરતણી કો ન પાવે. આ. ૧
કેઈ હરિકેતુ કેઈરે અષ્ટાપદ,
કેતું કેઈ ગજરાજ કેતુ,
મોરમાજાર અહિ કુકુંટ કેતુતે,
સુભટ સ્વામિતણા અધિક હેતુ. આ. ૨
દંડ કેઈ ગ્રહે ખડગકે સંગ્રહે,
કોઈ મુખંડી શેલ સાહે;
કોઈ મુદગર પરિઘારે કુઠારિકા,
સૂલ સાહી મનમેં ઉમાહે. આ. ૩
વીસ જોજન લગેં રામ દલ વિસતરઇ,
એરે પચાસ જોજન પ્રમાણે;
સુભટ બોલાવતા ધીર્ય ડોલાવતા,
એકસું એકતો અધિક તાંણે. આ. ૪
આપ સ્વામીતણી [૪]શ્લાઘતા અતિઘણી,

---

૨. બાહુદંડ. ૩. આકાશ, ૪. વખાણ-સ્તુતિ.

કરત નિંદા પરસ્વામી કેરી;
તું કુણરે અછે તું કુણરે અછે,
આપસમેંરે ભાખે ઘણેરી. આ. ૫
[1]ગચ્છરે ગચ્છરે [2]તિષ્ઠિરે તિષ્ઠિરે,
મતિડરે આયુધ અલગ નાખી;
નહીંતર એહ આયૂધ સંવાહલે,
આવિ ઉરહો વજ્રવોટ ભાખી. આ. ૬
બાણ વરસે ઘણા વિવિધ ભાંતે તણા,
ચક્ર પરિઘા ગદા પરશુ ખાંડા;
દંડ મુદગર કરી ચોટ કરિવે કરી,
રાક્ષસાં વાનરા લડત ચાંડા. આ. ૭
વાનરા રાજતા જેમ તરૂ ભાંજતાં,
તેમ રાક્ષસ તણ જાય ભાગી;
હસ્ત પ્રહસ્ત બલવંત ઉદ્ધત અતિ,
વાનરાં સાથ તણ આંણ લાગી. આ. ૮
હસ્ત નલ મારીયો નીલ પરહસ્તતો,
અંબર પુષ્પની વૃષ્ટિ હૂઇ;
રામ દલ ગાજીયો એહ દલ લાજીયો,
તામ નૃપ મોકલે ફોજ જૂઇ. આ. ૯
રાય મારીચ શુકશારણ સિંહરથ,
અશ્વરથ અંદરવિ ને ઉદામા,
મકરૅજ્વર ભૂપ કુંભાક્ષ ગંભીર સિંઘ,

૧.—જારેજા. ૨. ઉભો રહેરે ઉભો.

જઘન્ય બિભત્સ શંભૂ સકામા. આ. ૧૦
મદન અક્ષર સંતાપ પ્રથિતા નૃપા,
ક્રોશ પુષ્પાસ્ત્ર સુવિઘ્ન નામા;
દુરતિ નંદન કર પ્રીતિ સુદુર્દ્ધર,
વાનરાં રાજીયા એ અક્ષામા. આ. ૧૧
રાય મારીચ સંતાપ વાનર હણ્યો,
નંદન વાનરે જ્વર વિણાસ્યો;
રક્ષ ઉદ્દામ કપિ વિઘ્ન મારી લીયા,
દુરતિ શુક મારીયા ગેહ વાસ્યો. આ. ૧૨
સિંહ જઘને હણ્યો પ્રથિતવર વાનરો,
એતલે સૂર્ય (તો) અસ્ત પામ્યો;
દોઇ દલઓ હટયાં જે મુવા તે ઘટયા,
પ્રાતઃ ફિર મંડીયા સુજસ કામ્યો. આ. ૧૩
કપિ સુભટ સધ્ય રાજ રથ્થ ણયસિ નૃપ આવીયો,
વિવિધ પ્રકાર આયૂધ ધારી;
રામસેના પ્રબલ ધારીસું,
વિચીયો એહ સંગ્રામ ભારી. આ. ૧૪
રાવણરા હુંકાર કરિવે કરી,
રાક્ષસ ચરણ રણ વિષે રોપિ રહીયા;
વાનરાં પગ ખિસા જાય પાછા ધસ્યા,
અવસર તામ સુગ્રીવ લહીયા. આ. ૧૫
સલહ સન્નાહ કરિ ધનુષ બરકરી,
રાક્ષસાં (ને) સંમુખે જાસ આવે,
તામ હનુમંત ભાષંત સુગ્રીવસું,

દેવ અબ તુમ્હ રહો આપ દાવે. આ. ૧૬
ચઢિઓ હનુમંત[1]દુર દંત દલને દલે,
રાક્ષસાંનો મુહ આણિ રોકે;
*તામ બાવો ધનુષ બાણ સંભાલિકે,
હનુમંત વીરને આંણિ કોકે. આ. ૧૭
હનુમંતે અસ્રધન છેદિ બાવાતણા,
કહેરે બૂઢા તૂંતો કોંઇ ચાહે;
પાંચ નવકાર ગુણિ પરભવ સાધિવો,
બાપજી લૂટ તૂં છેરે લાહે. આ. ૧૮
એમ સુણતાં વજ્રોદર આવીયો,
કહેરે અગ્યાંન ઇમ કાંઇ બોલે;
આવિ[2] ઉરહો ચલી જોરે અતુલ બલી,
હમ તુમ્હ જોડિ છે એક તોલે. આ. ૧૯
કેશરીની પેરેં શબ્દ હીયડે ધરી;
આવીયો વીર હનુમંત હાકી,
સોઇ મારી લીયો વજ્રનો તૃણ કીયો,
પાછલે કાંઇ રાખી ન બાકી. આ. ૨૦
**જંબૂમાલી** નૃપનંદન આવીયો,
સોઇ ઉપાડિકે નાંખિ દીધો;
**રક્ષ મહોદર** પ્રમુખ સગલાં મિલી,

* બ્રહ્મચર્યાશ્રમ ગૃહસ્થાશ્રમ, પ્રવ્રજયાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ,
વાનપ્રસ્થ થઇ વનમેં બસીયા, પિણ આપો નવિ બૂઝે;
વિષય કષાય થકી નવિ વિરમ્યા, ગૃહસ્થ થઇને ઝૂઝે.

૧–દુઃખ દમી શકાય એવું. ૨–સમીપ–પાસે.

અંજના[૩] અંગજ ઘેર લીધો. આ. ૨૧
કોઈતો ભુજ વિષે કોઇતો મુખ વિષે,
કોઈ તો પંઠા વિષે કોઇ છાતી;
કોઈ ફૂંખે કીયાં સયલ મારી લીયા,
હનુમંત વીરની રીસ તાતી. આ. ૨૨
સાયર [૧]વીચિ વડવાનલ સોહ તો,
રાક્ષસાં વીચ એ વીર સોહે;
ભાજીયા સહલહી ઊગતે સૂરજે,
મરે [૨]તિમિરનો ખોજ ખોહે. આ. ૨૩
રાક્ષસાં ભંગ દેખી અતિ કોપીયો,
કુંભકરણ તણ આપ ધાયો;
દેવ ઇશાંન જિ શૂલ હાથે ગ્રહ્યાં,
કાયરા ધીરજ થર થરાયો. આ. ૨૪
કોઇ પાએ હણ્યા કોઇ મુદગર હણ્યા,
કોઇ કૂર્પર હણ્યા અધિક ત્રાંસ્યા;
કોઇ હાથે હણ્યા કોઇ શૂલે હણ્યા,
કોઇ અન્યોન્ય ઈમ કરિ વિનાસ્યા. આ. ૨૫
દેખી બલવંત સુગ્રીવજી ધાઇયો,
ધાઇયો દધિમુખને મહેંદ્રો;
ધાઇઓ અંગદ કુમુદ પ્રભુ શાલક,
ધાઇયા ષટહી મોટા નરેંદ્રો. આ. ૨૬
એ ષટ ભૂપને કુંભ કર્ણજ લડે,
[૩]અંબરેં દેવ દેખે તમાસો;

૩–પુત્ર–છોકરો. ૧–તરંગ. ૨–અંધકાર. ૩–આકાશમાં.

વિવિધપરેં બાણના મેહ વરસાવહી,
જોગિની આપમેં કરત [4]હાસો. આ. ૨૭
[5]નીંદ બાણેં કરી નીંદ વિકુર્વણા,
રાક્ષસે નીંદ વશ સયલ કીધા;
જાગૃત બાણસું [તાન] સુગ્રીવજી,
તેરે સગલાહિ ઉઠાઇ લીધા. આ. ૨૮
કુંભકર્ણજતણો રથ રથ સારથી,
સુગ્રીવ રાય તબ (ભાજ રાલ્યો) ભાંજ ચાલ્યો;
મુદગર કર ગ્રહી કપિપતિ ઊપરા,
આવહાસો ન ટલંત ટાલ્યો. આ. ૨૯
અંગનવાયરે વાનરા ગિર પડે,
[6]ગયવર ફરસથી જેમ વૃક્ષો;
મુદગરેં ભાંજિકે તામ ટુકડા કીયા,
સુગ્રીવરાયનો રથ પ્રતક્ષો. આ. ૩૦
સુગ્રીવરાયજી એક શિલ મોટકી,
રાવણાનુજ તણે શિરહી પાડે;
મુદગરેં ભાંજિકે તામ દશહિ દિશે,
રજતણી દૃષ્ટિ અધિકી ઉડાડે. આ. ૩૧
અંબર છાઇયો કાંઈ સૂજે નહીં,
લોકના નયણ મુખ રજહિ ભરિયા;
તામ સુગ્રીવજી જલબાણ વરસાવહી,
રજહિ બયસાવિ પરકાશ કરિયા. આ. ૩૨

૪–હાસ્ય. ૫–પનિદ્રા ઉપજાવનાર બાણ. ૬–હાથી.

તામ વાનરપ્રતેં રાક્ષસ ઊપરેં,
રોસસે મેલ્હિઓ [1]તડિતઘાત;
તેહુને કોઇ ઉપચાર લાગો નહીં,
મૂરછીયો (તવ) કરે ધરણિપાત. આ. ૩૩
રાવણુ ઉઠહિ તામ સંગ્રામને,
તામ સુત ઇંદ્રજીત આગેં;
વીનવે તાતને છોડિ સંતાપને,
કવણુ આગેં તું તો જૂઝ માગે. આ. ૩૪
ના યમ વરૂણ નહિય કુબેરજી,
ઈંદ્ર સોહી તુમ્હ [2]સોમ જીતો;
ઉઘરવા કરો અછે એ અનુચરો,
ઊખલો ફૂટવો એહિ રીતો. આ. ૩૫
આપ આદેશ મુજ એહ સંગ્રામનો;
દૂરથી દેખિ જો કાંમ મ્હારો,
બાપડા વાનરા પાનપાનાં કરૂં,
જાંણિજયો જાઇયો તોરે થારો. આ. ૩૬
હોઇ [3]સનદ્ધ બદ્ધ જુદ્ધમેં આવીયો,
શ્રીમુખે તામ સહુને પુકારે (પચારે);
કિહાંરે સુગ્રીવ હનુમંત કિંહાં લખુમણા,
રામ જે ચોટ મ્હારી સહારે. આ. ૩૭
ત્રાસીયા વાનરાં સાથ ઇમ બોલીયો,
નાંખિ હથીયાર તુમ્હ અલગ હોવો;
[4]અણુરે જૂઝંતને મારવા નિયમ મુજ,

1.—વીજળી ઘાત. 2—ચંદ્ર. 3—બખતર સંયુક્ત. 4—નહિ લડતાને.

થેરે થાંરી જઇ નિંદ સોવો. આ. ૩૮
જીભ કરિવે કિસું આવિ મુજ સાંમ્હુઓ,
વાનરાંય તણ [1]આય અડીયો;
**મેઘવાહન** સંઘાત **ભામંડલ**,
અસ્ત્ર શસ્ત્રેં કરી અધિક લડીયો. આ. ૩૯
દિગ દિશાના હોયે હાથીયા જેહવા,
તેહવા ચ્યારહી એક દીસે;
હુંસતો કોન રાખંત લડવેં કરી,
આગમેં ઉચ્છલે અધિક રીસે. આ. ૪૦
**ઇંદ્રજીત મેઘવાહન**' અહિપાસનો,
અસ્ત્ર મૂકે ન ચૂકે રે સોઈ;
રાય **સુગ્રીવ ભામંડલ** બાંધીયા,
તામ'તો જોર ન ચલંત કોઈ. આ. ૪૧
કરત ઉપચાર [2]સંગ્યા લઈ ઉઠીયો,
રોસ ધરતો અતિ કુંભકર્ણો;
વીર **હનુમંત** માર્યો ગદા એવસું,
મૂર્છીયો તબ કરે [3]ધરણિ સર્ણો. આ. ૪૨
તામ ઉઠાયકે કાખમેં ચાંપીયો,
કુંભકરણેં હનુમંત વીરો;*

---

સવઇયોઃ-* એ કઠિન પ્રીતકી રીત કઠિન તન મન વશકરણા,
કઠિન કામિની પંથ કઠિન ભવસાગર તિરણા,
કઠિન [4]વિપતમેં દાન કઠિન ઉચગાટહિ કઠણા,

---

૧-આવીને. ૨-શુદ્ધિ-સાવધાનતા. ૩-પૃથ્વીનું શરણ લીધું. ૪-આફતમાં-વિપત્તિમાં.

એકથી એક અધિકા કહી દાખીયા,
લટકતો જાય તેહનો શરીરો. આ. ૪૩

દુહા.

સલહ ખાંનાથી કાઢીયો, કાંધે ઘટીયા સેલ;
હાસો નહીં હે પદમણી, ખરાખરીરો ખેલ. ૧

લહુ કહે રામસું રાવણા દલ વિષય,
પ્રબલ બલ ધારક એહ હોઈ;
[1]આનન અધિક ઓપમા છે તોહી પિણ,
[2]સોહ પાવંત એ નયન દોઈ. આ. ૪૪
બાંધીયા એહ દો રાયને નંદને,
લંકમાંહિ જબ લગ ન જાઈ;
તબલગ ઉદ્યમ કીજીયેં આકરો,
પાંમીયેં સુજસ અતિ એ છોડાઈ. આ. ૪૫
કુંભકર્ણ હનુમંતજી કાખમેં,
ચાંપીયો એહ વિપરીત માંહિ;
વિના સુગ્રીવ ભામંડલ હનમતાં,
સૈન્ય સગલું અછે શૂન્ય પ્રાંહિ. આ. ૪૬

---

નિરધન નેહપાલણ કઠિન કઠિન મન મારણ મમતા,
કઠિન વ્યસન બંધ વયણે કઠિન સમરથને સમતા,
વચન નિભાવન અતિ કઠિન,
દરિદ્ર પરાભવ અતિ કઠિન,
વૈતાલ કહે વિક્રમ સુણો,
ગ્યાન યુધ જીતણ કઠિન,

---

૧ મુખ. ૨ શોભા.

એહિજ વાત કરતાં થકાં અંગદ,
સુભટ ઝૂઝંત પ્રભુ સાથ કોઠો;
ક્રોધ કરી ધનુષ ગ્રહિ બાણ નાખંતસું,
પામિ અવકાશ હનુમંત નાઠો. આ. ૪૭
કુંભકર્ણાનુજ સલહ સાજી કરી,
ભાઇ સુત આગલે આણ મંડે;
રાય સુગ્રીવ ભામંડલ ભૂપના,
બંધન છોડાવિવા અધિક તંડે. આ. ૪૮
ઈંદ્રજીત મેઘવાહન ચિત્ત ચિંતવે,
એહતો માંહરે તાત તોલે;
યુધ જુગતો નહીં જાઈટલવું ભલું,
એહતો સાખ સિદ્ધાંત બોલે. આ. ૪૯
નાગપાસે કરી એહ બાંધ્યા અ છે,
ભૂખ [3]તિરસે કરી સહજેહિ મરિસે;
મેહલીયે એઇહાં લેઇજાશે કિહાં,
પરવશ હોઇ નર કાંઇ કરિસે. આ ૫૦
મુંહ ટાલીગયા પાંચમે પર લહ્યા,
કુંભકર્ણ ન જરાય પાસે;
આવિને અટકલે કોઈ બલ નવિચલે,
બંધન છોડવા મતિ વિમાસે. આ. ૫૧
આરતિ આણે ઘણી બંધન છોડણ તણી,
રામ અરૂ લક્ષ્મણ દોઇ ભાઈ;
તામ ચિત્ત સાંભરી દેવ વાચા ખરી,

3 તરસ–તૃષા.

[1]સુમરીયે આજ થાયે સહાઈ. આ. ૫૨
દેવ **મહાલોચન** વચન સૂધો ઘણો,
ચિંતવ્યો આવીયો તતખેવા;
સિંહનિનાદ વિદ્યારથ મૂસલ,
હલ દેઇ સાચવી **રામ** સેવા. આ. ૫૩
બીજલી જિમ ચલે નાશ અરિનો કરે,
[2]સમર સાચી ગદા દેવ દીધી;
સાર વિદ્યા મહા ગારૂડી [3]સ્યંદન,
આપિ **લખમણ**તણી સેવ કીધી. આ. ૫૪
[4]વારૂણાગ્નેય વાયવ્ય આદેં કરી,
દોઇ ભાઈ ભણીઅસ્ત્ર આપે;
જાંણિજ્યો ખિજમતિગાર છે સેવક,
થિરિ કરી પ્રેમનો ભાવ થાપે. આ. ૫૫
**લક્ષ્મણ** [5]વાહનીભૂત ગરૂડ તદા,
પેખવે [6]પનગ પરહા પુલાયા;
રાય **સુગ્રીવ ભામંડલ** મોકલા,
તામ હૂવા સહૂ આણિ મિલાયા. આ. ૫૬
ઢાલ ચાલીશને દોયમી એ અછે,
જયજયકાર જગમેં જણાણો;
પંડિતરાજ ઋષિરાજ **કેશરાજ**નો.
સુજસ સાચો જગમેં સુણાણો. આ. ૫૭

૧.–સમરીયે–સંભારીયે. ૨.–લડાઇમાં અસાધારણ સહાય કરનાર. ૩.–રથ. ૪.–પાણી, અગ્નિ અને વાયુ સંબંધી અસ્ત્ર. ૫.–વાહન થયેલ. ૬.–સર્પ.

## દુહા.

અસ્ત હૂવો ૭રજનીપતિ, સુભટ લહે વિશ્રામ;
પ્રાત હૂવા આણી મિલ્યા, સાચવીયા સંગ્રામ. ૧
રાક્ષસ અતિ ક્રોધે ચઢયા, વાનરસેન મથંત;
મધ્ય દિહાડેં શૂકરા, જિમ સરવર ડોલંત. ૨
દેખી સેના ભંજતી, સુગ્રીવાદિક શૂર;
કરી ઘણી ઉઠાવણી, રાક્ષસ નાઠા દૂર. ૩
રાક્ષસ ભંગ દેખી તદા, રાવણ ચઢીયો આપ;
થરહરાવે ૮મેદની, કરતો અતિ સંતાપ. ૪
દાવાનલનેં આગલેં, તરૂવર જેમ દહાય;
તિમ રાવણને આગલેં, વાનર તો ન રહાય. ૫
**રાવણ** દીઠો આવીયો, આપ ચઢેથા રામ;
**વિભીષણ** વરજી પ્રભુ, આપુણ ચઢીયો તાસ. ૭

## ઢાલ, ૪૩મી. નેમનાથ આપણેં ગુણેં ચિત્તહ-મ્હારે—એ દેશી.

ભજોનર **રામ રામ રામ**

**રામ**કા દિન રૂડા **રાવણ**કીરે દશાકુ દશાણી;
જેહી કરે તેહી કૂડા. ભ. ૧
**રાવણ** ઉદધી પૂરજિઉં, આવહી દલઠેલ;
સાંમુહો વીર ધીર દોઈ, હૂવાં મુહ મેલ. ભ. ૨
રે રે મૂઢ ! વીર દેખી, વસ્તુ કેરીવાની;
અબરાં રાખી તૂં દીયો, માહારેં સુખ આની. ભ. ૩

૭ ચંદ્રમા. ૮.—પૃથ્વી.

જેમ [1]અહેડી ખેલતો, આગે રાખે શ્વાન;
તેમ રામે તૂંકીયા, રાખેવા નિજ પ્રાણ. ભ. ૪
તેહ ન તૂટે તો પરે, જારે અપૂઠો હોઈ;
**રામ લક્ષ્મણ** સૈન્યસું, આજ હણ્યા મેં જોઈ. ભ. ૫
એહમાંહિ આવીસ તું, ડરરે કરૂં છું એહ;
આવી થાનક મૂલગે, મૂલગો મુજનેહ. ભ. ૬
કરે ભાઈ અસુહાઈ, શુદ્ધ સરલ જોઈ;
જૈસી કહે કરે તેસી, કપટ નાંહિ કોઈ. ભ. ૭
**રામ** આપહી ચઢેથો, મેંહિ વરજી રાખ્યો;
છતે સેવક સ્વાંમિ કાંમ, કરત ના ભલ ભાખ્યો. ભ. ૮
સ્વામીજી સું કાંમ જાણી, જુદ્ધ તેણો મિસ ઠાણી;
આવીયો છું આજ દેવ, સોઇ સુણો તુમ્હા વાણી; ભ. ૯
સતી આપિ રતી રાખી, વાત છે હે આવી;
માન બોલ છે અમોલ, નહીરે ખટા ખાવી. ભ. ૧૦
મરણથી હું ના ડરૂં, રાજતણો નહી કામી;
લોક મુખ અપવાદ સુણિતે, હૂં દુઃખ પામું સ્વાંમી. ભ. ૧૧
એ અપવાદ મેટીયાંથી, સેવક છું હૂં થાંરો;
કવણ **રામ** કવણ હૂં, માંનો વચન હમારો. ભ. ૧૨
બીજીયો અતિ **રાવણ**રાય, અજ હૂં ઉહીજ વાત;
કોઢી થારો કોઢીયા પણ, ન ગયો રે રે [2]કુપાત. ભ. ૧૩
ભાઇ હત્યાથી ડરૂં લિઉં, થોતિહિ બોલાય;
**રાવણ** રૂપ મૂલગે, લીધો ધનુષ ચઢાય. ભ. ૧૪
ભાઇ વડો બાપથાને, તેહથી અરદાસ;

---

૧-શિકારી. ૨-કુપાત્ર.

કરૂં થો હું વેગે આવી, પહુચાવું જમ પાસ. ભ. ૧૫
હોઇ ભાઈકી લડાઈ, તામ ગણું અધિકાંણી;
માંહોમાંહિ ન ટલાય, શુદ્ધ મતેરે મંડાણી. ભ. ૧૬
કુંભકર્ણ ઈંદ્રજીત, અવર રાક્ષસ ધાયા;
રામ રામનુજ અવર, રાયજી ચલિઆયા. ભ. ૧૭
રામ કુંભકર્ણ લડે, ઈંદ્રજીત જામ;
લક્ષ્મણ સું આવી અડયો, એહ વડો સંગ્રામ. ભ. ૧૮
નીલસિંહ જઘન દુર્મુખ, ઘટોદર સું દેખી;
સ્વયંભૂ જઈ દુર્મતીસું, નલશંભૂ સુવિશેષિ. ભ. ૧૯
અંગદને મયમેં મચી, વીરવીરાધ સુવિદ્ધ,
સ્કંદચંદ્ર નસ્વ નિરોપમ, માચિ રહી અતિસદ્ધ. ભ. ૨૦
શ્રીદત્તજ જંબુમાલી, ભામંડળ કેતુ;
હનુમત કુંભ આપ, લાગા રોસ સસેતુ. ભ. ૨૧
કુંદ અને ધૂમાક્ષ દાખિ, કેકિંધેશ સુમાલ;
ચંદ્રરસ્મિ સારણ સાથે, માચિઓ ઝૂઝ કરાલ. ભ. ૨૨
લકુમણ ઉપરે ઈંદ્રિજીત, મેલ્હે તામસ બાણ;
લખમણ પાસે પ્રગટપણે, સૂરાંકા સુલતાણ. ભ. ૨૩
ઈંદ્રજીતાહ અનલ મેલ્હે, નાગપાસ અસ્ત્ર;
તાંતણીયે ગજ જેમ બાંધ્યો, કોઈ કૂચેં નહી શસ્ત્ર. ભ. ૨૪
રથમેં ઘાલી તતકાલ, ચંદ્રોદરજ લ્યાવે,
કટકમાંહી અતિઉચ્છાહિ, રાખિઓ થાનક ઠાવે. ભ. ૨૫
કુંભકરણ નાગપાસે, રામે બાંધી લીયો;
ભામંડલ હાથે દઈ, તે પહુચાવી દીયો. ભ. ૨૬
અવર અનેરા રાક્ષસુ અડીયા, વાનરાને જઇ આપ,

તે તે બાંધી આંણીયાં, **રામ**તણે પરતાપ. ભ. ૨૭
**મેઘવાહન** બાંધીયો, સાંધીયા સરનાહિ;
દિવસ ફેરિ દેખિ હેરિ, જો રચજે નહિ પ્રાંહિ. ભ. ૨૮
દેખિ નયને અતિ કુચેન, પામીયો તણરાય;
વીર ઉપર શૂલ મૂકે, કયૂંહિ એ મરિ જાય. ભ. ૨૯
શૂલ અંતરાલ તામ, છેદીયો કેલિ; જિમ
**લખમણે** તો લીલમેંરે, સુદિનકેરે મેલિ. ભ. ૩૦
**શ્રીધરણે**દ્ર દત્ત શક્તિ, વિજય નામ [1]અમોઘા;
વિજય હેતિ રાય **રાવણ**, ઉપારેરે બલોઘા. ભ. ૩૧
ધગધગતિ જલતિ બલતી, તડભડંતી નાદ;
અંતમેહુ તડંતલેખા, ફેરિવે અહલાદ. ભ. ૩૨
દેવ પાછા ઊસરે, લોગમેં લે નયન;
દેખતાં થિરતા મિટૈ, ઉપજેરે કુચયન. ભ. ૩૩
**રામ** કહે સો મંત્રીહિ, **વિભીષણુ**હિ લાજ;
આપને છે રાખ લિઓ, મારે રાક્ષસ રાજ. ભ. ૩૪
શરણે આયા રાખણો, નહી સાથ કરાય;
+અવાલુ નદીયાંતણા, દેખેવા તટ જોય. ભ. ૩૫

યત:—

લછમણ સોચ્યન કછુ, હાર જીત હરહાથ;
સોચ **વિભીષણ**કુ કહો, આવો લંકપુર નાથ. ૧
લીધો પેલી લંક તણ બગસીસ દશરથતણા;
આડો વલિયો અંક, **રાઘવ** રજપુતીતણા. ૨

---

૧-જે કોઇ વખત પણ નિષ્ફલ ન જાય એવી શક્તિ.
+ રેતી વિનાની.

તુલચ્છીહ મેરે રામકો ખરો ભરોસો મોય;
લંક વચણો દુર્લભથો દીયો લંકપત રોય. ૩

મૂલ ઢાલ:—
સૌમંત્રી આગે હૂવો, ગરૂડનો અસવાર;
**રાવણાનુજ** પૂઠે દીયો, એહ ખરો વિવહાર. ભ. ૩૬
**લક્ષ્મણ** સાથે કહે રાય, આઘો પાછો થાય;
પર મરણે તું કાં મરે, જો તુજ આવી દાય. ભ. ૩૭
ભ્રમાવી અતિહિ ભ્રમાવી, **લક્ષ્મણ** ઉપરિ તેહ;
**રાવણ** મૂકે રોસસું, તાસ હૂવો અંદેહ. ભ. ૩૮
સા આવતી દેખી પેખી, સૌમંત્રી સુગ્રીવ;
**ભામંડલ નલ**ને **વિરાધ**, હનુમંતસુરે અતીવ. ભ. ૩૯
અસ્રાંસું બલવંત વીર, રાડે તાસ અપાર;
અંકુસ ખોટો હાથીયો, જેમ ન માને કાર. ભ. ૪૦
[1]ઉરસ્થલ આવી પડી, મૂરછાણો નરનાથ;
હાહાકાર હૂવો ઘણો, સોચ કરે સહૂ સાથ. ભ. ૪૧
કોપિ **રામ** આયા તાસ, બયસિ રથ રસાલ;

---

સવઇયો:—માતાકો મોહન દ્રોહ દુમાતકો,
સોચન તાતકો ગાત દહેકો;
રાજકો લોભ ન પ્રાણકો થોભન,
બંધુ વિછોહતા અંત લહેકો.
નેકો ચિત્તમે આવત કેશવ,
સોચન લંકમેં સીત રહેકો;
યારીણ ભૂમમેં રામ કયે સુખ,
સોચ વિભીષણ સોચ કહેકો. ૧

---

૧ છાતી ઉપર.

રાયતણો રથ રોસસૂ, તોડીયો તતકાલ. ભ. ૪૨
બીજો તીજો [1]વેદમો, પાંચમો રથ દેખિ;
તૃણતણી પરે તોડિ નાખે, લક્ષ્મણ રોસ વિશેષિ. ભ. ૪૩
રાવણ ચિત્તસું ચિંતવે, ભાઇતણાં દુખ ભૂરિ;
એતો હૂવો આંધલો, રહીયે એથી દૂરિ. ભ. ૪૪
લંકામેં નૃપ આવીયો, આથમીયો દિનકાર;
દુઃખ ન જાયે દેખીયો, આંણી એહ વિચાર. ભ. ૪૫
**રાવણ** ભાગો જાણીયો, ફિરીયા **રામ** તિવાર;
**લક્ષ્મણ** પડીયો દેખીયો, ન રહી શુદ્ધ લિગાર. ભ. ૪૬
મૂરછાઇ ધરતી પડ્યારે, કરિ શીતલ ઉપચાર;
ઉઠાઈ બયઠા કીયા, બોલે **લખમણ** લાર. ભ. ૪૭
વચ્છ ! તુમ્હે કિમ પઉઢીયા, કિઉં ન પ્રકાસો વયણ;
શક્તિ નહી જો વયણની, કાંઇ બતાવો સયણ. ભ. ૪૮
એ મુખ દેખે તાહરો, સુગ્રીવાદિ નરેશ;
બોલ ન આપો છો તુમ્હે, આણે આરતિ અશેષ. ભ. ૪૯
**રાવણ** જીવંતો ગયો, એ થારે ચિત્ત રોસ;
**રાવણ** મારેવા સહી, આંણો એ સંતોષ. ભ. ૫૦
તિષ્ઠ તિષ્ઠ કિહાં ગયો, મ્હારો ભાઈ મારી;
*ધનુષ બાણ લેઇ ચલ્યા, હનુમંત કહે હકારી. ભ. ૫૧

---

यतः—*अगाध सागरे तोयं, दुर्जनो दशकन्धरः ।
वानराणां चलच्चित्तं, न जाने किं भविष्यति. १॥
અવલી ગતી કરતારકી, કૌન પતીજે લાય;
આરંભીયો ઉંહી રહે, અવર અચિંત્યો હોય. ૧

---

[1] વેદ-શબ્દ ચારની સંખ્યામાં ગણાય છે માટે વેદમો એટલે ચોથો.

કિહાં ચલ્યા પ્રભુજી તુમ્હે, વઇયર વિરોધન ભાઈ;
રાવણુ તોં લંકા ગયો, તામ કિર્યાં પિછતાઈ. ભ. ૫૨
નારી હરી બંધવ હણીયો, એહ અવસ્થા આંપી;
મો આયાં ભાંજી ગયો, ફિટરે રાવણ પાપી. ભ. ૫૩
**રાવણ** દેખો મારીઓ, પ્રભુને વેદન ભારી;
કામ ન હોવે કાયરાં, દેખો કિણે ન વિચારી. ભ. ૫૪
ચાર ઘટંતી યામિની, કીજે કો ઉપકર્મ;
પ્રભુ જીવ્યા સહૂ જીવસ્યાં, મોટો છે એ મર્મ. ભ. ૫૫
એતો તયાલીસમી, ઢાલ ભલી કહિવાયે;
**કેશરાજ** એહ દેખો, સુણ્યે પાપ પુલાયે. ભ. ૫૬

## દુહા.

સુણી **સુગ્રીવ વિરાધ નલ, ભામંડલ હનુમંત;**
દેવે કરીએ એહવી, તુમ્હ ઘર જાઓ તુરંત. ૧
નારિ હરણ બંધવ મરણ, દુઃખ રહો એ દૂર;
લંક ન દીધ **વિભીષણાં**, એ દુઃસાલે [1]ભૂર. ૨
પ્રાત હૂવાં રાવણ હણી, દેઈ **વિભીષણ** રાજ;
**લખમણ** સાથેં લાગસું. સીતાસું નહિ કાજ. ૩
કહે **વિભીષણ** રાયજી, ધીરજ ધરો અપાર;
કાયર હોય ન થરહરો, ઉદ્યમનો અધિકાર. ૪
શક્તિ હણ્યોહી જીવસે, જાં ન ઉગે [2]દિનકાર;
જબલગ વરતે યામની, કરિ લીજે ઉપચાર. ૫
સબર તરૂવર સંત જન, ચોથો જોવો મેહ;
પર ઉપગાર કરિવા ભણી, યાં આર્યાં ધારી દેહ. ૬

---

૧-બહુ-અતિશય. ૨-સૂર્ય.

તંત્ર મંત્ર ઓષધિ જડી, કોઈ હાય ઉપાય;
[3]રાતિહિમાંહિ કીજીયેં, જિમ પ્રભુ સારો થાય. ૭

**ઢાલ, ૪૪મી. નાહલીયે વિસૂરી ઓલંભા દીયેરો–એ દેશી,**

જીવેં હોવે વીરો વાલહોરે, સોઇ કરો તુમ્હ કામ;
બીજોરે કામ સહૂ અસુહામણોરે, તામ કહે શ્રીરામ. જી. ૧
સાતેરે સાત કોટ કીયા ભલારે, ચ્યાર કીયા દરબાર;
રાજારે રાજા રખવાલા રહ્યારે, હોઇને હુસીયાર. જી. ૨
પૂરવરે પૂરવ દિશને બારણેરે, કપિપતિને હનુમંત;
દધિમુખરે દધિમુખ કુંદગવાક્ષસુંરે, ભારગવય ગુણવંત. જી. ૩
ઉત્તરરે ઉત્તર દિશિ વિહુંગમુંરે,
અગંદ કૂરમ અંગ.
મહેંદ્રજરે મહેંદ્રજ ખેણુજીરે,
ચંદ્રરશિમ મરૂ ચંગ. જી ૪
પશ્ચિમરે પશ્ચિમ દિશિ કુદ્ધર જયરે,
સમરથ શીલ મનમથ;
નીલજરે નીલ વિજયને સંભવૂરે,
એ સાતે સમરથ. જી. ૫
દક્ષિણરે દક્ષિણ દિશિ ભામંડલૂરે;
વીર વિરાધજ મેદ;
ગજનલરે ગજનલને વિભીષણૂરે,
ભુવન જીત સભેદ. જી. ૬
માંહિરે માંહિ રાઘવ રાજીયોરે,

૩–રાત–રાત્રિમાં.

સુગ્રીવાદિક તામ;
જાગેરે જાગે યોધ સહાબલીરે,
મત કો વિણસે કામ. જી. ૭

ઢાલ.

કિણ ઠાંમે ચલિ આયો લઈયારે. કિ.
કિહાં અયોધ્યા કિહાં દંડકારણ કિહાં કિકિંધ વસાયો,
કિહાં લંકા એ રાક્ષસ ભોસિ દેશડલોરે પરાયો. ભ. ૧
સુરનો ગણ કોઈ સહાય કરે અબ,
નહી કોઉ જનનીનો જાયો;
દશરથ પિતાનો પુન્ય કોઉ પ્રગટે,
સીતાનો ધર્મ સહાયો. ભ. ૨
રામને આરતિ હે અધિકી,
સહૂને દુઃખ અતિ થાયો;
ભૂલું દુઃખ લછમણ બોલ્યા,
ઈમ જંપે રઘુરાયો. ભ. ૩
લછમણ બંધવ તૂં બલધારી,
ઈમ કિમ મન ચોરાયો;
દુષ્ટીજનનો નિગ્રહ થાયે,
પુણ્ય ફલ સુખદાયો. ભ. ૪

યતઃ–[1]यूयं वयं वयं यूय, मित्यासीन्मतिरावयोः ।
किंजातमधुना येन, यूयं यूयं वयं वयं ॥१॥

---

૧ પ્રથમ તમે તે અમે અને અમે તે તમે એવી આપણી મતિ હતી. હમણા કોણ જાણે શું થયું કે, તમે તે તમે અને અમે તે અમે એવો ભેદ પડી ગયો.

પૂર્વ ઢાલ.

સીતારે સીતાયેં એ સાંભલીરે,
લક્ષ્મણ શક્તિ પ્રહાર;
પ્રાતજરે પ્રાતજ પ્રાણ પ્રભુજી તજેરે,
ભાઇસું અતિ પ્યાર. જી. ૮
મૂર્છારે મૂર્છા આવી અતિ ઘણીરે,
ધરણી પડી તતકાલ;
કરિકરિરે કરિ કરિ સીતલતા ખરીરે,
ઉઠાઇ સા બાલ. જી. ૯
કરૂણજરે કરૂણ સ્વરેં રોવે ખરીરે,
કરતી અધિક વિલાપ;
થંભેરે થંભે તાસ વિદ્યાધરીરે,
દેહ પછાડે આપ. જી. ૧૦
હાવચ્છ! રે હાવચ્છ! લક્ષ્મણ કિહાં ગયોરે,
પ્રભુને છંડી આજ;
તુજ વિણરે તુજ વિણ ખિણ જીવે નહીરે,
કરિસે સહી અકાજ. જી. ૧૧
ધિગહૂંરે ધિગહૂં અધિક અભાગિણીરે,
મ્હારે કાજેં દેખિ;
કંતજરે કંત અને દેવર ભલોરે,
પીડાયે સુવિસેષિ. જી. ૧૨
સુજનેરે સુજને [1] વિવર [2] વસુંધરારે,
અવલોકી ભાષંત. જી. ૧૪

૧ રસ્તો-પોલ. ૨ પૃથ્વી.

દિઈ અબ દેવી અપારરે,
માંહિરે માંહિ હૂં પયસું સહીરે,
ઉપરિ વાલે છારરે. જી. ૧૩
એતલેરે એતલે એક વિદ્યાધરૂંરે,
કરૂણા અતિ રાખંત;
વિદ્યારે વિદ્યાવર અવલોકનીરે,
બાઇરે બાઇ આરતિ મતિ કરેરે,
લક્ષ્મણ લીલામાંહિ;
પ્રાતજરે પ્રાતજ ઉઠસે સહીરે,
મિલિસે રામ ઉચ્છાંહિ. જી. ૧૫
સુસતીરે સુસતી હૂઇ સુંદરીરે,
કદિ હોવે પરભાત;
વારૂરે વારૂ વતકા સાંભલ્યારે,
દુઃખ દેશાંતરે જાત. જી. ૧૬
રાવણરે રાવણ અતિ રસ રંગમેરે,
લક્ષ્મણ મૂંવો જાણિ;
ભાઇરે ભાઈ સુત નૃપ બાંધીયારે,
સુણ રોવે દુઃખ આંણિ, જી. ૧૭
હાવચ્છ!રે હાવચ્છ! કુંભકરણજીરે,
હાવચ્છ ! નંદનરૂપ;
ઇંદ્રજરે ઇંદ્રજાત ઘનવાહનુંરે,
જંબૂમાલી અનૂપ. જી. ૧૮
અવરજરે અવર અનેરા રાજીયારે,
બંધાણી તુમ્હ દેહ;

મુજનેરે મુજને જીવંતાં થકાંરે,
અજબ તમાસો એહ. જી. ૧૯

### ઢાલ. મન્દોદરી-ઉવાચ.

મંદોદરી બોલે મહીપતિસું, અબ તો પિયુ તુમ્હે માનોરે. મં. ૧
દશરથકે દોઇ નંદન જોટા, મોટા મેરૂ સમાનોરે. મં. ૨
વાનર પ્રબલ થવાઇણુથી, તુમ્હુચો જોર ઘટાનોરે. મં. ૩
એકવાર અસવારી હોતે, સાર પરિવાર બંધાનોરે. મં. ૪
દૂસરીવાર હિવે કુણ જાણે, એ રાઘવ અતિ દાનોરે. મં. ૫
જનકસુતા થઈજીવની ગાહિક, તુમ્હુચો મન ભરમાનોરે. મં. ૬
કો ન શકે જગમેં પ્રિયુ મેટી, હોણહારનો ટાનોરે. મં. ૭
જ્ઞાયક હોય કરી ગોતા ખાવે, એ હૈ સાચો ખાંનોરે. મં. ૮
વિન સમજે એ ઝુઝ કરો છો, અપનો વખત પિછાનોરે. મં. ૯
વિનય કરો રઘુવરરો સ્વામી, કરો સીતાકી ભેટ મિલાનોરે. મં. ૧૦

इति मंदोदरीनी ढाल संपूर्णम्.

### મૂલ ઢાલ.

[1]સુમરીરે સુમરી ગુણ સુત ભાઇનારે,
વારૂં વાર પડંત;
અચઠોરે બચઠો કીજે ફિરિફિરિરે.
[2]રમણી જેમ ડરંત. જી. ૨૦
એકજરે એકજ વિદ્યાધર ભલોરે,
એતલે આયો ચાલિ;
પૂરવરે પૂરવ દિશિને બારણેરે,

---

૧ સંભારી. ૨ સ્ત્રી.

ભામંડલ નિહાલિ. જી. ૨૧
ભાખેરે ભાખે વાંણી અમી સમીરે,
મેલો રાઘવરાય;
લક્ષ્મણરે લક્ષ્મણ જીવેવાતણોરે,
દાખું હું ઉપાય. જી. ૨૨
ભામંડલરે ભામંડલ કર સાહીયોરે,
આંણિઓ પ્રભુને પાસ;
ચરણેરે ચરણે લાગી વીનવેરે,
આંણીને ઉલ્હાસ. જી. ૨૩
પુરવરરે પુરવર સુર સંગીતજીરે,
**શશમંડલ** ભૂપાલ;
રાંણીરે રાંણી રાજે સુપ્રભારે,
નંદન હૂં સુવિશાલ. જી. ૨૪
નામેરે નામે છું **પતિચંદ**જીરે,
બયસિ વિમાંને જાઉં;
ક્રીડારે ક્રીડા કરિવા કારણેરે,
સુંદરિસું સોભાઉં. જી. ૨૫
દીઠોરે દીઠો હું તો ખેચરેરે,
**સહસ**વિજય તસ નામ;
વયરજરે વયરજ સેક નિકાતણેરે,
માંડિઓ તબ સંગ્રામ. જી. ૨૬
શક્તિજરે શક્તિ ચંડરવાતણોરે,
દીધો તામ પ્રહાર;

આયોરે આયો હૂં વલિ ભૂતલેંરે,
ન લહૂં સુદ્ધિ લિગાર. જી. ૨૭
કોસલરે કોશલપુર ઉદ્યાનમેંરે,
પડીયો પામૂં દુઃખ;
ઓછેરે ઓછે જલ જિમ માછલીરે,
રંચ ન પામું સૂખ. જી. ૨૮
ભૂપતિરે ભૂપતિ શ્રી ભરતેસરૂરે,
આય ગયો અભિરામ;
કરૂણા રે કરૂણા અધિકી ઉપનીરે,
કોમલ છે પરિણામ. જી. ૨૯
આંણીરે આંણી [1]ગંધાંબુ તદારે,
સીંચ્યો અંગ સજોર;
નાશીરે નાશી શક્તિ ગઈ સહીરે,
જિમ જાગ્યાંથી ચોર. જી. ૩૦
હૂવોરે હૂવો તામ સમાધીયોરે,
અચિરજ અધિકો પાંમિ;
મહિમારે મહિમા ગંધાંબુતણોરે,
પૂછિઓ મેં શિર નામિ. જી. ૩૧
ભાઇરે ભાઈ તુમ્હારો ઈમ ભણેરે,
સારથવાહજ એક;
ગજપુરરે ગજપુરથી ઈહાં આવીઓરે,
સાથે મહિષ અનેક જી. ૩૨

---

૧ સુગંધી જળ.

તૂટોરે તૂટો ભૈસો એકજીરે,
પડીયો મારગ વીચ;
માથેરે માથે પગ દેઈ ચલેરે,
લોક જિકેછે નીચ. જી. ૩૩
મોટેરે મોટે ઉપદ્રવે મુવારે,
સેતકપૂર પેખિ;
પવનજરે પવનજ પુત્ર નામે ભલોરે,
દેવ હૂવારે સંતેખ. જી. ૩૪
અવધિજરે [૧]અવધિગ્યાનસુ પેખીયારે,
પૂર્વ્વ ભવાંતર જામ;
વ્યાધિજરે વ્યાધિ વિકુર્વ્વી દેશમેરે,
પુર પુર ગામહિ ગામ. જી. ૩૫
દ્રોણજરે દ્રોણ મેઘના દેશમેરે,
નહી વ્યાધિ પયસાર;
મામોરે મામોજીસે પૂછીયોરે,
એછે કવણ વિચાર. જી. ૩૬
પૃથિવીરે પૃથિવી સગલી માંહિરીરે,
અંતર એછે કાંઈ;
જિમછેરે જિમછે તિમ સાચો કહોરે,
જૂઠ કહે દુઃખ થાઇ. જી. ૩૭
બોલેરે બોલે પ્રભુજી સાંભલોરે,
**પ્રિયંકરા** મુજ નારિ;

---

૧ અવધિ જ્ઞાન એ પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય છે. તેથી ઇંદ્રિયોની અપેક્ષા વિના અમુક ક્ષેત્રસુધી રૂપી પદાર્થનું સ્વરૂપ સમજી શકાય છે.

રોગેરે રોગે પીડીથી ઘણૂંરે,
ગર્ભતણે આધારિ જી. ૩૮
હૂઈરે હૂઈ સહિજ નિરોગણીરે,
પુત્રી પિણ પ્રધાન;
પ્રસવીરે પ્રસવી સુખેં સમાધિતેંરે,
વિસલ્યા અભિધાંન. જી. ૩૯
થાંરોરે થાંરો જિમ તિમ માહિરોરે,
દેશ હુંતો સમભાય;
પુત્રીરે પુત્રી સનાન જલેંકરીરે,
સીંચ્યાથી સુખ થાય. જી. ૪૦
પૂછિઓરે પૂછિઓ મુનિવર એકદારે,
સત્યભૂતિ સુખદાય;
એછેરે એછે કવણ વિશેષજીરે,
જ્ઞાને ભેદ લહાય. જી. ૪૧
દાખેરે દાખે દ્રાક્ષથકી ઘણૂંરે,
વાણી મીઠી વિશેષ;
પૂરવરે પૂરવ ભવના તપતણોરે,
એફલ અછે અશેષ. જી. ૪૨
ધાવજરે ધાવજ નેસ સોહામણોરે,
શાલતણો અપહાર;
વ્યાધિજરે વ્યાધિ સગલીનો ક્ષય કરેરે,
લક્ષ્મણજી ભરતાર. જી. ૪૩
એ ગુણરે એ ગુણનો કરતાર છેરે,
સ્નાનતણો જલ સાર;

અમૃતરે અમૃતહીથી ગુણ ઘણારે,
[1]સુરગુરૂ ન લહે પાર. જી. ૪૪
મુનિવરરે મુનિવરજીની વાણિથીરે,
[2]પ્રત્યય લહીય પ્રતક્ષ,
જલનોરે જલનો પ્રગટ પ્રભાવજીરે,
પ્રગટ્યો લોગ સમક્ષ. જી. ૪૫
એમજરે એમ કહીને સોભણીરે,
સ્નાનતણો જલ દીધ;
છાંટોરે છાંટો નાંખી દેશમેંરે,
દેશ નિરોગો કીધ. જી. ૪૬
ઉહીજ ઉહીજ જલસેં સીંચીયોરે,
મેં તૂહિ ઇણવાર;
શક્તિજરે શક્તિ શાલગ ઓધાવહીરે,
રૂંઝીયો ખિણ કમઝાર. જી. ૪૭
ભરતજરે ભરતજંને મેં દેખીયોરે,
જલનો પ્રગટ પ્રભાવ;
આંણોરે આંણો અતિહી ઉતાવલારે,
છોડો અવર ઉપાવ. જી. ૪૮
ઢાલજરે ઢાલજ ચઉઆલીસમીરે,
**કેશરાજ** સુખ પાય;
જેહવીરે જેહવી તો [3]ભવતવ્યતારે,
તેહવા મિલેહિ સહાય. જી. ૪૯

---

૧-બૃહસ્પતિ. ૨-પાની-વિશ્વાસ-પ્રતીતિ. ૩-ભાવિભાવ.

દુહા.

ભામંડલ હનુમંતજી, અંગદ સુભટ સલીલ;
રામ કહે બોલાયકે, કામતણી નહી ઢીલ. ૧
પહિલી જાવો ભરતપેં, ભરતને લઈ લાર;
સ્નાનોદક લાવો સહી, કોઇ મ લાવો વાર. ૨
આજ લગેં સેવક હુતા, આગેં તુમ્હ મુજ ભ્રાત;
ભાઇ ભિક્ષા આપિવે, રાખો જગ અખિયાત. ૩
જિહાં લગેં જગ જીવસું, તિહાં લગેં ઉપગાર;
વિસરસ્યું નહિ તુમ્હ અછો, પ્રાણદાન દાતાર. ૪
આપણુ કાજે સોયલા, પરકાજેં સમરથ;
જયાંકુ રાખે આંઇયાં, દેદે આડા હાથ. ૫

ઢાલ, ૪૫મી મેરો મેરો લાલ કહે સબ કોય–એદેશી.

ચહુ એક જલ પાઇયાં, તૃષાતુર જીવાય;
મૃતોપરિ ઘટ નોદીયાં, જલ નિફલ વહિ જાય,
સોઇ સયાણો અવસર સાધે, અવસર સાધે સાંમી આરાધે. સો. ૧
બયસી વિમાનેં તે તબ ચલીયા, વિદ્યાધર વિદ્યા બલેં વલીયા.
પુરી અયોધ્યા ચાલી આયા,
ભરત નરેશર સોવત પાયા. સો. ૨
ઊપરિ ભૈમેં સેજ સુંહાલી,
લતી રાતિયેં નીંદ રસાલી;
[1]અંબર રહીયા રાગ આલાવી.
નાદ બલે, લીયો ભૂપ જગાવી. સો. ૩

---

૧ આકાશ.

જાગ્યો ભૂપ હૂવો હૂસીયારી;
દહુદિશ જોવે નિજર પસારી;
આગે ઊભા દીઠા સાંઈ,
પૂછે પ્રભુ કહો કાર કોઈ. સો. ૪
**ભામંડલ** ભાખી સબ વાતો,
**ભરત** હીયામેં દુઃખ ન સમાતો;
ઉતાવત હી હૂવો આગે,
બયસિ વિમાને મારગ લાગે. સો. ૫
કૌતુક મંગલ આયા ચાલી,
સોવતીરે જગાવી [૨]આલી;
દ્રોણ મેઘ પાસે તે જાચી,
સબ ગુણ લક્ષણવંતી સાચી.
કન્યા સહસ્રતણો પરિવારો,
તે સાથ લગી તસ લારો;
પ્રતિજ્ઞા છે સહૂની સરિખી,
એકજ પતિ કરિવાને હરખી. સો. ૬
**ભરત** અયોધ્યાયેં પહૂંચાયો,
[પાસે] **ભામંડલજી** આયે,
**વિશલ્યા** સગલીસું લીધી,
ચાલ્યા તણહી ઢીલ ન કીધી. સો. ૭
જલ દીપેં ઉજાસો દેખી,
રવિ ઉગ્યાંનો ભરમ વિશેખિ;

---

૨ આલિકા.

અતિહી વેગ વિમાન ચલાવે,
વાત કહંતાં પ્રભુપેં આવે. સો. ૮
સહૂ કોઇ આરતિવંતા,
હોતા કદિ આવે કે વાટ જોવંતા;
સૂર ઉદય [1]પંકજ વિકસાવે,
દેખિ **વિશલ્યા** સહૂ સુખ પાવે. સો. ૯
**વિશલ્યા** પ્રભુનો તનુ ફરસે,
જાંણે દૂધે [2]જલહર વરસે;
શક્તિ સહૂ દેખંતાં નાઠી,
જિમ નાગણી માર્યાથી લાઠી. સો. ૧૦
સા જાંતી હનુમંતે ઝાલી,
તણ સા ન શકે હીંડો હાલી;
જેમ ચિડી સીંચાણે સાહી,
પૂછંતાં બોલંત ઉમાહી. સો. ૧૧
**અન્નકસીની** હૂં લઘુ ભગની,
દેવી રૂપે છું શુભ લગની;
કેડ પડી ફેડું તસ ઠામો,
મહાશક્તિ છે મ્હારો નામો. સો. ૧૨
**ધરણેંદ્રે** રાવણને આપી,
**રાવણ** પિણ હૂં થિર કરિ થાપી;
કામ સર્યો [હી] **રાવણ** કેરો,
પિણ **લક્ષ્મણનો** ભાગ ભજેરો. સો. ૧૩

---

1. કમલ, ૨. મેઘ.

મોટો તેનો તપનો જોરો,
**વિશલ્યા** દેખી મન મોરો;
થરહર થરહર કરિ ધૂજાણો,
તેહ ભણી પ્રભુ મેં ન રહાંણો. સો. ૧૪
ફિર નહી આવું સાથ તુમ્હારે,
અબ એ નિશ્ચો ચિત્ત હમારે;
અણકે જો જીવે વાલહીસું,
છાની માની હોઇને રહીસું. સો. ૧૫
સગલા મિલી દીધો ફિટકારો,
લજ્જા પામી હારી જમારો;
દાંતેં સાથેં લીધી જૂતી,
દૃષ્ટિ અગોચર થઇ તે ભૂતી. સો. ૧૬
**વિશલ્યા** તનું ફરસે ફેરી,
તિમતિમ સાતા થાય ઘણેરી;
બાવન ચંદન લેપ કરાઈ,
[1]વ્રણ રૂઝાણો અતિ સુખ થાઈ. સો. ૧૭
આલસ મોડી ઊઠિઓ સ્વામી,
સર્વ પ્રકારેં સાતા પામી;
દેખે આંસુ નાંખે **રામો**,
**લક્ષ્મણ** પૂછે પ્રભુને તામો. સો. ૧૮
એ સ્યા કોટ કિસ્યા રખવાલા,
એસી બાલા રૂપરસાલા;
એ સ્યા આવે છેરે વધાવા,

૧. જખમ-ઘા.

એ સ્યા લોગા નાર મિલાવા. સો. ૧૯
**રામ** સહૂ વિરતંત સુણાવે,
**વિશલ્યા**ની વાત વણાવે;
કન્યા સહસ્રહી સાથ સુહાવે,
**વિશલ્યા** પ્રભુ [૨]વ્યાહ કરાવે. સો. ૨૦
સોલા હજારા નારીમાંહિ,
**વિશલ્યા** પટનારી પ્રાંહિ;
જિમ **રાઘવ**ને સીતા રાંણી
તિમ **લક્ષ્મણ**ને એહ વખાણી સો. ૨૧
વિદ્યાધરને વાનર મિલીયા,
આપણમેં કીજેં રંગ રલીયા;
જન્મોચ્છવ જિમ ઉચ્છવ હોવે,
દેવી દેવ તમાસો જોવે. સો. ૨૨
નીસાણેં તણ પડીયો ઘાવો;
આનંદિઓ અયોધ્યા રાવો;
સાજન જનને અધિક ઉલ્હાસો,
દુર્જન જનઘર પડીયો ત્રાસો. સો. ૨૩
**સૌમંત્રી** જીવંતો સુંણીયો,
**રાવણ** તણ ચિંતાથી હણીયો;
સાંમત [૧]મંત્રીને બોલાવી,
કરે મતો ઉસારેં આવી. સો. ૨૪
સૌમંત્રી મેં શક્તિયેં તાડયો,
જાંણ્યોથો મેં મારી પાડયો;

---

૨. વિવાહ.

રામ નરેશર હૂવાં પ્રાતો,
નહી જીવે વિણુ લક્ષ્મણુ ભ્રાતો. સો. ૨૫
વાનરડા સહુ જાશે ભાજી,
ધણીયાં વિણુ લડશે નહી સાજી;
[1]વાયે વાદલ જાશે ફાટી,
વિણુ ઓષધિપે વ્યાધિજ કાટી. સો. ૨૬
ભાઈ સુત સહુજે છૂટેસે,
નાગપાસ બંધન તૂટેસે;
સહુજેઈ સહૂ આવી મિલીસે,
દૂધમાંહિ એ સાકર ભિલસે. સો. ૨૭
એતાંમાંહે કોઈ ન હૂઈ,
દેવતણી કરણી છે જૂઈ;
સુપનાંનો હૂવો વિવહા હો,
ભાઇ સુતની આરતિ અગાહો. સો. ૨૮
મંત્રી ભાખે સીતા છૂટે,

---

યતઃ—

રાવણુતણે કપાલિ, [2]અઠ્ઠોત્તરસો બુદ્ધડી;
લંકા ફીટણકાલિ, એકહી બુદ્ધિ ન સાંપડી.
× હિરસ કીજે નહી પુણ્ય પરિતી વીના,
હિરસ કીધે નહી હોત માયા,
હિરસ તે હામ પિણુ કોઈ પૂરે નહિ,
હિરસસે હોત હૈ ખીણુ કાયા,
હિરસહી હિરસમે વાત સહૂ વહ ગઇ,

---

૧. પવનથી. ૨. એકસો આઠ બુદ્ધિ.

ભાઇ સુતના બંધન છૂટે;
એહતો પ્રભુજી તુમ્હ નહી કરિસ્યો,
મુંવા કેડે તો નહી મરિસ્યો. સો. ૨૯
એણ હીગીયો આગે રાખો,
ભૂંડું કીધાંનો ફલ ચાખો;
આપ દુખે પરનો દુખ જાંણો,
તુમ્હે આગે આગે તાંણો સો. ૩૦
**રાવણ** મંત્રીસર [૧]અવગણીયા,
દૂત બોલાવીને ઈમ ભણીયા;
રાજા **રાઘવ** પાસે જાઇ,
વાત કરો જે મેં કહવાઈ. સો. ૩૧
આયો તે **રાઘવ** દરબારે,
[૨]પોલે રોકયો તે પ્રતિહારે;
પ્રભુ આદેશે આગે આયો,

---

કર્મ બંધે તિકે સાથ હોઈ,
**રાવણ**રાય ત્રિહૂં ખંડકી સાહિબી,
હિરસહી હિરસમે આથિ ખોઈ. ૧
**યતઃ**—*માયા[૫]દોલતિ કહી, તહે દોલતાં હૈ તાહિં,
આતિ દેવે કમરમેં, જાતી છાતી માંહિ,
જાતી છાતી માંહિ કમર કરડો કરવાવે,
છાતી ભીતર તોડિ રોય હીયે દુઃખ ભરાવે,
**રામ** કહે માયા નરક તું નેડો જાંહિ,
જાં માયા દોલતિ કહિત હૈ દોલાતા હૈ તાંહિ. ૧

---

૧. તિરસ્કાર કર્યો. ૨. પોળને નાકે.

સભા દેખતાં અચિરજ પાયો. સો. ૩૨
ઇંદ્ર સભા તેહવી એ દીસે,
પ્રભુજી ઇંદ્રજ વિસવાવીસે;
સામાનિક સુર નૃપ જે પાસે,
પાગેં લાગીને વચન પ્રકાશે. સો. ૩૩
**રાવણ** ભાખે તુમ્હ ગુણ સિંધૂ,
મેલો મ્હારા એ સૂત બંધૂ;
[3]સીતા ટાલી લ્યો મુજ રાજો,
અર્થ લેઇને સારો [4]કાજો. સો. ૩૪
કન્યા તીન હજારજ આપું,
આગેં સોરૂ પ્રીતિજ થાપું;
ઈમહી કરિતાં નાવે દાઇ,
તો તુમ્હ સારૂં નહી છે કાંઇ. સો. ૩૫
**રામ** કહે તું કહીજે તેહને,
રાજ અરથ દિઓ ચાહે જેહને;
પ્રમદા ચાહૂં નહિ અનેરી,
વાત મ કહીજે એહવી ફેરી. સો. ૩૬
પૂજી અર્ચીને દો સીતા,
જો તુમ્હ મેલ્હો વિશ્વવદીતા,
તો હૂં મેલ્હો એહનો એહો,
ભાઇને સુત આણિ સનેહો. સો. ૩૭

---

૩ સીતા શિવાય રાજ્ય લઇ લ્યો. ૪ કાર્યો. ૫. માયા–દોલત–એલાત. અર્થાત્ માયા આવે છે ત્યારે કમરપર લાત મારે છે અને જાય છે ત્યારે છાતીપર લાત મારતી જાય છે.

દૂત કહે તુમ્હ સ્વાંમી સયાણા,
વચન કહો છો અધિક અયાણા;
ત્રિયા હેતેં હરો છો પ્રાણો,
**રાવણ** રૂઠાં નહિ કો ત્રાણો. સો. ૩૮
**સૌમંત્રી** તુમ્હ જીવિઓ જાણ્યો,
તેહુથી તો તુમ્હ સુદિન પિછાણ્યો;
અબ કૈસો મંત્રી કપી આપો
નઉ બરસ્યો એ નિશ્ચે થાપો. સો. ૩૯
એકહી **રાવણ** વિશ્વહિ જેતા,
**રાવણ**ના બલ ભાખૂં કેતા;
સૂર ઉદયથી જાયે માસી,
અંધકાર બહુ દેખિ વિમાસી. સો. ૪૦
**સૌમંત્રી** કહે છીતા દૂતો,
પ્રભુ અનુસારેં તુજ [1]આ કૂતો;
ફહમ વિના તૂં બોલે બોલો,
દેખાયે છે કૂટા ઢોલો. સો. ૪૧
ફિટ **રાવણ**નો જીંવ્યો [2]આજો,
બોલંતો નવિ પામે [3]લાજો;
જેહના વાલ્હા નંદન ભાઇ,
બંદિથકી ન શકે છોડાઇ. સો. ૪૨
જારે કહે તુજ સાંમી સાથે,
એમ કહી છે રઘુવર નાથે;

૧. ભાવાર્થ. ૨. આજ. ૩. લાજ—લજ્જા.

ઉંદર બિલ તજિઆ અણખેતેં,
સાચ કરેરે ભાખી જેતેં. સો. ૪૩
લક્ષ્મણની એ તાતી વાંણી,
સાંભલતાં વાનરડાં આંણી;
કંઠે સાહી બાહિર કીધો,
દૂત ગયો પ્રભુ પાસે સીધો. સો. ૪૪
પાંચ અને એતો ચાલીસે,
ઢાલે સફલી સયલ જગીસે;
**કેશરાજ** ઋષિરાજ વિચારે,
સાચો જીતે જુઠો હારે. સો. ૪૫

## દુહા.

'દૂત કહી શ્રવણે' સુણી, ફિરિ તેડયાં મંત્રીશ;
કહો મતો કીજે' કિસું, આરતિવંતો **ઇશ.** ૧
મંત્રી ભાખે દેવજી, સો વાતાંકી એક;
કહી સુણાવાં સ્વાંમિને, સ્વામી તજો ન ટેક. ૨
**સીતા** દેતાં **રામ**ને, સરે સહૂ તુમ્હ કામ;
ભાઇ સુત આવે ઘરેં, રહે સહૂની મામ. ૩
એહ સુણીને ભીતરી, આંણે અધિકી રીસ;
કોઇ ન સુધી સરદહે, કિસું કરે મંત્રીશ. ૪

## ઢાલ, ૪૬ મી. શ્રેણિકરાય હુંરે અનાથી નિગ્રંથ એ દેશી.

રાવણરાય આશા અધિકી થાય,
તેતો છોડીરે કિઉંહી ન જાય. રા. ૧

વિદ્યા તો બહુરૂપણી, તે સાધિવાનો ચાય;
હેતુરે જિન શાંતિને, હુઇરે શાતિ કષાય. રા. ૨
રાજકાજ સહુ પરિહરિ, વિગથરી વિગથા વાત;
એક ચિત્ત સાધન કરઇ, વિદ્યાનો [1]અવદાત. રા. ૩
**શાંતિનાથ** જિનેંદ્રનો; કરે પ્રથમ સનાત્ર;
તેહુ પિણ અઠો નરો, કરિવારે પાવન [2]ગાત્ર. રા. ૪
દેવ તૂં સહૂ દેવનો, શાંતિનો કરતાર;
આરતિ સાયર તારણો, શિવનોરે ભલ ભરતાર. રા. ૫
સર્વહી સુખ સંપદા, સર્વહી કલ્યાણ;
સ્વામીનાં પદ સેવતાં, મહિમા [3]મેરૂમાણ. રા. ૬
પૂજા અષ્ટ પ્રકારની, કરિત અષ્ટહી સિદ્ધિ;
અણિમાદિક આઠી મહા, પુહવીરે માંહિ પ્રસિધ્ધિ. રા. ૭
વીતરાગજ ધ્યાવતાં, વીતરાગજ હોય;
ઇલી ભમરી ધ્યાનથી, ઇલીરે ભમરી જોય. રા. ૮
પારસ ફરસ્યાં લોહડો, જેમ હોવે હેમ;
પ્રભુતણા પદ ફરસતાં, પામેરે પ્રભુપદ તેમ. રા. ૯
નીર તો ખાલાંતણો, મિલિઉ ગંગામાંહિ;
માન પામે મહીયલે, તિમ તુમ્હરે સેવા પ્રાંહિ. રા. ૧૦
દ્રવ્ય ભાવેં દોપરેં, પૂજા વિધિ આરાધિ;
રત્નની શિલા ઉપરેં, બયઠોરે આંણિ સમાધિ. રા. ૧૧
મીંટ તો જિન સાંમુહી, માંડી ધ્યાન કરંત;
અક્ષમાલા કર ગ્રહી, વિધિસુંરે જાપ જપંત. રા. ૧૨
કહે દેવી **મંદોદરી,** તબ પોલીયા યમદંડ;

૧. ચોખ્ખું-નિર્મલ. ૨. અવયવ-શરીર. ૩. મેરૂસમાન.

દિવસ તો આઠાં લગેં, માંડોરે ધર્મહિ મંડ. રા. ૧૩
આયંબિલ નીવી કરો, કરો તપ ઉપવાસ;
જિનતણી પૂજા કરો, કરિ લેઉરે શીલ અભ્યાસ. રા. ૧૪
પડહ દીધો પુરવિષે, એહ કીજ્યો ધરમ,
નહી કરે તે મારિવો, એ ભાખીરે વાણી ગરમ રા. ૧૫
ચરેં આવી સુગ્રીવસું, તબ એ જણાવી વાત,
વિદ્યા તો બહૂરૂપિણી, સાધેરે વિશ્વ વિખ્યાત. રા. ૧૬
કપિપતેં કહી રામસું, અબ કીજીયે ઉપાય;
સિંહરે પાખર પડયાં, લીધોરે કિઉંહી ન જાય. રા. ૧૭
રામ કહે જિન આગલેં, પૂરીયૂં છે ધ્યાન;
અંતરાય થે મતિ કરો, હૂઇરે કોઇ અગ્યાન. રા. ૧૮
એહ વિદ્યા સાધિવા, નેહિ દ્યાં હમ આજ;
એક લીધો નવિ પડે, બહૂલારે વિણસે કાજ. રા. ૧૯
થાપ એ સુગ્રીવની, કરેવો ઉપકર્મ;
મૂલહીથી છેદવો, આતુરરે હૂઇ અધર્મ. રા. ૨૦
અંગદાદિક આવીયા, પામિવા પરસંસ;
ગુપત રાવણ પાખતી, કરિવારે વિદ્યા [૧]ભ્રંસ. રા. ૨૧
ઉપસર્ગા કીધા આકરા, કીયા વિવિધ પ્રકાર;
ધ્યાનથી દશકંધરૂ, ન ચલિઓરે એક લિગાર. રા. ૨૨
કહે અંગદરાયસું, રામ તેજ અખંડ;
જાણીયા તેનેંથી, માંડિઉરે એ પાખંડ. રા. ૨૩
તેં હરી સીતા સતી, એ રાખે પરપંચ;
દેખંતાં મંદોદરી, હૂં લેઇરે જાઉં ખંચ. રા. ૨૪

---

૧. ભ્રષ્ટ.

સાહી લીધી સુંદરી, જેસી હોય અનાથ;
નિજરે આગે રોવતાં, લેઇ ચાલ્યો છે કપિનો સાથ. રા. ૨૫
ધ્યાનસું [૧]સંલીનતા, નીહાલી નિજ નાર,
જાંણિ નિશ્ચો આકરો, વિદ્યારે સિધિ તિવાર રા. ૨૬
ગગનને ઉદ્યોતની, કહે વિદ્યા નામ;
થારા મનરા વાંછીયા, સારૂરે સગલા કામ. રા. ૨૭
વિશ્વને વશ આણિવા, અછું હૂં સમરથ.
કુંણુ **લક્ષમણ રામજી**, અવરજરે સહૂએ સથ. રા. ૨૮
કહે **રાવણ** રાયજી, તું કહે તે સહૂ સાચ;
સમય સંભાલે સહી, અવિચલરે છે મુજ વાચ રા. ૨૯
વિસર્જી વિદ્યા તદા, જાય પહૂંતી ઠામ;
વાનરા પિણ રામને, કરેરે આવિ પ્રણામ. રા. ૩૦

## ઢાલ. મંદોદરી-ઉવાચ.

કહે રાણી **મંદોદરી** સા, સીધી વિદ્યા બહૂ રૂપ;
લંકા ગઢરા રાજી વિના સુમતિ,
સહેલી કામ કિસું કરો, **લક્ષ્મણજી** જીવિત થયો,
રામનો પુન્ય અનૂપ. લં. ૧
ભાઇ તે દુખદાયી થયો, ગયો તે તેહને પાસ,
સજન થારે બંધન પડયા, હિવ કેસી કરો જીતની
આશ. લં. ૨
**બિભીષણ** મનાયને, સીતા દેવણુની વાત;
કીજેજી દશરથ નંદસું, જ્યૂં ટલે ઘણાનીજી ઘાત. લં. ૩
ભાઈજી સુત આવે ઘરે, વરતેજી મંગલ માલ; લં.

---

૧ એકતાનતા-એકાગ્રતા.

એ અહંકાર છોડયાંથકી, જાશેજી દૂર જંજાલ. લં. ૪
જો ન તજો અભિમાનતા, તો તુમ્હે જાણોજી સ્વાંમિ; લં.
મુજની એહીજ વીનતી, કીજેજી જસનો કામી. લં. ૫

इति राणी मंदोदरीनी ढाल संपूर्ण.

દેવી **મંદોદરી અંગદ**—તણો સુણીને [२]ઉદંત;
કરતહૂહૂંકાર અધિકો, આવેરે ઘરહી તુરંત. રા. ૩૧
સ્નાન ભોજન કરી **રાવણ**, આવહી ઉદ્યાન;
સતી સાથે બોલી તણ, મન સારે અનુમાન. રા. ૩૨
નેમ ભંગતણો ભય અતિ, ભાજહિ હિવડાં દેખિ;
મારિ દેવર સ્વાંમિ થારો, સેવુંરે તુજ વિશેષિ. રા. ૩૩
એહ સુણતાં કટુક વાણી, રાયની દુઃખદાય;
તાસ આશા સાથ ધરતી, પડીરે મૂચ્છા ખાય. રા. ૩૪
કરી શીતલતા ઉઠાઇ, અભિગ્રહ કૃત સાર;
**રામ લખમણ** મુંવા પાછે; તજિવારે મેં આહાર. રા. ૩૫
એહ સાંભલિ રાય ચિંતે, રામસું અતિ પ્યાર;
હું વિણાસ કરૂં સો વાદે, ન મિલેરે એહનો તાર. રા. ૩૬
સંકેતે નેહા નહિ હોવે, થલમેં પંકજ જેમ;
માછલો તલફી મરે, જલમેંરે ઉપજે પ્રેમ. રા. ૩૭
અજુગતો એ મેં કીયો, વિભીષણનો બોલ;
માનીયો નહી માનને વશ, સાલેરે સર સમતોલ. રા. ૩૮
પરધાને પરગટપણે, હું વારીયો બહુ વાર;
સો ન માન્યો આજ જાણ્યો, મુંહડેરે મુજ પડી છાર. રા. ૩૯

૨. વૃત્તાંત.

यतः—

"* परिवर्त्तिनिसंसारे, मृतः को वा न जायते ।
स जातो येन जातेन, याति वंशः समुन्नतिम् ॥

કુલ કલંકયેંમેં આપણો, કાજ ન સરીયો કોઈ;
હાથ મસલે સોચ કરિવેં, ન લહૂંરે વેલા સોઈ. રા. ૪૦
એહુને ધરવી દીપમેં, **રામ** દલને પાસ;
એમ ચિંતવી લેઈ ચાલ્યો, બહિનીરે કરે મનથી ઉદાસ. રા. ૪૧
નર રૂપ ધારી કંદરામેં, રોયવા લાગી તામ;
મોહ પુત્ર હૂં માન જગમેં, તું ગ્રહીનેરે છોડે નિકામ. રા. ૪૨

સવઇયોઃ—કર્મ પરિણામ નૃપ તાકો સુત મોહ મહીપ,
તાકો પુત્ર માન મેરી જગમેં વડાઇ હૈ,
સ્વર્ગ લોક ઇંદ્ર તિકે માનત હૈ મેરી મોજ,
શુભ્ર લોક દાનવ કરે દેવાંસું લડાઇ હૈ,
મૃત્યુ લોકમાંહિ કોઇ નાંહિ દેખ્યો આપસ(મ,)
ઢુંઢી સબ ઠોર મેંતો એહી ઠોર પાઇ હૈ,
અબ મો બતાવો ઠોર તાકી લાગું પીઠ દોર,
માનકી તજી મરોર કોડિ જાતકું લજાઇ હૈ ૧
માન ખોયો ઇંદ્ર જાનેં દીયો તુમ્હે કાઠમાહિ,
માન ખોયો ધનદ જિનેંદ વ્રતધારી હૈ
માન ખોયો વાલી જિણેં ચિહુ દિશિ તુમ્હે ફેર્યો
કરકે તપસ્યા ભએ વડે બ્રહ્મચારી હૈ,
માન હાર્યો બંદ જિણેં દીવી તુમ્હ ગેહ ધારી,

* હંમેશ ચક્રની માફક ફરતા સંસારમાં કોણ મુવો અને જન્મ્યો નથી. પણ જેનાથી વંશ ઉન્નતિ પામે તેજ ખરી રીતે જન્મ્યો કહેવાય છે.

## ઢાલ, નિહાલદેકી—દેશી.

માની નિરમાની થયાજી કાંઈ, શોભા નહી સુલતાણ;
ચાંણી ઉતરીયાં પછેજી, કાંઇ જીવત મૃતક સમાણ.
અબ મતિ છાંડો માન મહીપતિજી. ૧
અનમનમાવણ આપકોજી કાંઇ, બિરૂદ વડો રાજાન;
આપ પોતે પરને નમોજી, કાંઈ હારિ થયા હેરાન. ૨
પહિલી એ કારજ કિમ કીયોજી, કાંઇ પહોચ વિના પરતીય;
આણી અનડથકી ખસ્યાજી, કાંઇ તજ્યં માનનો ગીય. અ. ૩
અબ દેતો એ ચોષતાજી કાંઇ, શિર રહિસે ગયો નાક;
નાક વિના શિર એહવોજી, કાંઇ દવસું બલીયો ઢાક. અ. ૪
માન ગયાં મહાતમ ગયોજી કાંઇ, વિણ મહાતમ જીવે સોય;
દીવ થયાં દીવાતણીજી, કાંઇ મહમા ન કરે કોય. અ. ૫
સ્યું જીવ્યો હર્યાતણોજી કાંઈ, દિનમેં ચંદા જેમ;
મૂલ ન માને મહીતલેજી, કાંઈ અગ્નિ આગે જિમ હેમ. અ. ૬
માન રાખણો માન લ્યોજી કાંઇ, મતિ દ્યો પાછી સીત;
કાંને સુણસ્યો સબ મુખેજી, કાંઇ રાવણ થયો ફજીત. અ. ૭
સંબાહો બલ આપણોજી કાંઈ, દેખિ ન ચૂકો દાવ;
તુમ્હસે જીતે જંગમેંજી, કાંઈ એહવો કુણ છે રાવ. અ. ૮
દિન ફિરણે સું મન ફિર્યોજી કાંઇ, ગાઢા કીયો માન;
મુજ આગે એ કવણ છેજી, કાંઇ જાણે સકલ જિહાન. અ. ૯
ચીછો આવી તરૂતલેજી કાંઇ, **સીતા** ધરિ કહે એમ,
મનમાંહિ નવી આંણસુંજી, કાંઇ કાયા સું દેવું કેમ. અ. ૧૦
દુસમણ દાવ ચૂકે નહીજી કાંઇ, કુમતીયે દીયે ભરમાય
ચુરં થાય પેલાંતણોજી, કાંઇ એ દીયે કુમતિ બતાય. અ. ૧૧

## મૂલ ઢાલ.

આજ દીયાંહિરે નવિ વણે, લોગમેં અપવાદ;
હારિ દીધી સહૂ કહિસે, મેટીયોરે મન ઉનમાદ. રા. ૪૩
**રામ લક્ષ્મણ** ઇહાં આંણી, માન સગલો મારિ;
ઘરમને યશ બોલ રાખણુ, દેસિઉંરે અપૂઠીનારિ. રા. ૪૪
એમ ચિંતવતાં ચિત્તસું, ગઇ રાતિ વિહાય;
*પ્રાત પ્રભુજી સુણો વારતા, ખેતજરે મંડિઉં આય. રા. ૪૫

## છંદ જાતિ ત્રિભંગી.

રાવણકી ફોજાં વધતી મોજાં
ચલી દરરોજાં કંકાલી,
[1]ગયવર ગાજંતા તૂર વજંતા;
શ્વર લજંતા તણ ચાલી,
[2]હયવર હણુણાટાં વહતાં વાટાં;
ખુરા સંથાટા [3]ભૂ હાલી,
રથરા ચણુઘાંટાં ઘણુણાટાં;
થાટેં આઠાં મતવાળી. ૧
માની મચ્છરાલા બિરદ વડાલા,
પેટ કુંદાલા મત વાલા,

---

માન હારી દુર્ગા જિણે આરતી ઉતારી હૈ
મર્ત્યલોકમાંહિ મુજે આપ એક ખરો ધીર્યો,
આજ હું વિસાર્યો તાતે તોય રોણેકી વિચારી હૈ. ૨

---

* સવારે.
૧–મોટાં હાથીઓ. ૨–મોટા અશ્વો. ૩. પૃથ્વી.

સવઇયો:-*

પરકી ત્રિયા આંણિ ધરે સુણ રાજન,
માન કરી દલ સબલ સજેરે, વીર મિડે નરરાજ સહે;
નીસાન ધરે વિધયા ઘન ફેરે, રામકી તેગ વિશેષ ભાઇ અબ,
હારિકે હાંસલ દેવોધીસારે. ધિગહૈ ધિગહૈ નરનાથ*નિશાચર;
ટેક ગ્રહી ફિર ટેક કું છોરે. ૧

કવિતા:-*

અકજ મિત્ર જે મૂઢ, અકજ સુત વિનય વિહૂણો;
અકજ ગંગ વિણુ નયને, અકજ મુંહતો મતિ હીણો,
અકજ મુનીસર અપઢ. અકજ નિસનેહી નારી;
ટેક વિના નર અકજ, અકજ ગુણગોઠ ગમારી,
અકજ દાસ ઉદ્યમ વિના અકજ કુલચ્છણ ભૂપના;
કવિ (ગદ) ગંગ કહેહો રાયહર, અકજ કિહાંને ઉપના. ૧
રાક્ષસ બલવંતા જોર વહંતા, મુંહગજંતાં તિહાં આવે;
વાજંત્ર વજંતા પીસે દંતા, કોઇ હસંતા વિન ભાવે,
મુદગર ઉછલંતા હાક કરંતા, હોઇ ભય ભ્રંતા કેઇ ગાવે;
માને મયમત્તા હોય કરતત્તા, મોડે ગત્તા ધૂજાવે. ૨
સિંદૂર સુંડાલા હાથી કાલા. ચઢણે ચાલા ઝૂઝાલા;
બગતર પરિમાલા વડા હથાલા, રણે રસાલા મચ્છરાલા,
ક્રોધે કરિ કાલા લંકાવાલા, દાન વચાલા રખવાલા; ૩
આપસમેં દોડે હોડા હોડે મુંછ મરોડે વલ ધાલે,
કસણાકું તોડે ખડા સજોડે, લંબે ઘોડે [સબ] ચાલે;
વાનરડા થોડે ધાલી ખોડે, લ્યાવણુ લોડે ભર છાલે,
ભૂચર ભક ભોડે સીત બહોડે, એહને તોડે કુણુ પાલે. ૪
રાવણુ તે દેખી માન વિશેષી વધતી શેખી ચઢી આયો;
રણભૂમિ ધસેસી લાતાં દેસી, કંપે સેસિવર પાયો,

*—રાક્ષસ.

## મૂલ ઢાલ.

મૂઝ મંડિયો રામ રાવણ, લડે સુભટ અપાર;
બાણ લક્ષ્મણતણા વરસે, જાણેરે સજલધાર. રા. ૪૬
દેખી બલ લક્ષ્મણતણો, શંકીયો ભૂપાલ;
વિદ્યા તણ બહુરૂપણી, સમરેરે નૃપ તતકાલ. રા. ૪૭
તામ રાવણ કરે આપુણ, રૂપનો વિસ્તાર;
ભૂમિ ગગને પૂઠિ, પાસેરે રૂદ્રાકાર. રા. ૪૮

## છેંદ.

વાનર અતિ જોસે ભર્યાં અપસોસે, હોઠ મસોસે વલિ આયા,
સુગ્રીવ ભરોસે સબ સંતોસે, ભરીયા રોસે વરદાયા,
રાક્ષસને કોશે સતી સદોસે, લંક મસોસેરે ભાયા,
સ્વામીને તોસે સદા નિદોસે, રાવણ ખોસે રઘુજાયા. ૧
વાનરડૈ મંડી વડા ઉદંડી, રણના ચુંડી આફરીયા,
શિર શિલા પ્રચંડી રાખસ ખંડી મારે અફંડી લાતરીયા,
સુરજાં ઝડ મંડી ઘણા ઘમંડી દેખે ચંડી પાખરીયા,
એહવો પાખંડી કર દે ભંડી, દે દે છંડી પરતિરીયા. ૨

## મૂલ ઢાલ.

તામ લખમણ અધિક બલીયો, ગુરૂડનો અસવાર;
જેમ નટુઓ ફિરે નાચત, રાવણરે કેરી લાર. રા. ૪૯
જિહાં દેખે તિહાં મારે, બાણસું તે રૂપ;
એહી બંધ કુબંધ હૂવો, ચક્રજરે[1] સુમરે ભૂપ. રા. ૫૦

---

વાનર ચદેસી આગ્યા લેસી, રામ નરેસી મન ભાયો;
લછમણ શુભકેશી [1]પીત સુવેશી કૂતે કરેસી આ જાયો. ૫

---

૧–પીળા વેશવાલો. ૧ સંભારે.

## છંદ.

લખમણ સર વાહે વડે ઉમાહે,
ચિત્તની ચાહે રોસ ભરી,
સણુણુણ સુસાહે સાહ્મહાં જાહે,
સૂધે રાહે ચોટ ખરી,
રાવણ મન માંહે રોસ ભરાહે,
કાંઈ એ ચાહે સનસભરી,
મનને ઉચ્છાહે પદવીયાહે
ચિંતી તિહાંહે બહૂ રૂપ કરી.

## ઢાલ.

ધસી આયો મન સુહાયો, ફેરવે તે ચક્ર;
હરિલો અતિ હૂટિ મારે, ન લખેરે વેલા વક્ર. રા. ૫૧
મેલ્હિઓ જઈ દિઈ પ્રદક્ષિણ, વાસદેવ વિચક્ષિણ,
તેજ કરિ રવિ સારિખો, બયઠોરે દક્ષણ પાણિ. રા. ૫૨
રાય ચિંતે વચન મુનિના, સાચ એ દેખાય;
ભાઈ મંત્રી કથન જેતા, તે સહૂરે આજ મિલાય. રા. ૫૩
દેખિ આરતિ માંહિ બંધવ, વિભીષણ બોલંત;
આપિ સીતા રાખિ જીવિતવ્ય, મિલીયોરે તંતોતંત. રા. ૫૪
કોપિને તબ કહે રાવણ, કહ્યા કિસું કહાવ;
ચક્ર લક્ષ્મણ તુન્હે મારૂં, મેલ્હીરે મુષ્ટિ ઘાવ. રા. ૫૫
એમ કહંતા રાય લક્ષ્મણ, ઊપનો અતિ રોષ;
ચક્ર મેલ્હી હીયું છેદ્યો, જાંણીરે અધિક સરોષ. રા. ૫૬

જયેષ્ટ કૃષ્ણ એકાદશીયે, દિવસ [1] પશ્ચિમ [2] જામે;
[3] શ્વભ્ર ચઉથે જાય પહૂંતો, કીધાંનારે ફલ પામે. રા. ૫૭
કુસુમકેરી વૃષ્ટિ હૂઇ, દેવ દે આશીશ;
જગતમેં જયકાર અધિકો, જીવોજી કોડિ વરીસ. રા. ૫૮
ઢાલ ષટચાલીસમી, જીતીયા **શ્રીરામ**
**કેશરાજ** મુનીંદ ભાખે, સર્યાંરે વંછિત કામ. રા. ૫૯

**દુહા.**

રાક્ષસ નાશે દહ દિશે, ભય આંણી મનમાંહિ;
દિયેરે દિલાસા રાક્ષસાં, **વિભીષણ** નૃપ પ્રાંહિ. ૧
જાતિપતી જે જાતિને, જાતિતણો વિશ્વાસ,
આવી હૂવા એકઠા, રાય **વિભીષણ** પાસ. ૨
આંણ્યા પ્રભુજી પાખતી, પ્રભુના પ્રણમે પાય;
દિલાસા દીધી ઘણી, શ્રીમુખ **રાઘવરાય.** ૩
**વિભીષણ** ભાઇતણો, સોગ કરે અતિ તામ;
પેટ માર મરિતાં થકાં, હાથ ગ્રાહ્યા શ્રીરામ ૪
કાહેકું વેઠ રોઇએ, કાહેકું કરીયે શોગ;
સમન સાથ સરાયકો, સવે વટાઉ લોગ. ૫

**ઢાલ.**

સુખ બોલોજી બંધવ અભિમાની એ દેશી. સુખ. ૧
કમ સૂતા રણભૂમી વીચમેં, કિહાં ગઇ તિકા મરદાની. સુ. ૨
આય સુરાદે ત્રિહૂં ખંડ જીત્યા, આગ્યા ચલીવી મનમાંની. સુ. ૩

---

* દિન ફિરીયા દાંનવપણો, નવિ ચાલે રાજાન;
વય ફિરીયા વન ઓષધી, સીંચંતાં સૂકાંન.

---

[1] પાછલે. [2] પહોરે. [3] નરક.

ભવિતવ્યતા ભય મન નહી આંણ્યો,
[1]જનક સૂતા ઘર લે આંની. મુ. ૪
નિહુચે ભાવા ટલે નહી કબહી,
એ હૈ સદા કેવલી વાંની. મુ. ૫
મૈ મ્હારો ઓલંભો ટાલ્યો,
કહિસે ન કોઇ હો અ....વાની. મુ. ૬
હા ! સંસાર અસાર હૈ સબહી,
**વિભીષણ** આતાં તતલાંની. મુ. ૭
હે બંધવ ! તું મુઝેં રૂઠો,
કરમાંહિ લીધી [2]કિરપાંની. મુ. ૮
પેટમેં મારિતાં **રામ** ગ્રહે કર,
કેમ કરો એ અપજાંની. મુ. ૯
બંધવ રાયાં રાય કહીજે,
ભવિતવ્યતા લીધો તાંની મુ. ૧૦
કિમ રોવો કહિ કહિ સમજાવે,
મોહ સજો દુઃખરી ખાંની. મુ. ૧૧
પ્રભુ સ્વયંમુખ સહૂને સમજાવે,
મંદોદરી પરમુખ રાણી. મુ. ૧૨

**ઢાલ.**

કિહાં ગયો તુંરી બોલત ન રાય,
કિહાં ગયો રી—આંચલી;
અનમ નમાવણ બિરદ ધરાય,

---

[1]સીતા [2]તરવાર.

ચલ ગએ અપણી વાહુર બજાય. કિહાં. ૧
પૂર્વ પુન્ન ગએ ભુગ તાય,
પાપ બંધ ઉદય હુવે આય. કિ. ૨
ઘર ગએ આથ સહુ પરિવાર,
એક ન ધરીયો નિજ અહંકાર. કિ. ૩
જમ રાણાકી જબરી ચોટ,
છોડ ગએ લંકાકા કોટ. કિ. ૪
ઉદય પુન્યકી પૂરી આય,
નવા બંધ્યા તે સાથે થાય. કિ. ૫
જનમ મરણકા કરિ હે છેહ,
તે પાંમે છે અવિચલ ગેહ. કિ. ૬

ઇતિ ઢાલ

## દુહા

મંદોદરી આદે સહૂ, શોક કરંતિ નારી;
રાવણ પિયુને રોવતી, ઝૂરે મનહિ મઝારિ. ૬

## પુનરપિ-ઢાલ.

પ્રિયુ મેરી એક ન માંની, તિરીયા હરલા એ વિરાની. પ્રિ. ૧
ઢાલકતી ઢાલ ફરકા નેજા, ગરવ ઉડી અસમાંની;
લખમણ વીર વાલિ સુત અંગદ, હનુમાન અગવાની. પ્રિ. ૨
કંચન કોટવને લંકાકે, સાર સમુદ્ર જલખાંની;
એકહિ છિનમાંહિં ઉતર આએ, જાતી દીસે હુકરાની. પ્રિ. ૩
હોઇ અરાબો ચઢયો ઘનસ્યાંમો. ઝૂંઝકી ભેરી સુણાની;
રણભેરી તિહાં વાજણ લાગી, સુણતાં લાજ ન આની. પ્રિ. ૪
રામચંદ્રજીરી નારિને ધ્યાયો, ચિહૂં દિશિ લંકા ઘિરાની;

કહ્યો માંન કછુ અજૂંહિ ન બિગડયો, કાલદશા પ્રગટાની. પ્રિ. ૫
એક જિનાવર ચેસો લીઆયો, લંકામેં ધૂમ મચાની;
બાગ ઊખેડ સમુદ્રમેં ડાર્યો, લંકામેં આગિ લગાની. પ્રિ. ૬
કહિંત **મંદોદરી** સુણોં પ્રિય **રાવણ**,તુમ્હ મેરી એક ન માની;
જિસ સાયરરો તું [1]ગરબ કરત હો, તિણુપર શિલા [2]તિરાની.પ્રિ.૭
**મેઘનાદ** સો પુત્ર હમારે, **કુંભકરણ** મરદાની;
**રામ**કો દલ છિનમાંહિ તોડું, તું કિસી વાત ભૂલાની. પ્રિ. ૮
કહિત **મંદોદરી** આમ લગીહૈ, હોત બજોરકી વાની;
કહો કૈસે માને પ્રિયુ **રાવન**, ગ્રહી અહંકારકી રાની. પ્રિ. ૯
**રાવણ** માર **વિભીષણ** થાપ્યો, **રામ** દુહાઇ ફિરાની;
**તુલછી**દાસ પ્રભુ તુમ્હારે મિલનકું, અયોધ્યામેં વધાઈ
વટાની. પ્રિ. ૧૦

## દુહા.

**રામ** કરઈ સમજાવણી, કાં રોવો સહૂ કોઇ;
**રાવણ** રાયાં રાય થો, અમલાં અધિકો જોઇ. ૭
વીરવૃત્તિમાંહી મુંવો, ન મુંવો કાયર હોય,
સોગ ન કરિવો તેહથી, દેખો ચિત્ત અવલોય. ૮
સંસકાર કાયાતણો, કરો મલાવો બાર;
હોતી આવે થાંહરે, સોઈ કરો પ્રકાર. ૯
**કુંભકરણ છે ઇંદ્રજીત, ઘનવાહનને** આંન;
**બંધન** છોડી મોકલા, કીયા સહૂ રાજાન. ૧૦
સહૂ કુટુંબો એકઠો, આણી મિલીયો તામ;

૧. ગર્વ. ૨. તરાણી–તરી.

રોયા રિઝ્યા ઝીંખીયા. કરે[1] મઉતનો કામ. ૧૧
પખાલી પાવન કરી, પૂજી અરચી કાય;
કરિ રતનમેં પિંજરો, લેઈ ચાલ્યા રાય. ૧૨
આવન ચંદનની ચિતા, અગર ઘણો ઘનસાર;
દહન કરમ વિધિ સાચવી, પદ્મ અને પરિવાર. ૧૩
પદ્મ સરોવર ન્હાવીયા, પછે જલાંજલિ દીધ;
પ્રેત કામ **રાવણ**તણો, એતલે સગલો કીધ. ૧૪
દિન કેતાને આંતરે, મેટે [2] સોગ સુજાંણ;
કથા રહી **રાવણ**તણી, આગેં સુણો વખાણ. ૫૧

**ઢાલ, ૪૭મી જદુપતિ જીતોરે—એ દેશી.**

**રઘુપતી** જીતોરે, ર. **દશરથ** નંદન ધીર, ર.
**લક્ષ્મણનો** વડો વીર, ર. **સત્યવતીનો** કંત, ર.
ગિરૂઓને ગુણવંત. ર. ૧
નૌબતા કેરા નાદથી, અંબર રહીયો ગાજિ;
ઇંદ્ર ન આવે[3]આસનેહો, સોર રહ્યો અતિ લાજિ. ર. ૨
ઘર ઘર રંગ વધામણા, ઘર ઘર મંગલ ચાર;
ઘર ઘર ગુડીયો ઉચ્છલી હો, મુખમુખ જયજય કાર. ર. ૩
જીતિતણા કડખા ઘણા, ગાવે ગુણી અપાર;
**ધન સીતા** ધન **રામજી** હો, ધન **લક્ષ્મણ** અવતાર. ર. ૪
**હાથેં** પડી રાવણુતણેં, તોહી ન ખંડિઓ શીલ;
**સીતા** ધન તિણ કારણેં હો, નિરમલ [4]ગંગસલીલ. ર. ૫
**હઠસું** હઠ લે રહ્યો, મેલિઓ કટક અપાર;

---

૧. મરણ. ૨. શોક. ૩ પાસે–સમીપ. ૪. ગંગાજળ.

રામસુ ધન તિણુ કારણે હો, ન તજી ત્રીયની લાર. ર. ૬
કાંટો થો ત્રિહૂં લોકનો, ન તજે થે અભિમાન;
લક્ષ્મણ ધન તિહિ કારણે હો, માર્યો રાવણ માન. ર. ૭
રામ અને લક્ષ્મણ વદે, વાણી અમીય સમાંન;
કુંભકરણ આદે સહૂ હો, નિસુણો સહૂ રાજાન. ર. ૮
રાજ કરો [૫]આપાપણા, પહિલી જિમ થા તેમ;
આંણ વહો લક્ષ્મણ તણી હો, હોસે તુમ્હને ખેમ. ર. ૯
એમ સૂણી તે રાજીયાં, આંસુ નાખે તાસ,
ગદ ગદ વાંણી બોલીયા હો, નિસુણો શ્રી રઘુરામ. ર. ૧૦
વડે ગએ સંપત રહી, એહ ભરોસા નાંહિ;
પુન્ય વિના ઉત્તર દીયે, સંપતિહી છિનમાંહિ. ર. ૧૧
કાજ નહી રાજહિતણો, મ્હારે એક લિગાર;
સંજમ લેઈ સાધસ્યાંહો, અબ હમે મોક્ષ દુવાર. ર. ૧૨
કુશમાયુધ ઉદ્યાનમે, [૧]અપ્રમેય બલ માન;
ચ્યાર ગ્યાનસુ શોભતાહી, આયા મુનિ અભિરામ. ર. ૧૩
સાધૂ હૂવો તે કેવલી, તિણહી રાતિ મઝાર;
કેવલ્રી ઉચ્છવ કારણે હો, આવે દેવ ઉદાર. ર. ૧૪
પ્રાત હૂવાં શ્રી રામજી, સૌમંત્રી સુસાથ;

---

*જાકી ધન ધરતી લઇ, તાહ ન લીજે સંગ,
જો સંગ રાખહિં બને, તો કર રાખ અપંગ,
ફિરફિરકે સો ન કીજે, કપટરૂપ તસ રાય તાંહરો મન હર લીજે
કહે ગિરધર કવિરાય, ખુટક જોહે નહી તાકી,
કાટ દિલાહે ઉલેય ધન ધરતી જાકી. ૧

---

૫. પોતપોતાનો. ૧. જેતું પ્રમાણ ન થઇ શકે તેવું.

**કુંભકરણ** આદે કરી હો, ચાલ્યા તે નરનાથ. ૨. ૧૫
દેઈ પ્રદક્ષિણ વાંદીયા, સાધુ મહાસુખકાર;
આગેં બયસી સાંભલે હો, ધર્મતણો સુવિચાર. ૨. ૧૬
**ઈંદ્રજીત ઘનવાહનું**, પુવ્વ ભવાંતર વાત;
પૂછે ભાખે કેવલી હો, નિસુણો એ અવદાત. ૨. ૧૭
**કૌસુંભી** નગરી વસે, નિરધન ભાઇ દોઈ;
**પ્રથમ પશ્ચિમ** નામથી હો, સાધુ સમીપેં સોઈ. ૨. ૧૮
ધરમ સુણી વ્રત આદરી, મહીયલ કરે વિહાર;
કૈસુંભી નગરી ફિરી હો, આર્યા તે અણગાર. ૨. ૧૯
**નંદીઘોષ** રાજા ભલો, **ઈંદુમુખી** તસ નારિ;
ક્રીડા કરત વસંતની હો, દીઠો નયન પસારિ. ૨. ૨૦
**પશ્ચિમ** નિયાણો કરી, એ તપતણે પ્રકાર;
એહવી ક્રીડા કારીયે હો, ઈણહી ઘર અવતાર. ૨. ૨૧
વરજ્યો પિણ માંને નહી, નિંદે નહી [2]નિદાન;
કાલ કરીને ઊપનો હો, રાય ઘરેં સંતાન. ૨. ૨૨
**રતિવર્દ્ધન** નામેં ભલો, જોવનની વયપાય;
રાજ લહી [3]રામતિ કરે હો, તપકરણી ફલદાય. ૨. ૨૩
**પ્રથમ** સાધુ મરિ ઊપનો, પંચમ કલ્પેં દેવ;
ભાઇ રાજા દેખીયો હો, આયો સુર તતખેવ. ૨. ૨૪
વેશ ધરી મુનિવરતણો, **રતિવર્દ્ધનને** પાસ;
પૂરવ [4]ચરી સુંણાવતાં હો, જાતિસ્મરણ તાસ. ૨. ૨૫
સંયમ લીધો [5]સાદરો, પંચમ સ્વર્ગેં જાય;

---

૨.–નિયાણો–તપ કે ધર્મના ફલમાં ભોગનો સંકલ્પ. ૩–રમત.
૪. વૃત્તાંત. ૫. આદર સહિત.

દોઇ દેવ ચવી કરી હો, [६]ખેત વિદેહે આય. ર. ૨૬
વિદ્ગધનગરે ઊપના, દોઇ ભાઈ ભૂપ;
સંજમ પાલી બારમેહો, પામિ સ્વર્ગ અનૂપ. ર. ૨૭
તિહાંથકી ચવી આવીયા, રાજા રાવણ ગેહ;
ઇંદ્રજીત ઘનવાહનુંહો, ભાઇ થયા સસનેહ ર. ૨૮
ઇંદુમુખી પટરાગિની, રતિવરધનની માય;
એ રાંણી મંદોદરી હો, થાંરી માય કહિવાય. ર. ૨૯
ઇંદ્રજીત ઘનુવાહનું, કુંભકરણ ભૂપાલ;
અવરહી વ્રત આદરે હો, ખટકાયાં પ્રતિપાલ. ર. ૩૦
રાણી શ્રીમંદોદરી, આદે નારી અનેક;
સંયમ સૂધો આદરે હો, વારૂ એહ વિવેક. ર. ૩૧
સાધુ નમી શ્રીરામજી, સૌમંત્રી કપિનાથ;
વિભીષણ આદે કરી હો, લાર લીયાં સહૂ સાથ. ર. ૩૨
શિણગારી લંકાપુરી, ઉચ્છવનો અધિકાર,
વિદ્યાધરીયે કીજેથે હો, મંગલના વિસ્તાર. ર. ૩૩
[૧]વેત્રી વાટ વતાવતાં, લંકામાંહિ પ્રવેશ;
શુભ વેલા શુભ મુહૂર્તે હો, કીધો રામ નરેશ. ર. ૩૪
પુષ્પગિરિને મસ્તકે, બયઠીથી ઉદ્યાન;
જાઇ જોઈ જાનકી હો, જેહવી કહી હનુમાંન. ર. ૩૫
વાહિ સાહી સુંદરી, રાઘવ લીધી ગોદિ;
જીવિતવ્ય એ વીસરૂં હો, પ્રગટપણે પ્રમોદિ. ર. ૩૬
પિંજરતે એ પ્રાણીયો, હૂવો એકઠો આજ;

---

६ મહાવિદેહ ક્ષેત્રમાં. ૧ છડીદાર.

**રાઘવજી** અબ જાણીયોહો, હૂંરે અછું મહારાજ. ર. ૩૭
મહા સતી મોટી સતી, દેવ કહે આકાશ;
સ્વર્ગા મૃત્યુ પાતાલ મેં હો, [એ] પાંમી અતિ સ્યાસ ર. ૩૮
આંસુસું પગ ધોવતો, આવી કર્યો પ્રણામ;
**સૌમંત્રી** સોલ્હાસસ્યું હો, આજ સર્યા સબ કાસ. ર. ૩૯
માથો ચુંબી [2] સાદરો, સીતા દિયે આશીષ;
ચિર નંદે ચિર જીવજે હો, સફલી સગલી જગીસ. ર ૪૦
**ભામંડલ** પગિ લાગતાં, બહિની કહે ચિર જીવ;
મ્હારી એ આશીષથી હો, વાધો આયુ અતીવ ર. ૪૧
**વિભીષણ સુગ્રીવજી, હનુમત અંગદ** આય;
ચરણ નમે **સીતા**તણા હો, ભૂપતિજી ભલ ભાય. ર. ૪૨
[3] કુમુદની વિકસે ઘણું, દેખી પૂનમચંદ;
**સીતા** તિમ પ્રભુ દેખીને હો, પામી પરમાનંદ. ર. ૪૩
ભુવનાલંકૃત હાથીયે, ચઢિઓ સજોડે **રામ**;
**લક્ષ્મણ** હાથી આગલે હો, કૈરવણી અભિરામ. ર. ૪૪
આવ્યા રાવણ મંદિરે, પેખીયો પ્રવર પ્રાસાદ;
સહસ થંભનો શોભતો હો, કરિહી ગગનસું વાદ. ર. ૪૫
શાંતિકરણ **શ્રીશાંતિજી**, મૂર્ત્તિ મહિમાવંત;
દેઇ પ્રદક્ષિણ વંદતાં હો; આંણે ભવદુઃખ અંત. ર. ૪૬
પૂજ કરે પ્રભુજીતણી. **વિભીષણ** દિય આંણિ;
સાજ સહૂ પૂજાતણો હો, આછો અવસર જાંણિ. ર. ૪૭
પૂજી પ્રણમી ભાવસું, ચરણ નમી સુખદાય;

---

[2] આદર સહિત. [3] રાતે ખીલતું કમલ.

ચાલ્યા પ્રભુજી એતલે હો, કહે વિભીષણ રાય. ર. ૪૮
પહેલી મંદિર મહિરે, પૂજ પધારો આપ;
સહુ કોઈ જાણે સહી હો, પ્રીતિતણી એ થાપ. ર. ૪૯
રાયતણો મન રાખિવા, પ્રભુ આવે ઘર તાસ;
ભોજન ભગતિ ભલી કરી હો, ઉપજાવી ઉલ્હાસ. ર. ૫૦
પહિરાવી પરિવારસું, પોષી પરઘલ પ્રેમ;
કર જોડીને વીનવે હો, રાય વિભીષણ એમ. ર. ૫૧
એ ઘોડા એ હાથીયા, અરથ ગરથ ભંડાર;
હેમ રત્ન પટકૂલસું હો, વસ્તુ અમોલક સાર. ર. ૫૨
એ લંકા લીલાવતી, કરો આપણી ઇશ;
ઠકુરાયત રાવણતણી હો, છે તો વિશ્વાવીસ. ર. ૫૩
લંકા રાજતણો કરાં, પ્રભુજીને અભિષેક;
રામ તામ બોલ્યા હસી હો, બોલ હમારો એક. ર. ૫૪

यतः—

[1]सकृज्जल्पन्ति राजानः, सकृज्जल्पंति साधवः ।
सकृत्कन्याः प्रदीयन्ते, त्रीण्येतानि सकृत्सकृत् ॥१॥

લંકા દીધી તુમ્હે ભણી હો, પહિલીહિ હમ દેખિ;
આજ તિલક સબ નાહિરે હો, જાણિ કીયો સુવિશેષિ. ર. ૫૫
ઇંદ્રભુવનમેં ઇંદ્ર જિન–રાય ભુવનમેં સ્વામિ;
પરિવરીયો પરિવારસું હો, આયો આણંદ પામિ. ર. ૫૬

---

૧. રાજાઓ એક વખત બોલે છે, સાધુઓ એક વખત બોલે છે અને કન્યાઓ પણ એકજ વખત અપાય છે. એ ત્રણ એક એક વાર થાય છે.

સિંહોદર આદે કરી, તામ સહૂ નરનાહ;
દીધી જેતી કન્યકા હો, આંણે ધરિય ઉચ્છાહ. ૨. ૫૭
કો લક્ષ્મણ કો રામને, પરિણાવી તે બાલ;
સર્વ સુલક્ષણ ગુણવતી હો, રમણી રૂપ રસાલ. ૨. ૫૮
ઇંદ્રતણા સુખ ભોગવે, ખિણમાંહિ દિન જાત;
છ વરસ તો ચઉલી ગયા હો, અબે મિલાવે માત. ૨. ૫૯
ઢાલજ સેંતાલીસમી, રંગ વિનોદ વિલાસ;
કેશરાજ ઋષિરાજજી હો, પૂરવ પુન્ય પ્રકાશ. ૨. ૬૦

## દુહા.

ઇંદ્રજીત ઘનવાહનું, મરૂસ્થલીમેં જોય;
મહામુનિ મુગતિ ગયા, તીર્થ મરૂધર હોય. ૧
કુંભકર્ણે શિવ ગતિ લહી, નદી નર્મદા માંહિ;
વૃષ્ટિ રક્ષિત નામેં ભલો, તીર્થ પ્રવર્ત્તિઓ ત્રાંહિ. ૨
અબ માતા અપરાજિતા, સુમિત્રાસું દોઈ;
પુત્રાંનિ [1]આરતિ કરે, ખબર ન પામે કોઈ. ૩
ખંડ ધાતકીથી ચલી, આઇ ગયો ઋષિ દેવ,
પગ લાગંતા પૂછહી, માતાસું તતખેવ. ૪
કાં તુમ્હ અતિ આરતિ કરો, કાં તુમ્હ દુબ્બલ દેહ;
આંસુ નાંખી માયજી, ઉત્તર આપે તેહ. ૫
તાતતણા આદેશથી, વચ્છ ગયા વનવાસ;
સતી પિણ સાથેં ગઈ, પતિવ્રતા વ્રત તાસ. ૬
સીતા રાવણ અપહરી, કરી ઘણું પરપંચ,

---

૧. ચિંતા.

નંદન હૂવા વાહરૂ, ગેલી કટકનો સંચ. ૭
રામ અને રાવણતણા, સુભડાંમેં સંગ્રામ;
સુણતાં રાવણ ખીજીયો, શકિત ચલાવે તામ. ૮
લાગી લક્ષ્મણરે હીયેં, પડિયો મૂર્ચ્છા ખાય;
વિશલ્યાને આયકે, લેઈ ગયા [૨]ખગરાય. ૯
ખબર ન પાવાં આગલી, એ હુમ આરતિ હોય;
કે જીવંતા ઉબર્યો, કે વચ્છ મુવા સોય, ૧૦
નારદ ભાખે મતિ કરો, ચિંતા એહુ લિગાર;
લક્ષ્મણ માર્યો નવિ મરે, જો રૂસે કરતાર. ૧૧
જાવું છું લંકાપુરી, લ્યાઉં લક્ષ્મણ રામ;
આરતિ ભાંજું તાહરી, તો મુજ નારદ નામ. ૧૨
એમ કહીને આવીયો, રાઘવજીને પાસ;
માય મનોરથ પૂરિવા, એમ કરે અરદાસ. ૧૩

ઢાલ, ૪૮મી. રસીયાની–દેશી,

સુમિત્ર અપરાજિતારે, જોવે પ્રભુની વાટ;
લક્ષ્મણજીના ઘાવનોરે, આંણે અતિહી ઉચાટ હો.
સુણ સ્વામી. ૧
ખબર ન કોઈ પાય હો, સુ. ઝૂરી ખિંજર થાય હો, સુ.
રયણે છ માસી થાય હો, સુ. રહી ઘણો લિઉં લાય હો. સુ. ૨
ફિરે ફૂદતી વાનરીરે, સુતને કંઠ લગાય;
માલો સેવે પંખણીરે, લિઉં સુતનેરે વધાય હો. સુ. ૩
ગર્ભ ધરેવે પોખવેરે, પાલેવે અભિરામ;

---

૨. વિદ્યાધર રાજા–રાવણ.

આણુ આપણા આપવેરે, સારે સુતના કામ હો. સુ, ૪
માતા ગંગા સારખીરે, માતા તીરથરૂપ;
માતા [1] મહીયલ મોટકીરે, માને મોટા ભૂપ હો. સુ. ૫
[2] ષણ્મુખ ગણપતિ વાદમેરે, અધિકાણી અતિ માય;
સાચો કહીઓ ગણપતિરે, **શંકર** કીધો ન્યાય હો. સુ. ૬
**વીરસ્વામી** માની ઘણુંરે, જબ થા ગર્ભહીમાંહિ;
માતાને દુઃખ દઈ મેંરે, સંયમ નહી લિઉં આંહિ. સુ. ૭
ઘણો કિસું કહિ દાખીયેંરે, માતાને સુખ દેત;
સુખ દીધો સંસારમેંરે, એહ ધરમનો હેત. સુ. ૮
રૂડાં ભાખે **રામજીરે નારદસું** સુખ થાય;
લંકાપતિ બોલાયકેરે, ભાખે પ્રભુ અકુલાય હો. સુ. ૯
ભૂપ તુમ્હારી ભકિતથીરે, વિચરીયા હમ માત;
આગેંહી ખાંચ્યાથકીરે, માતાજી મરી જાત. સુ. ૧૦
અબહી જઇ ઉતાવલારે, મિલાં માતને આજ;
તો તો એ સાચો પડેરે, કીધો સગલો કાજ હો. સુ. ૧૧
કહે **વિભીષણ** રાયજીરે માગ્યા દ્યો દિન શોલ;
જ્યૂં એતીતીએ તજીરે, માંનો હમારો બોલ હો. સુ. ૧૨
ઇંદ્રપુરીની ઓપમારે આછી ભાંત અનૂપ.
અયોધ્યા સમરાવસુંરે, કહે લંકાનો ભૂપ હો. સુ. ૧૩
વિસરજ્યો ઋષિરાયજીરે, માતા પાસેં આય;
વાત કહી સંતોષનીરે, હરખ હીયે ન સમાય હો. સુ. ૧૪
કારીગર લંકાતણારે, સુગડાંના સિરદાર;

---

૧–પૃથ્વીતલ ઉપર. ૨ કાર્તિકેયસ્વામી.

અયોધ્યાયે આવીયારે, કોઇ ન લાવી વાર હો. સુ. ૧૫
જેમ કહિઓ તિમહિ કરિઉરે, ચતુરપણે ચિત્ત ચાવિ;
કે દેખો હરિની પુરીરે, કે દેખાએ આવિ હો. સુ. ૧૬
દિહાડે અબ સત્તરમેંરે, પુષ્પકે નામ વિમાન;
બયસે લક્ષ્મણ રામજીરે [૩] સોહમને ઈશાન હો. સુ. ૧૭
સીતા વિશલ્યા વલીરે, રાજસુતા સુકમાલ;
સગલી બયઠી સનમુખીરે, વિદ્યા ધરીય વિશાલ હો. સુ. ૧૮
**વિભીષણ** સુગ્રીવજીરે, **ભામંડલ હનુમાન**;
**અંગદ**સું દક્ષિણ દિશેંરે, બયઠા પુરૂષ પ્રધાન હો. સુ. ૧૯
બામી દિશિ વિશેષથીરે, બયઠા રાક્ષસરાય;
પૂઠેં સેવક સામઠારે, લીયો વિમાન ચલાય હો. સુ. ૨૦

## દુહા.

સબ પરિવારેં આવીયાં, **મહીધર** નગરી જામ;
દેખી હરખી અતિ ઘણી, સા **વનમાલા** તામ. ૧
મહીધરેં માંડયો રચ્યો, કહિ કહિ વાણી નરમ;
પુત્રીના વિવહાતણી, વ્યાહી હાથેં સરમ. ૨

## મૂલ ઢાલ.

અયોધ્યાને [૧]આસનારે, આયા જાંણ્યા જામ;
**ભરત**ભુપ લઘુભાઈસુંરે; સાંમ્હા આવે તામ હો. સુ. ૨૧
ઉતરીયા હાથીથકીરે, નિજરે આયા ઇશ;
ઈશ વિમાનથી ઊતર્યારે, આંણી અધિક જગીશ હો. સુ. ૨૨
**ભરત**ભૂપ ભલા ભાવસુંરે, રહિઉ ચરણે શિર લાય;

---

૩ સૌધર્મેન્દ્ર અને ઈશાનેન્દ્ર જેવા. ૧. નજીક–સમીપ.

ઉઠાઈ ઉંચો કરીરે, લીધો કંઠ લગાય હો. સુ. ૨૩
મસ્તક ચુંબે રામજીરે, વારંવાર વિશેષ;
**શત્રુઘન** પગ લાગતાંરે,, દે સનમાન અશેષ હો. સુ. ૨૪
શત્રુઘને ભરતજીરે, **લક્ષ્મણને** પરિણામ;
કરતાં **લક્ષ્મણજી** કીયોરે, જેમ કીયો શ્રીરામ હો. સુ. ૨૫
તામ વિમાનેં એકઠારે, બયઠા બંધવ ચ્યાર;
દાન શીલ તપ ભાવ જ્યુંરે, પાવે શોભ અપાર હો. સુ. ૨૬
પહિલી હો પરગટપણેંરે, અયોધ્યા સમરાવિ;
મેલ્હીથી પ્રભુ આવતાંરે, પુનર ફેર જડાવિ હો. સુ. ૨૭
છાંટી થોડે પાણીયેંરે, રજ સગલી બયસાવિ;
કરઈ સુગંધા ધૂપણારે, ફૂલહી ફૂલ વિછાવિ હો. સુ. ૨૮
તોરણની રચના કરીરે, ગલીએ ગલીએ દેખિ;
ઘરઘર ગુડી ઊછલીરે, ઘરઘર હરખ વિશેષિ હો. સુ. ૨૯
શૃંગારી સુંદરપણેંરે, શોભાનો સંદોહ;
જેમ ધણી ઘર આવીયોરે, સુંદરિ પામે [2]સોહ હો. સુ. ૩૦
વાજા વિવિધ પ્રકારનારે, ભૂમિ અને આકાશ;
વાજે નીકા નાદસુંરે, હોઇ રહ્યો ઉલ્હાસ હો. સુ. ૩૧
**નગરીમાંહિ** આવીયારે, **રાઘવ** દેખી મોર;
ઉંચી નિજર વિલોકવેરે, લોગ કરંત બકોર હો. સુ. ૩૨

**પ્રક્ષેપ ઢાલ—ગાથાઃ—**

ભાઇ સુખદાઇ ચ્યારૂ ભેલા થયા, દશરથ નંદન ધીર,
**દેખો** હે સુહવ રાજાધિરાજા **રામ** પધારીયા;
**સીતા** સહીત **રામજી** આવીયા, **વિશલ્યા લક્ષ્મણ** વીર. દે. ૧

---

૨. શોભા.

આજ મનોરથ સહૂ ફલ્યા, સોનાનો ઉગીયો સૂર, દે.
આરૂ એ ભાઈ ચિર લગે જીવજ્યો દુસમણ નાઠા છે દુર. દે. ૨
સીતાના વરનેજી નિરખવા, આણંતી અધિક ઉમેદ; દે.
કૌશલ્યા સુત કુશલે પધારીયા, દૂરે ગઈ મનરી ખેદ. દે. ૩
કેઇ ઝરોખા કેઈ ગોખડાં, કોઇ ઉભી ગલીયારે માંહિ; દે.
ગહમહ માચી નગરીમેં અતિ ઘણી, દેખણ દરસણનિ ચાંહિ. દે. ૪
સોહ વગાવે કેઇ સોહલા, ધન દશરથ કુલ [૧]ભાંણ; દે.
આપ પધારીયા પુરી મનરીરલી; અવલોકયા એહ સંડાણ. દે. ૫
કાયમ રહજ્યો થાંરી સાહિબી, કાયમ બંધવની જોડિ; દે.
નારી વધાવે [૨]અક્ષત મોતીયાં, પૂરો પરજારા મનરા કોડિ. દે. ૬
વેડ બેહુમાં અનેક ચંદાવતી, ગાવતી મધુરે સાદ; દે.
દશરથ નંદન દીપક સમા, રહીજ્યો એ અવિચલ વાદ. દે. ૭
જનકધીયા છે ધન નારી જગતમેં, ધન દ્રોણમેઘ સુતા સાર; દે.
અચલ [૩]સોહાગ રહિજ્યો એહનો, વાત કરે છે વારંવાર. દે. ૮

## મૂલ ઢાલ—

[૪]કનકતણા કુસુમેં કરીરે, ભરિભરિ મોતી થાલ;
વધાવે [૫]વનિતા વલીરે, ગાવે ગીત રસાલ હો. સુ. ૩૩
વંદાવે વારૂ વલીરે, કામણી કલશ ઉદાર;
દાને [૬]જલહર વરસતારે, આયા નૃપ દરબાર હો. સુ. ૩૪
ઉત્તરી તામ વિમાનથીરે, **રામ સુમિત્રાનંદ**,
મહિલમાંહિ મન રંગસુંરે, આવે ધરી આનંદ હો. સુ. ૩૫

---

૧. સૂર્ય. ૨. ચોખા. ૩. સૌભાગ્ય. ૪. સુવર્ણ પુષ્પથી.
૫. સ્ત્રીઓ. ૬. દાનમાં મેઘની જેમ વરસતા.

પહિલી કૌશલ્યાતણે રે, ચરણે નામી શીશ;
પાછે અવરાં માભણીરે, માતા દિયે આશીષ હો. સુ. ૩૬
**સીતા વિશલ્યા** સતીરે, **કૌશલ્યા** પગ લાગ;
પાછે સાસૂ ઓરનેરે, લહી આશીષ [3]સુહાગ હો. સુ. ૩૭
જિસા સુત હમ જનમીયારે, તે સાહી સમતોલ;
તુમ્હી નંદન જનમજ્યોરે, માનિ હમારો બોલ હો. સુ. ૩૮
ફિર ફિર મા અપરાજિતારે, **લક્ષ્મણ**કેરો અંગ;
ફરસે ફરસે શિર ધણોરે, ચુંબિ કહે મનરંગ હો. સુ. ૩૯
વચ્છ! તુમ્હારો આજમેંરે, હૂઓ જાણ્યો જન્મ;
નયણે નિરખીયો આપણેરે, ધન કરતાની કર્મ હો. સુ. ૪૦
કષ્ટ ઘણો વનવાસમેંરે, **સીતાયે રઘુદેવ**,
તો તે આઘો કાઢીયોરે, જો તેં કીધી સેવ હો. સુ. ૪૧
તાતતણી પરેં **રામજીરે, સીતાયેં** તે જેમ;
કહે **લખમણ** વનવાસમેંરે, હૂંતો રાખિઓ એમ હો. સુ. ૪૨
માતાજી [4]ઉદ્ધતપણેરે, મેં કીધો અવિવેક;
**સીતા રામ** વિયોગનોરે, હેત હૂવો હૂં એક હો. સુ. ૪૩
પિણ થારી આશષથીરે, વાચેં વાદલ ફાટ;
ગયા સહી.......આણીરે, આયા અરિ નિર્ઘાટ હો. સુ. ૪૪
ઢાલ એ અડતાલીસમીરે, ગઇ ખહોડી નારિ;
**કેશરાજ** ઋષિરાજજીરે, પુન્ય વડો સંસારી હો. સુ. ૪૫

इति ढाल द्वाषष्ट्यां रामयशोरसायने
तृतीयः अधिकारः
परिसमाप्त.

---

૩. સૌભાગ્ય. ૪. અવિનયપણે.

## અથ ચતુર્થોઽધિકારઃ



### દુહા.

સુગુરૂ વડો સંસારમેં, ગ્યાન દાન દાતાર;
શિષ્ય સુગુરૂ સેવા લહે, વિદ્યાનો વિસ્તાર. ૧
**રામ સુલક્ષમણ** આવીયા, માજી હર્ષ અપાર;
કે મન જાણે આપણો, કે જાણે કરતાર. ૨
**ભરત** ભૂપતિ કરે ભલી, અવસર જાણી સાર,
ઉચ્છવ માંડયો અતિ ઘણો, ઘરિઘરિ મંગલચાર. ૩
સેવક હોઇ સાચવે, સ્વામિતણી અતિ સેવ;
ભૂપતિની પદવીતણો, ન કરે કાંઈ અહુમેવ. ૪
સમો લહીને સ્વામિસું, ભરત ભણે સુવિચાર;
રાજ ગ્રહો પ્રભુ! આપણો, હું લિઉં સંજમ ભાર. ૫
સંયમ તો હું સાદરો, લેથો રાજા સાથ;
શગતિ શગતિ સુંપી ગયા, નૃપપદવીકેરી આથ. ૬
આજ લગેં મેં રાખીયો, એહિ તુમ્હારો રાજ;
દાદાજીરે દયા કરો, સારૂં આતમ કાજ ૭

### ઢાલ, ૪૯મી. નથ ગઇ એહની—એ દેશી.

ખિણ ગઈ મેરી ખિણ ગઇ, લાખીણી મેરી, ખી.
કોડિણી મેરી, ખી.
ખિણ ગઈ ફિરિ નાવે સોઈ, અંજલિનું જલ જાતું હિ જોઈ. ખિ. ૧
સમય સમયરે મરે તો જીવ, વીતરાગના વચન સદીવ; ખિ.
તનુ સાથેં ડોલંતી છાંહિ, કાલ રહે છે પૂરિ બાંહિ. ખિ. ૨

કાલસું સંઓષધિ નહિંય વિનાણુ, જમ રૂઠા જે રાખે પ્રાંણ; ખિ.
[1]જાતકને જમ ખાઈ જાય, અણુજાતક સાંમ્હો ન દિખાય. ખિ. ૩
કાલેં ખાધો એહિ સંસાર, કાલ ન ખાયો જાય લિગાર; ખિ.
જરા ન પીડે ન ઉપજે રોગ, ન ઘટે ઇંદ્રિના બલ–જોગ. ખિ. ૪
જબલગ આણિ ન પૂગે આવ, તબલગ કર ચિત્ત
ધર્મહિ ચાવ. ખિ. ૫
જે નર જગ જમથી ન ડરાય, તે તો ઢીલ કરે છે ન્યાય; ખિ.
મંદરદારેં લાગે લાય, તબ તો કાંઈહિ ન કઢાય. ખિ. ૬
સાગર [2]પલ્યના આવે છેહ, કવણ વિચારી ગિણતી એહ; ખિ.
જે દબ બાલે પર્વત પ્રાંહિ, કિંઓ ન બલે ખડ તે દવમાંહિ. ખિ. ૭
જગસેં ભાખિઉં સયલ ઉપાય, ઘડી ઘટે ખિણુહી નર હાય; ખિ.
ચાવણુ ચાબી પંથી પુલાય, પંથી પંથ ન રહિવા પાય. ખિ. ૮
એહ સયાણુપણો મુજ આજ, જિમ તિમ સારૂં આતમ કાજ; ખિ.
ઘર બાલીને કીર્તિ કરંત, મૂર્ખ શિરોમણિ નામ ધરંત. ખિ. ૯
આલિ આંખિ કહે શ્રીરામ, વચ્છ રહિવા દે સંજમ કામ; ખિ.
રાજ કરો તુમ્હે પહિલી જેમ, જો મુઝ સાથેં રાખો પ્રેમ. ખિ. ૧૦
આગ્યાકારી તુમ્હ અભિધાન, એ તો જાણે સકલ જિહાન; ખિ.
પહિલી જિમ તુમ્હ માંની આંણ, અબહી કરો મુજ
વચન પ્રમાણ. ખિ. ૧૧
ભરત ભૂપ કરીરે જુહાર, ઊઠી ચાલ્યો લોપીકાર; ખિ.
લક્ષ્મણ દોડી સાહિઓ હાથ; આણિ બયસારિઓ નરનાથ ખિ. ૧૨
સીતાને વિશલ્યા આદિ, રાણી સહુ આવી અહલાદિ; ખિ.

---

૧. જન્મેલાને. ૨. સાગરોપમ. ૩, પલ્યોપમ.

દેવરને સમજાવે તેહ, સુંદર વચન વદે સસનેહ. ખિ. ૧૩
જેઠો બંધવ તાત સમાન, કિંઉ ન વિચારે તું રાજાન; ખિ.
સાયર કેમ તજે મરજાદ, એ તો નિશ્ચે છે વિધિવાદ. ખિ. ૧૪
વીસારણ સંયમની વાત, જલક્રીડા કરિવાને જાત; ખિ.
દેવર સાથે બોલે ભાષ, તુમ્હસું ખેલણની અભિલાષ. ખિ. ૧૫
ભાભીયાં મન રાખણ હેત, ચાલિઓ ભૂપતિ મહિલ સમેત; ખિ.
ઘટિકા દોય કરી જલ ખ્યાલ, જલ કાંઠે ઉભો ભૂપાલ. ખિ. ૧૬
એતલે ગજ ભુવનાલંકાર, થંભ ઉખાલે રોસ અપાર; ખિ.
આયો દેખિ ત્રિય પરિવાર, સોર મચિયો રે પડિઓ ગજલાર. ખિ. ૧૭
થરહર ધૂજણ લાગી બાર[લ], દેખી હાથી અતિ વિકરાલ; ખિ.
પૂઠેં રાખી સઘલી દેવી, આગેં નૃપ આયો તતખેવિ. ખિ. ૧૮
મદકરિ આંધો તેરે ¹ગયંદ, નયણેં દીઠો ભરત નરિંદ; ખિ.
મદ ઊતરિયો તેહ તિવાર, શાંતિ હૂવો ગજ છાંડિ વિકાર. ખિ. ૧૯
ગજ દર્શન દેખિ અભિરામ, ભૂપતિ ખિણ સુખ પાયો તામ; ખિ.
કાને સાહી છાલી એમ, ભૂપતિ આગેં હાથી તેમ. ખિ. ૨૦
વાત સુણીને આવે ધાય, **રામ સુલક્ષ્મણ** સુભટ સહાય; ખિ.
કરી ઉપાવ અનેકાં જાણી, મહાવતેં ગજ આંણિઓ ઠાણિ. ખિ. ૨૧
કુલ ભૂષણને ભૂષણ દેશ, સમોસર્યા ઋષિરાજ વિશેષ; ખિ.
**પદ્મ** સૌમંત્રી ભરત નરેસ, વંદન આવેં લોક અશેષ. ખિ. ૨૨
પૂછે **પદ્મ** કહો રિષિરાય! ભરત દેખિ ગજ નિરમલ થાય; ખિ.
દેશ ભૂષણહિ કેવલ ધાર, ભાખે ભૂપ સુણો સુવિચાર. ખિ. ૨૩
**રિષિભે** લીધો સંયમ-ભાર, સાથિ હૂવા નૃપ ચ્યાર હજાર; ખિ.
એષણ શુદ્ધ ન લહિઓ આહાર, તાપસ હૂવા તે તિણવાર. ખિ. ૨૪

---

૧ હાથી

**અલ્હાદન** સુપ્રભનૃપનંદ, તાપસના વ્રત પાલિ અમંદ. ખિ.
**ચંદ્રોદય સૂરોદય** દેખિ, ભવમાંહિ ભમીયા સુવિશેષિ. ખિ. ૨૫
**ચંદ્રોદય** ગજપુરમેં આય, **હરિમંત** ભૂપતિ નંદ કહાય; ખિ.
**ચંદ્રલેખા** ઉદરે ઉપન્ન, **કુલંકર** નામે વિતપન્ન. ખિ. ૨૬
**સૂર્યોદય** પિણ તિણ પુરમાંહિ, **વિશ્વભૂતિનો** નંદન પ્રાંહિ; ખિ.
**અગનિકુંડા** ઉદરે અવતાર, **શ્રુતિરતિ** નામેં કુલ આધાર ખિ. ૨૭
**કુલંકર** નૃપપદ પાવંત, તાપસ વનમેં પગ ઠાવંત; ખિ.
વિચ મિલીયો ભાની અણગાર, અભિનંદન ભાખે સુખકાર ખિ. ૨૮
તાપસ પંચાગિની સાધંત, જીવ ઘણાના આંણે અંત; ખિ.
લાકડ આગ લગાડિઓ આપ, તેમાં હરિ બલે છે સાપ. ખિ. ૨૯
સો [1]અહિ પરભવનો તુમ્હ બાપ, ખેમંકર નામેં લહે તાપ; ખિ.
ફાડી લાકડ કાઢિઓ નાગ, જીવ ઉગાર્યાનો સોભાગ ખિ. ૩૦
લાકડ ફાડિયો માંહિ ભૂયંગ, દીઠો રાજા થયો વિરંગ; ખિ.
દીક્ષા ઉપરિ આણે ભાવ, શ્રુતરતિ નામ કહંત કહાવ. ખિ. ૩૧
વય પાકયાં દીક્ષાસું હેજ, કરિવો કાયા આજ સતેજ; ખિ.
એમ સુણી ભાંગો ઉચ્છાહ, લચિપચિ માંહિ રહીઓ નરનાહ. ખિ. ૩૨
ઓ શ્રીદામા છે રાણી તાસ, પુરોહિત સાથે હૈ સુવિલાસ; ખિ.
શંકા આણી પાંમી ભેદ, રાજાજી કરિસે શિરછેદ. ખિ. ૩૩
વિષ દેઇ માર્યો ભરતાર, વેગેહિ મુવો તિણવાર; ખિ.
પાપતણા ફલ એહ હજૂર, એ દોઇ ભવ ભમીયા [2]ભૂર. ખિ. ૩૪
રાજગ્રહી નગરીમેં વિપ્ર, **કપિલ** ઘરે આવ્યા તે [3]ખિપ્ર; ખિ.
સાવત્રિઓરેં નામ **વિનોદ**, બીજો **રમણ** કરંત પ્રમોદ. ખિ. ૩૫

---

૧. સાપ. ૨. ઘણા. ૩. જલદી.

**રમણ** ગયો ભણવાને વેદ, દેશાંતર ભણીયો કરિ ખેદ. ખિ.
ઘરિ આવે નિશિ હૂઇ જાણુ, યક્ષમંદર લીધો વિશ્રામ. ખિ. ૩૬
વડ બંધવની **સાખા** નારિ, **દત્ત** વિપ્રસું પ્રેમ પ્રકારિ; ખિ.
યક્ષમંદરમેં અછે સહેટ, સા આવી પ્રિયનો ભય મેટ. ખિ. ૩૭
પૂછે આવ્યો છે તસ કંત, દત્ત ન આવ્યો તામ તુરંત; ખિ.
**રમણ** ઉઠાવી માને ભોગ, નારિ ન વાંછે ધન તે લોગ. ખિ. ૩૮
કાઢિ ખડગ કરંત પ્રહાર; ભેદ ન જાણે કોઇ ગમાર; ખિ.
**રમણ** છુરીસું હણીયો કંત, **સાખાયેં** પિણ પાડિઓ તંત. ખિ. ૩૯
ભવમેં ભમિ ધન નામ પ્રસિદ્ધ, ઇભ્ય પુપુત્ર હૂવો રે સમૃદ્ધ. ખિ.
રમણ હૂવો સુત તેહનો આંણિ, લક્ષ્મીઉર ભૂષણ સુવખાણિ. ખિ. ૪૦
પરિણાવ્યો કન્યા બત્તીસ, સુખ માંને તે વિશ્વાવીશ; ખિ.
ઉપરિ ભૌમેં અયઠો સ્વાસિ, રજનીકેરે [4]પશ્ચિમ જામિ. ખિ. ૪૧
**શ્રીધર** ઋષિને કેવલ ગ્યાન, ઊપજીયું છે અધિક પ્રધાન; ખિ.
કેવલ ઉચ્છવ કરિવા દેવ, દેખે ધરમ તણો લહે ભેવ. ખિ. ૪૨
ઉપરથી ઉતરીયા નંદ, ઋષિ વંદનને ધરી આનંદ; ખિ.
વાટેં જાતાં સાપેં ખાધ, શુભ પરિણામેં શુભગતિ લાધ. ખિ. ૪૩
ભલા ભલા તો ભવને લેત, ભલા ભલાહિ વિતરણ દેત; ખિ.
ભલા ભલાહિ થૂવત ઠામ, ભલાભલા ગાવત ગુણગામ. ખિ. ૪૪
જંબૂદ્વીપેં અપર વિદેહ, રત્નપુરી નગરી ગુણ ગેહ; ખિ.
**અચલ** નામા છે ચક્રીશ, **પૂરણ** **હરણી** માય જગીસ. ખિ. ૪૫
**પ્રિયદર્શન** નામેં વરપૂત, જાણ્યો રાખેસે ઘરસૂત; ખિ.
બાલપણે રાખે વૈરાગ, મ્હારે નહીં પરિણેતે લાગ. ખિ. ૪૬

---

૪. છલ્લે પહોરે.

માત પિતારો રાખણ ચેત, કુમર જબ માંન્યો પરિણેત; ખિ.
કન્યા મેલિ હજારજ તીન, પરિણાયો કુમર પરવીન.ખિ. ૪૭
સાઠ સહસ્ર વરસેં ગૃહવાસ, બહુલા કીધા તપ ઉપવાસ; ખિ.
અંત સમેં આંણી શુભધ્યાન, પામ્યો પંચમ અમરવિમાન.ખિ. ૪૮
ધનનો જીવ કરીને કાલ, ભવમાંહિ ભમીયો અસરાલ; ખિ.
પોતનપુર બ્રાહ્મણનો અંશ, શકનાગનિ સુખ વંશવતંસ.ખિ. ૪૯
**મૃદુમતિ** ઉર જનમ લીધ, ભૂંડો જાણી કાઢી દીધ; ખિ.
ધૂરત શીખ્યો માયા જાલ; આપાંને ઉપાયો શાલ.ખિ. ૫૦
ઘર આંણ્યો ન તજે પરપંચ, વેસ્યા સરિસો માંડિઓ સંચ. ખિ.
પાછે સંજમ પાલિ કીધો કાલ, પાંચમેં સ્વર્ગ ઈગયો તે ચાલ.ખિ. ૫૧
ગતિભવ કીધો માયા મેલિ, ગતિ તિર્યંચ લહિઓ ઈંહિ ખેલિ; ખિ.
ગિરિ વયતાઢિ મહામયમત્ત, હાથી હૂવો એ બલવંત.ખિ. ૫૨
પ્રિયદર્શનનો જીવ જિકેવ, ભૂપતિ **ભરત** હૂવોરે તિકેવ; ખિ.
ભરતતણો ગજ દીઠો દર્શ, જાતિસમરણ પામ્યો સર્શ.ખિ. ૫૩
ભાઇ પુત્રપણાની પ્રીતિ, કિઉં અબ મેં થાઉં વિપરીતિ; ખિ.
મતિ દુઃખ પાંમે માહારી ત્રાસિ, ગજ મદ છાંડિયો એમ વિમાસી.ખિ. ૫૪
એપ સુણી ભરતેસર ભૂત, સંયમ આદરીયુંરે અનૂપ; ખિ.
સાથે હૂવા એક [1]સહસ નરિંદ, [2]મહીયલ વિચર્યા ભરત મુણિંદ. ખિ ૫૫
આતમગુણ આરાધન કીધ, સમરસમેંરે સુધારસ પીધ. ખિ.

---

૧. હજાર. ૨. પૃથ્વીતળે.

**શત્રુજંય** સાધી સંથાર, પામ્યો ભવસાયરનો પાર. ખિ. ૫૬
હાથી નાનાવિધિ તપકાર, અનશન આરાધી અતિસાર; ખિં
પાંમ્યો પરતિખ પંચમ [3]કલ્પ, સુખ સાતા તિહાં અછેરે
[4]અનલ્પ. ખિ. ૫૭
કેકયીજી સંયમ સંસુદ્ધ, પાલી ટાલી કરમ અશુદ્ધ; ખિં
માતાજી ગઇ [5]મોખ મઝાર, જેહુને નામેં સદા જયકાર. ખિ. ૫૮
એતો ભાખી રૂડી ઢાલ, એ ઓગુણપંસમી રસાલ; ખિ,
**કેશરાજ** કર શિરહી ચહોડિ, કેઈ ભરત નમ કરજોડિ. ખિ. ૫૯

દુહા.

હિવ ભવિયણ તુમે સાંભલો, દિગવિજય અધિકાર;
વરસ તીનસેં લગ કીયો, સેનાનો વિસ્તાર. ૧

ઢાલ.

દિગવિજય દશરથકે નંદન; ચઢે સેન દલ વિસતારી;
રામને લખમણ દોનું ભાઇ, ફોજ બંધીકરને સારી. દિ. ૧
તીન ખંડકે રાજા સબહી, આય નમેં કરિ ઈકતારી;
સોલા સહસ મુકુટબંધ રાજા, આગ્યા શિર ધારી સારી. દિ. ૨
ગયવર હયવર રહવર જેહને, લાખ બયાલીસ ઘરદ્વારી;
કોડિ અડતાલીસ પાયક સૂરા, નિસિદિન વરતે હિતકારી. દિ. ૩

દુહા.

ભરત ભૂપ દીક્ષા ગ્રહ્યો, રાજા કરે વિવેક;
વાસુદેવ બલદેવની; પદવીનો અભિષેક. ૧
કીજે ચિત્તસું ચિંતવી, ભૂચર-ખેચર નરેશ;

---

૩. પાંચમો દેવલોક. ૪. અતિશય-બહુ. ૫. મોક્ષઃ

આવી પૂછે રામનઈ, રામ દીયો આદેશ. ૨
માંડવ છાયો મોકલો, માંડયાં બહુ મંડાણ;
વિધિ સઘલીહિ સાંચવી, સાજણ મિલ્યા સુજાંણ. ૩
પ્રથમ કલશ લક્ષ્મણ ભણી, ઢાલેત ભૂપાલ;
પાછે કલશ **શ્રીરામને**, ઢાલે તે સુવિશાલ. ૪
વાસુદેવ એ આઠમો, એ આઠમ બલદેવ;
રાજ કરો સુવિશેષથી, સુર નર સારે સેવ. ૫
વાસુદેવને દેવતા, સેવે આઠ હજાર;
ચાર હજારાં સેવીયેં, શ્રી બલદેવ ઉદાર. ૬
સોલાં હજારાં દેશમેં, જેહની વરતે આણ;
રાજા સોલ હજારહી, આણ કરે સુપ્રમાણ. ૭
હયવર ગયવર રહવરૂ, લાખજ [1]બયાલીસ;
પાલા પ્રૌઢ પ્રતાપસું, કોડિજ અડતાલીસ. ૮
ખેચર ખરી ખિજમિત કરે, ભૂચર આંણ અખંડ
માંને [2]સુર સાંનિધ કરે, પાલે રાજ પ્રચંડ. ૯

## ઢાલ, ૫૦મી. હિંડોલણાકી-દેશી.

હે ઉસ રઘુપતિકે ધરમસેં, રાજે સુખીયા સઘલા લોગ,
અધિક નેહા અધિક મેહા, અધિકનેયે હોઇ,
અધિક સુરભિ દૂધ આપે, અધિક ફલ તરૂ જોઇ,
અધિક લાભ લહંત વિણજે, અધિક ચાકર ગ્રાસ;
અધિક પુત્ર-કલત્ર-કમલા, અધિક પૂરે આસ. હેઉ. ૧
અધિક દાન સુશીલ અધિક, અધિક તપહિ પ્રકાર,

---

૧. બેંતાલીશ. ૨. દેવતાઓ પણ જેને સહાય કરે છે.

અધિક ભાવન પૂજ પાવન, અધિક કરણી સાર;
અધિક પોસહને સામાયક, અધિકહી આચાર,
અધિક અધિકો સદા તો, અધિકનો અધિકાર. હે. ૨
નહિ હિંસા નહિ જૂઠજ, નહિ કોઇ ચોર,
નહિ લંપટ નહિ લોભી, નહિ ભૂંડો ભોર;
નહિ ક્રોધી નહિ માની, નહિ દ્વેષ લિગાર,
નહિ વાદ વિવાદ વિકથા, નહિ કલિકાર. હે. ૩
નહિ કાલ કરાલ કાજો, [૧]પિશુનકો જંજાલ,
નહિ કાં પરપંચ રંચહિ, કો ન કેહનો [૨]શાલ;
નહિ જાર જૂવારી ધૂરત, નહિ દુઃખીઓ કોઈ,
જેહની ઓપમા જગમેં, આપહી પ્રભુ હોઈ. હે. ૪
**રામ** આપે **બિભીષણને**, રાક્ષસાનો દ્વીપ,
કપિપતિને વાનરાનો, અછે જેહ સદીપ;
**હનુમંતને** પ્રવરશ્રી, પુર શ્રીપતિ આપંત,
કુલક્રમેં જે ચાલ્યા આવઈ, તે તિહાં થાપંત. હે. ૫
લંક તો પાયાલ પ્રગટી, લહે **વિરવિરાધ,**
નીલને દે રક્ષપુર પ્રતિ, સૂર્ય હનુપુર લાધ;
રત્નજટી દ્વીપોપગીતં, **ચંદ્રગતિ** સુત દેખી,
રથનૂપુર નગર રૂપાચલે, લહે એહ વિશેષિ. હે. ૬
જથા જોગે જેહી જાણ્યા, [૩]તીસો તેહને દેશ,
દેઈને સંતોષીયા, **શ્રીરામ** સકલ નરેશ;
ગામ વાલે ગામ પાયો, ખેતવાલે ખેત,

---

૧–શઠ.–લુચ્ચો. ૨–દુઃખરૂપ. ૩–તેવો.

વિમુખ તો નર કો ન રહીયો, પદમ પૃથિવી દેત. હે. ૭
**શત્રુઘનસું રામ** ભાખે દેશ જેહી સુહાય,
સોહી માગો તામ મથુરા, આવહી તસુ દાય;
**રામ** ભાખે વચ્છ મથુરા, પુરી અધિક [૪]દુસાધિ,
જાણી બૂઝી આપણેં ગલે, કોણ ઘાલે વ્યાધિ. હે. ૮
**મધૂનૃપને** ચમર આપ્યો, અછે પહિલી શૂલ,
અરી હણી તસ હાથ આવે, પ્રગટ છે પ્રતિકૂલ;
**શત્રુઘ્ન** કહે તુમ્હે હણીઓ, રાક્ષસનાથ નિશંક,
હુંઈ થાંરો ભાઈ છું તો, કોણ એમ ધુરંક. હે. ૯
એહુ મથુરા એ તમાસો, દેખ હું જાય,
**રામ** આપી તામ મથુરા, એહ સીખ સુણાય;
ચલ ગર્વે અ છે ગાફલ, છેલે કીજ્યો કામ,
બલે જોર ન કોઇ ચલસી, સીખ દે **શ્રીરામ.** હે. ૧૦
**રામ** તૂણ અક્ષય સાયક, આપીયા તસ દોય,
સારથી **યમવદન** નામા, સાથિ દીધો સોય;
ધનુષ દીધો અર્ણવા વ્રત, અગનિમુખ સર સાર,
**લક્ષ્મણેં** આપીયા હરખેં, ભાઇને જયકાર. હે. ૧૧
**શત્રુઘ્ન** તબ ચાલીયોરે, કરત શીઘ્ર પ્રયાણ,
સાથિ દલબલ સામઠોરે, વાજહી નીસાણ;
નદીતટેં વિશ્રામ લીધો, ખબર કીધી રાય,
વનકુબેરેં નારિ સરસો, મધુ-કેલિ કરાય. હે. ૧૨
**અસ્રના** આગારમાંહિ, શૂલનોરે નિવેશ,
**શત્રુઘ્ન છલ લહી** રાતે, કરે પુરીયેં પ્રવેશ;

---

૪-દુ:ખે સાધી શકાય એવી.

વાત સાંભલિ દોડીયો મધુ, આવહી પુરમાંહિ,
શત્રુઘ્નને સુભટ બલીએ, રોકીયો તે પ્રાંહિ. હે. ૧૩
મધુનંદન લવણકું, અરી માંડીયો સંગ્રામ,
લડત અધિકો સુધને મુખ, મારી લીધો તામ;
રામાયણની આદિ જિમના, રાયણેં ખર મારિ,
જીતના ધુરહિ બજાયા, તેમ એ સંહારિ. હે. ૧૪
પુત્રનો વધ સુણીને મધુ, કોપીયોરે કરાલ,
શત્રુઘ્નસું આંણી અડીયો, લડે તામ ભૂપાલ;
અસ્ત્ર શસ્ત્રાં ચોટ કરિવે, અધિક શૂરા તેહ,
દેવ અસુરાં જેમ માચી, તેમ માચી એહ. હે. ૧૫
ધનુષ તો તબ અર્ણવાવ્રત, અગ્નિ મુખ તે બાણ,
સમરીયાં સાંનિધ્યકારી; હરે હીરિકા પ્રાણ;
મરિયો મધુ જેમ [1]લુબ્ધક, મારહિ મૃગરાજ,
ઘાવ શાલ્યાં મધૂ ચિંતે, હૂવો એહ અકાજ. હે. ૧૬
શૂલ નાયો ના હુણાણો, સુપ્રભાનો નંદ,
જન્મ હારિઓ કોન સારિઓ, કાજમે 'મતિમંદ;
પૂજીયા નહી દેવ જિન, ના કીયા પ્રવર [2]પ્રાસાદ,
પાત્ર જાણી દાન ન દીયો, આણિકે [3]આલ્હાદ. હે. ૧૭
એહ ભાવન ભાવતાંરે, રાખિ શુદ્ધ પરિણામ,
ગ્રહી દીક્ષા પ્રાણ છોડયા, હૂવો સુર અભિરામ;
સ્વર્ગોતી જે દેવ-દેવી, સારહિ તસુ સેવ,

---

૧. શિકારી. ૨. જિનમંદિર-દેરાસર. ૩. પ્રેમ આણીને-બહુ ભાવથી.

દેહ ઉપરિ કુસુમ વરિસ્યા, જયો જયો **મધુદેવ.** હે. ૧૮
દેવિરૂપે શૂલ જાઈ, કહી ચમરસુ વાત,
**શત્રુઘ્ન** છલબલે કીધો, **મધુનૃપનો** ઘાત;
મિત્ર મારિઓ સુણી ખીજ્યો, તામ **શ્રીચમરેંદ્ર,**
**શત્રુઘ્નને** આજ મારૂં કહે ઇમ અસુરેંદ્ર. હે. ૧૯
ચાલીયો તબ **વેણુદાલી,** દેવ પૂછે તાસ,
કિહાં ચાલ્યા મિત્ર હંતા–તણો કરિવા નાશ;
વેણુદારિ ફિરી ભાખે, તેહનો અધિકાર,
અર્દ્ધચક્રી પુન્યપૂરો અધિક વરતે વાર. હે. ૨૦
ચરણ પાસે લહી રાવણ, શક્તિ જીતી જેણ,
તીન લોકાંતણો કાંટો, મારિઓ રાવણ તેણ,
કુણ મધુ તસ પત્ત સરિખો, પ્રભુતણો બલ પામિ,
**શત્રુઘ્ને** મધુ મારીઓ છે, શાંતિ હૂવો સાંમિ. હે. ૨૧
**ચમર** ભાખે શક્તિ જીતી, વિશલ્યા સુપસાય,
નાણાયનો નહીં વખાણ્યે, એહમેં બલકાય;
તાસ અબ્રહ્મચારિણીનો, ગયો સર્વ પ્રભાવ,
તેહથી જઈ **શત્રુઘ્નો** કરૂં ઓછો આવ. હે. ૨૨
એમ કહીને ચમર મથુરા, આવીયો તતકાલ,
લોક સુખીયા દેશ નીકો દેખીયો સુવિશાલ;
પ્રથમ તો એપરજ પીડું પછે પીડું ઇશ,
એમ ચિંતી રોગ પીડા, કરે વિશ્વાવીસ. હે. ૨૩
રોગના ઉપચાર કીધા, તામ વિવિધ પ્રકાર,
સાંનીયાંને જેમ મિશ્રી, તેમ એ ઉપચાર;

તામ નૃપ કુલદેવી સમરી, સા કહે સુવિચાર,
મધુ માર્યા **ચમર** કોપ્યો, તેહના સુવિકાર. હે. ૨૪
લોક દુઃખીયા દેખી રાજા, કરે અરતિ અપાર
છીકનો મૂર્છીયો માણસ, જોવહી [1] દિનકાર;
શત્રુઘ્ન તબ ચાલ આયો રામ લક્ષ્મણ પાસ,
**ચમર** કોપ્યો કેમ કીજે, કરે એ અરદાસ. હે. ૨૫
**દેશભૂષણ** કુલહિભૂષણ, આવીયા મુનિ દોય,
**રામ લખમણ શત્રુઘ્નસું**, વંદહી સહુ કોય;
**શત્રુઘ્ન** જે ગ્રહી મથુરા, કહો પ્રભુ કુણ હેત,
**દેશભૂષણ** રામસું કહે, પુવ્વભવ સંકેત. હે. ૨૬
શત્રુઘ્નનો જીવ મથુરા, ઉપજિઓ બહુવાર,
નામે **શ્રીધર** વિપ્ર હુંતો, કામનો અવતાર;
રાજ પલી લીયો તેડી, કરણ ભોગ વિલાસ,
જાણ હૂવાં ચોર ભાગ્યો પ્રામીયો સો ત્રાસ. હે. ૨૭
હુકમ નૃપને બધ્યા ભોમેં; આણીયો તે [2] ક્ષિપ્ર,
કરિ કૃપા કલ્યાણ મુનિવર, છોડાયો તે વિપ્ર;
લેઇ સંજમ સ્વર્ગ હોઇ, પુરી મથુરા આણિ,
નંદ **ચંદ્રજ ભદ્રનૃપનો**, હૂવો પુન્ય પ્રમાણિ. હે. ૨૮
**હરિપ્રભા** [3] ઉરિ ઉપનોરે, **અચલ** તેહનો નામ,
**રવિપ્રભાદિક** આઠ ભાઇઓ; ઓરમાઈ જામ;
સકલ જાણી મારિવાનો. કરે તે ઉપાય,
ભેદ મંત્રીસરે દીધો, **અચલ** નાસી જાય. હે. ૨૯

---

૧ સૂર્ય. ૨. તરત ૩. ઉદરે.

ભમંત અટવીમાંહે કાંટે, વીંધીયો તસ પાય;
સાવસ્તીનો વસણ હારો, **અંક** નામ ધરાય;
બાપેં કાઢયો ઘરહિ બાહિર; વહે ઇંધણભાર,
નિજર આવ્યો અચલ તેહની, ઊપજ્યો અતિ પ્યાર. હે. ૩૦
કાઠ ભારિ ઊતારિ કાંટો કાઢી દીધો હાથ,
સોઇ કાંટો તાસ આપ્યો, જાંણી આપી આથ;
**અચલ** નામા અછું મથુરા-પુરીકેરો રાજ,
હૂવો મુઝને સુણી આવે, સારિસ્યું તુઝ કાજ. હે. ૩૧
અચલ કૌસુંભીયઇપિહુંતો, શિહ ગુરૂને સંગ,
**ઇંદ્રદત્ત** નરેંદ્ર શીખેં, કલા ધનુષ સુચંગ;
રાય ગુરૂ રીઝાવીયા, તિહિ ધનુષને અભ્યાસ,
રાય પુત્રી સાથ પૃથ્વી, તામ દીધી તાસ. હે. ૩૨
અનંગાદિક દેશ સાજી, મેલી સબલો સાજ,
પુરી મથુરા ચાલિ આયો, વિસ્તરીરે આ વાજ;
યુદ્ધ કરિવે ભાઇ આઠે, બાંધિયા તે ખંચિ,
**ચંદ્રભદ્ર** પ્રધાન મોકલિ, વાત આણે સંચિ. હે. ૩૩
તામ નામ પ્રકાશ કીધો, સચિવ નૃપસું આય,
ભાષહી તબ અચલ નગરી-માંહિ લીધો રાય;
અનુક્રમેં નૃપ રાજ દીધો, વરતીયો જયકાર,
ભાઈ તે અષ્ટહિ સેવક, કીયા આગ્યાકાર. હે. ૩૪
**એક** દિવસેં નટ નાચેં, દેખહી સો ભૂપ;
રાજપુરૂષાં મારિયેંરે સોઇ અંક અનૂપ;
પાસે તેડી કરે દિલાસા જન્મભૂમિજ દીધ,
**અચલ અંક સુમિત્ર થાપિઓ, વિદ્દુ સિદ્ધું કીધ. હે. ૩૫**

**સમુદાચારિજ** પાસે, લેઇ સંયમ ભાર,
સ્વર્ગિ પંચમેં હોઇ આયા, મનુષ્યલોક મઝાર;
**શત્રુઘ્ન** એ અચલિ હૂવો, હેત મથુરા લાર,
અંક જીવ કૃતાંત આંનન, સારથિ તુમ્હા સાર. હે. ૩૬
શ્રીપ્રભાપુર નગર નીકો, **શ્રીચનંદન** રાય,
ધારણીઉર ઉપના સુત, સાતહી સુખદાય;
**સૂરનંદશ્રી નંદશ્રી**, શ્રીતિક નામિ જયંત,
**સર્વ સુંદર ચમરવિજય**, મિત્રજી ગુણવંત. હે. ૩૭
શ્રીચનંદન રાય સાતે, પુત્રસું વયરાગ,
આસ જાતક પાટ થાપિ, સાધિવા શિવમાગ;
શ્રીતિકર ગુરૂપાસ સંજમ, આદર્યો તતખેવ,
લહી કેવલ મોક્ષ પહૂંતો, રાયજી રિષિદેવ. હે. ૩૮
ભાઈ સાતે શુદ્ધ સંજમ, પાલતા વિહરંત,
લબ્ધિ જંઘાચારિણી દે; તપબલેં ઉપજંત;
પુરી મથુરા આઇ રહીયા, તાસ તે ચોમાસ,
[1]છઠ [2]અઠમ [3]દશમ [4]દ્વાદશ, કરે તપ ઉપવાસ. હે. ૩૯
પારણો જઇ અવર નગરેં, કરી આવે સાધ,
તાસ તપ આચાર કરણી-તણો અતિશય લાધ;
ચમર કીધા રોગ મિટાયા. હૂવો નગર નિરોગ,
અધિક ઉચ્છવરંગિ ઘર ઘર, નહીં સુપનેં શોગ. હે. ૪૦
નીતિ લહુ વડ [5]સ્વેદને મલ; થુંક ને નખ કેશ,
એહ તેં ઔષધિ પ્રાંહિ, સાધુના સુવિશેષ;

---

૧–બે ઉપવાસ. ૨–ત્રણ ઉપવાસ. ૩–ચાર ઉપવાસ ૪–પાંચ ઉપવાસ. ૫–પરસેવો.

વાયરો તન ફરસી આવે, જલે પગ ધોવાય,
વાય–પાણી ફરસીયાંથી, રોગ સઘલા જાય. હે. ૪૧
અયોધ્યાયેં આવીયા તે, પારણાને કામ,
અર્હદત્ત શેઠ ગૃહાંગણેંરે, આણિ ઉભા સ્વામ;
ભાવ વિણ વંદના કીધી, શેઠ સંશયવંત,
સાધુ સો ચોમાસમાંહિ, વિહરતા વિચરંત. હે. ૪૨
શેઠ જાણે પૂછીયેરે, કિસો તુમ્હ આચાર,
ભેખ દીસે સાધુનોરે, ફિરો છોડયાં કાર;
એમ ચિંતવતોહી રહિઓ, દીયો બહુત આહાર,
ચાલિ ઉપાસરેં આયા, જિહાં છે [1]અણગાર. હે. ૪૩
આચારિજ શ્રી નામ કતિવર, કીયો ઉઠિ પ્રણામ,
અવર સાધુ ન કરે વંદન, જાણિ શંકા ઠામ;
અશન કીધાં પછે પૂછયાં, આચારજ ઋષિરાજ,
પૂજ્ય થેં કિહાંથી પધારો, કિહાં જાસ્યો આજ. હે. ૪૪
પુરી મથુરાથીકે આયા, જાવસાં પિણ તત્ર,
એમ કહી ઋષિ પાંગુર્યારે, આવીયા થા યત્ર;
સપ્ત રિષિ સંયમી સૂધા, ઇરીયા પાલંત,
ગગને આવે ગગને જાવે, દોષ સહુ ટાલંત. હે. ૪૫
શિષ્ય પૂછે સુગુરૂ પાસે, કૂણ એ નિગ્રંથ,
સગુરૂ ભાખે સાધુ સાચા, સાધહિ શિવપંથ;
લબ્ધિવંત મહંત મુનિવર–માંહિ કો નહિ દોસ,
એહી સુણતાં શિષ્ય મનમેં, કરે અતિ અપસોસ. હે. ૪૬

---

૧. સાધુ.

એવિ સાંભલિ સોઈ શ્રાવક, કરે પશ્ચાતાપ,
માસ કાર્તિક શ્વેત સાતમી, ચાલિ આયો આપ;
કરી વંદન વીનવે, તુમ્હ ગુણાં ભરિસ અગાધ,
પાય લાગીને ખમાવૂં, ખમો મુજ અપરાધ. હે. ૪૭
સસ ઋષિ સુપ્રસાદથીરે, શાંતિ સગલે દેશ,
સુણી કાર્તિક પૂનમેંરે, આવીયો[રે] નરેશ;
પાય નમી કહે સાધુજી, આહાર લ્યો મુજ ગેહ,
રાજપિંડ ન ઋષિ [૨]કલ્પે, કહે મુનિવર તેહ. હે. ૪૮
શત્રુઘ્ન તબ ફેરિ ભાખે, ધન્ય થાંરો ધર્મ,
દેવકૃત એ રોગ મિટીયા, કીયાં વિન ઉપકર્મ;
કોઇ દિન એ રહો ઈહાં, ઓર ઠાસ વિહાર,
મતિ કરો અવતાર થારો, કરણ જગ ઉદ્ધાર. હે. ૪૯
સસ ઋષિ કહે રાય ! ન કરે, સાધુ મમતા ભાવ,
ચાલિસ્યાં નહિ રહાં ખિણાહી, [૩]ચરણ ગુણ સંચાવ;
ઘરિ ઘરિ જિન બિંબ પૂજો, સાધુ સેવા સાધિ,
શીલ સમકિત શુદ્ધ પાલો, જેમ ન ઉપજે વ્યાધિ. હે. ૫૦
એમ કહી ઋષિજી પધાર્યા, જિસી જેહની સૂર્તિ,
રત્નમણિની સખર ઋષિવી, કરાવી નૃપ મૂર્તિ;
નગર પાખિલિ ચ્યારિહી દિશિ, માંડી પૂજી સોય,
કુશલને કલ્યાણ ઉપજે, સુખે વસે સહુ કોય. હે. ૫૧
ઢાલ એ પંચાસમીરે, સાધુના ઉપગાર,
અછે મોટા નહીં છોટા, ગગનને વિસ્તાર,

૨. સાધુને રાજપિંડ શાસ્ત્રમાં નિષેધ્યો છે. ૩. ચારિત્ર.

કેશરાજ મુનીંદ ભાખે, ગરૂડ આયા સાપ,
નાસહી જિન સાધુ આયાં, પાપના સંતાપ. હે. ૫૨

દુહા.

ગિરિ વૈતાઢ્ય વિશેષથી, દક્ષિણ શ્રેણિ મઝાર,
રત્નરથ રાજા ભલો, રત્નપુરેં સુખકાર. ૧
ચંદ્રમુખી ઉરેં ઊપની, મનોરમા સુકુમારિ;
એ કેહને પરિણાવસ્યું, રાય પડયો સુવિચારિ. ૨
નારદેં લક્ષ્મણજી કહ્યો, સબ ગુણ લક્ષણવંત
ભાગવતી એ ભામની, જો થાવેઉ કંત. ૩
રતનરથ રાજાતણા, કોપ્યા તામ કુમાર;
ગોત્રજ વૈર વિચારવે, અમરષ વહે અપાર. ૪
કીયૂં મતો એ કૂટીયેં, નારદ નાસી જાય;
પુરી અયોધ્યા આવીયો, લક્ષ્મણ લાગો પાય. ૫
મનોરમાનો રૂપપટ, લીયો લિખી દેખાય;
લખમણ થયો અનુરાગીયો, રૂપેં રાચે રાય. ૬
લક્ષ્મણ તબહી ચાલીયો, સાથ હૂવા શ્રીરામ;
રાક્ષસ ખેચર સૈનસું, આય ગયા અભિરામ. ૭
રત્નરથ નિજ પુત્રસું, આંણિ કરે સંગ્રામ;
લક્ષ્મણ તેજેં જીતીયા, વાજ્યા સુજસ દમામ. ૮
મનોરમા લક્ષ્મણ ભણી, પુત્રી દઈ પ્રધાન;
શ્રીદામા શ્રીરામને, રીઝાયા રાજાન. ૯
સાધી દક્ષિણ શ્રેણિ સહુ, સાધી [૧] ખગ ભૂપાલ;

૧. વિદ્યાધર રાજા.

પુરી અયોધ્યા આવીયા, રાજ કરે સુવિશાલ. ૧૦
લક્ષ્મણને [૨]અંતેઉરી, સોહે સોલ હજાર;
આઠમ અછે પટરાગની, ઇંદ્રાણી અવતાર. ૧૧
વિશલ્યા આદેં કહી, રૂપમતી વનમાલ;
કલ્યાણમાલા ચતુર્થી, રતિમાલા સુકુમાલ. ૧૨
જિતપદ્મા પ્રગટી મહા, અભયવતી અવધારિ;
મનોરમા મનમોહની, એ આઠે પટનારી. ૧૩
અઢીસેં નંદન હૂવા, સૂર મહા ઝૂઝાર;
જાયા [૩]અગ્રમહેષીયાં, એ આઠે સુત સાર. ૧૪
વિશલ્યાનો શ્રીધરૂ, રૂપવતીનો એહ;
પૃથિવીતિલક સોહામણો, ગુણમણિકેરો ગેહ. ૧૫
વનમાલાનો અરજુન, ઉપમા અધિકી જાસ,
જિતપદ્માનો જાણીયે, શ્રીકેશી સોલ્હાસ. ૧૬
કલ્યાણમાલાનો કહ્યો, મંગલ નામ અમંદ;
સુપાર્શ્વ કીર્તિકલ્પતરૂ, મનોરમાનો નંદ. ૧૭
રતિમાલાનો વિમલજી, વિમલ સુનામ પરિણામ;
અભયવતીનો એ સહી, સત્યસુકીર્તિ નામ. ૧૮
ચ્યાર કહી શ્રીરામને, સીતા સતી સરેખ;
પ્રભાવતીને રતિનિભા, શ્રીદામા સુવિશેષ. ૧૯
ગર્ભ ધરે સીતા સતી, ભલ સુપનો અવલોઇ;
આવે ચવી વિમાનથી, શરભસ જોડે દોઇ; ૨૦
કરે પ્રવેશ નિજાનનેં, વીનવીયો ભરતાર;

૨. અંતઃપુરમાં રહેનારી રાણીયો. ૩. પટરાણીયો.

પુત્ર યુગલ તુમ્હે પ્રસવસ્યો, નહિં સંદેહ લિગાર. ૨૧
શરભ વિમાનથકી ચવ્યા, સુત મુજને સુખદાય;
હોસી એ જાણો સહી, કહે અયોધ્યા રાય. ૨૨
સીતા કહે સાંમી સુણો, એસી આરતિ ઈશ;
કામ સકલહી પાધરો, કરિસે શ્રીજગદીશ. ૨૩
પ્રીતિ ઘણી પહિલી અછે, પ્રભુની સીતા સાથ;
અબ [1]આધાંન ધર્યાં પછે, અતિ સનમાની નાથ. ૨૪
સોકિ બલે મનમેં ઘણો, [2]અમરસ સહ્યો ન જાય;
બલ પિણ કો ચાલે નહીં, તામ તે કરે ઉપાય. ૨૫

## ઢાલ, ૫૧મી. હે રૂકમણી તું તો સાચી શ્રાવિકા—એ દેશી.

*શૂલીથી અતિ આકરી, શૂલી શોકિજ હોય હો, રઘુપતિ૦
શોકિસરીખી શૂલિકા, અવર ન દીસે કોય હો. રઘુપતિ. ૧
શોકિ કહ્યો કયૂ નાં કરે, [3]મુંદ્રહી અતિ દુઃખદાય હો; ૨.
પૂઠિ ન છાંડે પાપણી, ફિટ ફિટ એ સગાય હો. ૨. ૨

* કવિતા=રામ સપૂતકું દેઇ વનવાસ,
કુમતિ દે કેકેયી કંતકું રોઇ,
સૂર્પનખા જુસીયા વતવાય,
દશકંધરકી સાહિબી લંકસું ખોઇ,
યમદગ્ધને તામ ત્રિયાકે કહે,
મરણ લહ્યોને તપસ્યા વિગોઇ,
રાંડનકે પુરૂષાતનસું કહો
ઘર ભાંડનકો ન કાંઇ હોઇ. ૧

1-ગર્ભ. ૨-ઈર્ષ્યા-અદેખાઇ. ૩-મુદ્રા-આકૃતિ.

શસ્ત્રથકી તીખી ખરી, તીખો તાસઘ તાપ હો; ર.
શસ્ત્ર છિપ્યો રહે મ્યાનમેં, લીયાંઉછે આપ હો. ર. સો. ૩
સાપણીહીથી સાપણી, સાપણી સોકિ કહાય હો; ર.
સાપણી મંત્રે ખીલીયે, સોકિ ન કર્યૂંહિ ખીલાય હો. ર. સો. ૪
[1]આગિથકી ઉન્હી ખરી ઉન્હી સોકિજ હોય હો; ર.
કોઉ બલે જિમ સીંતરી, તેમ બલંતી જોય હો. ર. સો. ૫
જબલગ દૂધજ સાબતો, જબલગ કાંજી દૂર હો; ર.
ફાટે કાંજી મેલિવે, એ દૃષ્ટાંત હજૂર હો. ર. સો. ૬
અંબર ઉન્હીયા ઘણા, દેખાયેથા મેહ હો; ર.
પ્રબલ વાયને વાજિવે, ફાટિ ગયા ઘન તેહ હો. ર. સો. ૭
આછો આછોથો ઘણું, કોહલે તૂટે વાંક હો; ર.
માણુસ ફેરણીયા કરે, જેમ ફિરંતો ચાક હો. ર. સો. ૮
બાહિર મિલણ મિલી રહી, માંહી કુટકા તીન હો; ર.
કાકડીયાંમેં તેં વસી, લીજ્યો દેખિ પ્રવીન હો. ર. સો. ૯
પારો વાનીસું મિલ્યો, હીંગલુ કહિવાય હો; ર.
સોહગીના સંજોગથી, છટિકને અલગો થાય હો. ર. સો. ૧૦
આંબા જંબૂ આંમલી, ચોથી જોવો બોર હો; ર.
ઉપરિ કોમલતા ઘણી, માંહિ અધિક કઠોર હો. ર. સો. ૧૧
સત્યવતી સાચી સતી, વસુધામેં વિખ્યાત હો; ર.
શોકયાં સાહલવી કરી, અવરાં કેહી વાત હો. ર. સો. ૧૨
સેવ કરે સીતાતણી, મ્હારે તું શિરદાર હો; ર.
જીભેં અમૃત કેલવે, કાતી હૃદય મઝાર હો. ર. સો. ૧૩

---

૧– અગ્નિ.

એક દિવસ રસરંગસેં, પૂછે વિતને ચાવિ હો; ૨.
રાવણ–રૂપ સોહામણો, હમને લિખી દિખાય હો. ૨. સો. ૧૪
**સીતા** કહે સ્યું જાણીયે, કેહવો છે તસુ રૂપ હો; ૨.
મેં તો કદિહી ન દેખીયો, દેખ્યા [2]પાવ અનૂપ હો. ૨. સો. ૧૫
સા ભાખે સુણ સુંદરી, સોઈ લિખ્યો તુમ્હ પાવ હો. ૨.
[3]ધૂતી ધૂતપણો કરે, સીતા સરલ સભાવ હો. ૨. સો. ૧૬
સીતા લિખીય દેખાવીયા, રાવણ પાવ ઉદાર હો. ૨.
સાકે ઢાંકી રાખીયા, પાવતણા આકાર હો. ૨. સો. ૧૬
ગોઠી [4]વિસજી વેગસું, નિજનિજ થાનક જાત હો; ૨.
સીતા ઊઠી પાડિવા, કેહવી ઘાલ ઘાત હો. ૨. સો. ૧૮
પગ આકાર દેખાવીયા, જબ આયા શ્રી**રામ** હો; ૨.
પૂછયાં એ ઉત્તર દીયો, વાલ્હી [5]ત્રીયના કામ હો. ૨. સો. ૧૯
એ તો પાવન પૂજીયે, જો તસુ સાથે નેહ હો; ૨.
વાત ન માની રામજી, સોકિ પલેખાં એહ હો. ૨. સો. ૨૦
આપ આપણી દાસિને, તેડી તે નારિ હો. ૨.
ગલી ગલી બાજારસેં, સારી પુરી મઝારિ હો; ૨. સો. ૨૧
સીતા ચિત રાવણ વસે, સગલે પાડે સાદ હો; ૨.
સાલ સરીખો સાલસે, લોગ મુખેં અપવાદ હો. ૨. સો. ૨૨
માસ વસંત વિરાજીયો, પ્રભુ ત્રિય સાથ કહંત હો; ૨.
ગર્ભહી ખેદ વિચારવે, આયો એહ વસંત હો. ૨. સો. ૨૩
મહેંદ્રોદય નામથી, આછો છે ઉદ્યાન હો; ૨.
વિવિધ પ્રકાર વિનોદથી, માંહી મોટાં થાન હો. ૨. સો. ૨૪

---

૨–પગ. ૩–ધુતારી. ૪–વિસર્જન કરી. ૫–સ્ત્રી.

ક્રીડા કરિવાને કારણે, ચાલો જાવાં આજ હો; ૨.
સીતા કહે મુજ દોહિલો, પૂજૂં શ્રી જિનરાજ હો. ૨. સો. ૨૫
તબહી રામ મંગાવીયા, બાગતણા વર ફૂલ હો, ૨.
પરમેશ્વર પૂજારીયા, આણી ફૂલ અમૂલ હો; ૨. સો. ૨૬
પાછે પદ્મનીસું પ્રભુ; વનમાંહિ આયા ચાલ હો. ૨.
વિવિધ વિનોદ વસંતમેં, રાચિ રહ્યા છે ક્ષાલ હોઃ ૨. સો. ૨૭
એતલે સીતાજીતણો, ફૂરકયો દક્ષિણ અંગ હો; ૨.
શંકી મનમાંહિ ઘણો, લહીયે રંગ વિરંગ હો. ૨. સો. ૨૮
સીતા પ્રભુજીસું કહ્યો, કરે વિચાર નરેશ હો; ૨.
એ તો એહવો દેખીયે, ઉપજે કોઇ કુલેશ હો. ૨. સો. ૨૯
રાક્ષસને હાથેં ચઢી, દીઠો રાક્ષસ દેશ હો; ૨.
દૈવ ન તોડી ધાપીયો શોધ્યો વાકી સેસ હો. ૨. સો. ૩૦
દિન ગયો વરસ બરાબરી, આરતિમાંહિ ઉદાસ હો; ૨.
પાર ન પાવે કેવલી, વર્ણવતાં દુખવાસ હો. ૨. સો. ૩૧
પ્રભુજી દિઇ આસાસના, એમ કહંત મહંત હો; ૨.
સુખ દુખ આપદ સંપદા, લાગી લાર રહંત હો. ૨. સો. ૩૨
રામ કહે ઘર જાયને, કરિ કોઇ ઉપકર્મ હો; ૨.
દાન શીલ તપ ભાવના, સાંચવિ શ્રી જિન ધર્મ હો. ૨. સો. ૩૩
જિનવરની પૂજા કરે, ભાવ વિશુદ્ધ ત્રિકાલ હો; ૨.
[1]આંબિલ [2]એક લધાનરો, કરતાં મિટે જંજાલ હો; ૨. સો. ૩૪
સીતા આવી મંદિરે, રહતી સંયમમાંહિ હો; ૨.
દાનાદિક વિધિ સાંચવે, આદરસું ઉચ્છાંહિ હો. ૨. સો. ૩૫

---

૧-જેમાં એક વખત નીરસ અન્ન ખવાય તે તપ ૨-જેમાં એક વખત ભાજન થાય તે તપ.

અલકીયા જગમેં જિકે, કોઈ ન રાખી ખંતી હો; ૨.
એ જિન વચને જાણીજયો, ભાવી હોવે અંતિ હો. ૨. સો. ૩૬
વિજય સૂર્દેવજી, પિંગલને મધુમાન હો; ૨.
કાલક્ષેપ કાશ્યપ કહ્યો, શૂર સુધર અભિધાન. હો. ૨. સો. ૩૭
એ સાતે અધિકારિયા, મોટિમ મેરૂ સમાન હો; ૨.
ખબરદાર કરી થાપીયા, પુરૂષ મહા પરધાન હો. ૨. સો. ૩૮
રાઘવ પાસે આવીયા, ઉભા કરિ પ્રણામ હો; ૨.
થરહર લાગા ધ્રૂજવા, ન સહાયે પ્રભુ ધામ હો. ૨. સો. ૩૯
રામ કહે ભો ભાઇયો, કાં તુમ્હ આરતિવંત હો; ૨.
કાં કાંપો તરૂપાન જ્યૂં, ભાખે વિજય મહંત હો. ૨. સો. ૪૦
પ્રભુજી સુણ એક વીનતી, પિણ સા નવિ કહિવાય હો. ૨.
સાંભલતાં અસુહામણી, પ્રભુજીને દુઃખદાય હો. ૨. સો. ૪૧
અણકહીયાં લાગે સહી, સ્વામી દ્રોહનો પાપ હો; ૨.
હુ તીડીમેં પડીયા અછાં, ગ્રી છછુંદરી સાપ હો. ૨. સો. ૪૨
રામ કહે ભો ભાઇયાં, જીવતણો તો દાન હો; ૨.
તુમ્હને મેં દીધું સહી, ભાખે પ્રભુ લહી માંન હો. ૨. સો. ૪૩
દેવસુણાં દેવીતણો, અતિઓ અપવાદ પ્રસીધ હો; ૨.
જણ જણને મુખે આકરો, કાન ન જાવે દીધ હો. ૨. સો. ૪૪
સુસવાદો ફલ દેખિને, કહો કુણ નહીં ખાય હો; ૨.
ફૂલ સુગંધો દેખિને, સુંધ્યાં વિણ ન રહાય હો. ૨. સો. ૪૫
લેખણને લિખી દેખીયે, ઘટિકા જેમ ઘસાય હો; ૨.
ન રહે ત્રિય વિણ ભોગવ્યાં, નર એતો નિરતો ન્યાય હો. ૨. સો. ૪૬
માંસાહારી માનવી, ન તજે પાયો માંસ હો; ૨.
લંપટ નારી પાંમકે; ન તજે સાવત તાસ હો. ૨. સો. ૪૭

ભૂખો ભોજન પામકે, ભૂખો એક લગાર હો; ર.
ન રહે તિમ ત્રિય પાંમિકે, ન તજે કવણ વિકાર હો. ર. સો. ૪૮
અંબરથી તૂટે પડે, પંખી પંખણી પેખિ હો; ર.
કિઉં વંચેઉં પંખીયો, આગેં ઉભી દેખિ હો. ર. સો. ૪૯
*સાંભલિજે છે એહવી, લોગાંકેરી વાત હો; ર.
શાણપણેં સુવિચારતાં, દેખાયે પિણ સાચ હો. રા. સો. ૫૦
લેઈ ગયો પિણ એકલી, એકાકીહિ આય હો; ર.
કાલ ઘણું ઘર તેહને, રહી પિણ દેખાય હો. ર. સો. ૫૧
રાવણ તો વિણ ભોગવ્યાં, રહીયો હોસે કેમ હો; ર.
જાણ્યો કરિસ્યોજી આપણો, છે તો સૂધો એમ હો. ર. સો. ૫૨
છોત ન લાગે છે સહી, મોટા ભાંડા જેમ હો; ર.
જગમેં જસ અપજસપણો, નવિ ચાલે છે પ્રેમ હો. ર. સો. ૫૩
અપયસ એતો એવડો, જામ હમે ન ખમાય હો; ર
પ્રભુને આંણિ સુણાવીયો, કીજે જયુંહી સુહાય હો. ર. સો. ૫૪
નાન્હાંસું હડો મોટકા, બોલા છાં એ બોલ હો. ર.
સોવાતાંકી વાત એ, જગમેં જસ અમોલ હો. ર. સો. ૫૫

---

*યતઃ—એસી જિવ્હા પાપણી ન જાણે ગતિ આપણી,
ભગવંત નામ ભજવાકુ ખરી અલસાત હૈ,
ચુગલીકું ચોચસ લડાકવડી લડવેકું,
ખટ રસ સુવાદમેં સુખાતહૈ,
વાતનકી ઘાત લાયકે બનાય કહિત વાત,
જૂઠી જૂઠી કહિણકું આગેં ચલી જાતહૈ,
કહિત અતીત યારો, કેતી સમજાવું ઓહે,
પાપો વાહે ખટરસ તાહે વિસ ખાત હૈ ૧

આદિનાથ આદેં કરી, આજ લગેં ઇહિ વંશ હો; ર.
કોઈન લાગી [૧]કાલિમા, [૨]પુહવીમાંહિ પ્રશંસ હો. ર. સો. ૫૬
કીર્તિ તો [૩]આજન્મની, મતિ હારો રઘુનાથ હો; ર.
સીતા હૂઈ ના હૂઇ, બહૂલો છે [૪]ત્રીયસાથ હો. ર. સો. ૫૭
[૫]વજ્રાહત હોઈ રહ્યા, એ તો વાત સુણંત હો; ર.
સીતા સાથે [૬]કલિજો, કાઢેવો એકંત હો. ર. સો. ૫૮
ધીરજ આદરિ બોલીયા, મહુત્તરાંસું તામ હો; ર.
ભલી ભણાવી વાત એ, કરિસ્યું જસના કામ હો. ર. સો. ૫૯
નહિ દેહું જસ જાયવા, ત્રિયા તે કુણ માત હો; ર.
વિસર્જ્યાં તે વેગસું, દુઃખ [૭]હયિ ન સમાત હો. ર. સો. ૬૦
એકાવનમી ઢાલમેં, સકલ મિલ્યાં સુખ સાજ હો; ર.
કેશરાજ સીતાતણા, શોકયાં કીયાં અકાજ હો. ર. સો. ૬૧

---

*કવિત:—નખવિ નકટા દેખે, સીસ ધારી જટા દેખે,
કેતેક નકટા દેખે, છાર લાયા તનમેં,
જૈન શિવ સાધુ દેખે, શૂરવીર વાઘ દેખે;
અધિક ઉપાધુ દેખે, ઝૂઝ મરે રનમેં;
ધનહીમેં પૂર દેખે, દાનહીમેં શૂર દેખે;
માયાકે મજૂર દેખે, ભૂલિ રહે ધનમેં,
આદિ અંત સુખી દેખે; જન મહીકે દુખી દેખે,
ઐસા નાંહિ દેખા, જોકે કામની ન મનમેં ૧

---

૧. કાળાશ–ડાઘ. ૨. પૃથ્વીમાં. ૩. જન્મથી ઉપાર્જેલ. ૪. સ્ત્રી સમુદાય. ૫. જાણે વજ્રથી ઘાયલ થયેલ હોય. ૬. કલેજો–હાર્દ. ૭. મનમાં.

## દુહા.

રાતિ પધાર્યા **રામજી**, સુણિવા કાજે સાદ;
જિહાં જાયે તિહાં સાંભલે, જણ જણ મુખ અપવાદ. ૧
**રાવણજી** લેઇ ગયો, તિહાં રહી ચિરકાલ;
જાણી સતી આણી સહી, **રામ** અપૂઠી બાલ. ૨
વાની દેખે વસ્તુની; ભોજન કરે આહાર;
નારી રૂપ વિલોપવે, એ જગનો વિવહાર. ૩
લે ગયો ઝખ મારિવા, ઝખ મારણો ગિવાર;
તિહિ તો ઝખ મારી હુસે, નહિ સંદેહ લિગાર. ૪
એમ સુણી ઘર આવીયા, **રામ** ન લાઇ વાર;
ચરવે ચોખી ચોકસી, ભેજ્યા નગરિ મઝાર. ૫
ઉહી કથાનો કહિયવો, ઉહી જન સમુદાય;
આણ સુણાવે રામને, તુરત ફિર્યો નહિ વાય. ૬
જેહ તણે તો કારણે, રાવણનો ક્ષય કીધ;
ફિટ વિધિ તેં સીતાભણી, કોણ અવસ્થા દીધ. ૭
**લક્ષ્મણજી** પિણ સાંભલી, લોકમુખે એ વાત;
જાણે પડયો આકાશથી, વજ્રતણો નિર્ઘાત. ૮

---

સવઇયો–*નયને સોકાહૂસું સયન બતાવત કાહુ
સો વયનકી વાત બનાવે પતિકી ચિતમેં પરિવા નહીં,
નિતકી જન ઓરસું નેહજનાવે શાસૂકો સાસ
જેઠાણીકોજી દેરાનીકી દેહ દુઃખેહી દહાવે
ધર્મેસીહ તજે વહિલી કુલરાઇકો મૂલ લુગાઇ કહાવે. ૧

**ઢાલ પર મી. વિમલાચલમેં રે મન વસ્યા—એદેશી.**

લક્ષ્મણજી તો વીનવેહો, રાઘવસું કરજોડી,
કાં કીજે તોડા તોડિ, નહિ સીતામાંહિ ખોડિ,
લ્યો સાચ કડાહિ ચહોડિ, ૯. ૧
પાણીમેં પત્થર તિરે, પશ્ચિમ દિશિ [1]દિનકાર;
ઉગે તો સહી જાણીયે, સીતા લોપે કાર. લ. ૨
[2]વૈશ્વાનલ શીતો પડે, અમૃત મારણ હાર.
તો. સી. લ. ૩
અંધકાર સૂરજ કરે, ચંદ ઝરે અંગાર તો. સી. લ. ૪
સાયરના જલ ભીંતરાં, ઉઠે [3]રેણુ અપાર. તો. સી. લ. ૫
[4]પંકજ પત્થર ઉપરેં, પામે અતિ વિસ્તાર. તો. સી. લ. ૬
સૂર્ય આથમીયાંથકી, વરતે [5]વાસર વાર. તો. સી. લ. ૭
સાપણેં સુખ સંપજે, અમીતણો રસ સાર. તો. સી. લ. ૮
સાધુ નામ સંસારમેં, જો પામે કલિકાર. તો. સી. લ. ૯
કાલકૂટ વિષ ખાઇયાં, આયુતણો અધિકાર. તો. સી. લ. ૧૦
નિર્દય ધર્મ લહે ઘણો, અન્યાયી [6]જસધાર. તો. સી. લ. ૧૧
કાવ્યકલા વાંછે ઘણી, [7]પ્રગ્યાનો પરિહાર. તો. સી. લ. ૧૨
કૃપા દયા વિણ વાંછહી, તપહીતણા પ્રકાર. તો. સી. લ. ૧૩
અન્ય મતિ શ્રુત સાયરૂ, અવગાહિવેં વિચાર. તો. સી. લ. ૧૪
આંખિ વિહૂણા વાંછહી, દેખું સહુ સંસાર. તો. સી. લ. ૧૫
ચંચલ ચિત્તનો આદમી, ધ્યાન ધરે સુખકાર. તો. સી. લ. ૧૬

---

૧. સૂર્ય. ૨. અગ્નિ. ૩. રજ-ધૂળ. ૪. કમળ. ૫. દિવસ.
૬. કીર્તિ. ૭. બુદ્ધિ.

પ્રભુ! તુમ્હને નવિ બૂઝીયે, અણલાસું અભિરોસ;
સંદોસી નવિ છાંડીયે, તો એ છે નિદોસ. લ. ૧૭
રામ કહે મહત્તર નરાં, લીધી મુંને સુણાય;
મેં પિણ કાનેં સાંભલી, ચરાં પિણ કહી આય. લ. ૧૮
વાતકા એ અપજશતણી, મેં તો સહીય ન જાય;
સીતા કાઢાં ઘરથકી, જિમ એ કહિણ મિટાય. લ. ૧૯
દાંતાં દેઇ આંગુલી, તણ ભાખે લઘુ ભ્રાત;
સુંસ અછે તુમ્હ સાહિબા, ફેરિ મ કાઢો વાત. લ. ૨૦
પડહ ફિરાઉં શહિરમેં, મુંહ જોડિ સજિ કેહ,
સુંસ કરૂં શ્રીરામના, મેં મારિવો તેહ. લ. ૨૧
લોક વચનેં સીતા સતી, કિમ છાંડીયે નરેશ;
ઊતાવલ અણ છે ઘણી, પાછે હાથ ઘસેસ. લ. ૨૨
મોલ મુંહુંગી છે ઘણી, સુંહગી નહીય લિગાર;
સીતા તો સંસારમેં, ભાખ્યો ધન અવતાર. લ. ૨૩
ઉદિન કિઉં ન ચિંતા રહી, જા દિન પડયો વિયોગ;
માણસ મુવાંથી ઘણો, કરતાથી અતિ સોગ. લ. ૨૪
છાતી ફાટેથી ઘણું, આંસુ તો ઝડાલાય;

---

કવિતઃ—* ખાખ પડે મુખ ચાર ચુગલકે વાત કરે પરકી અણજાણી,
કૂડો કલંક ઉપાવે નિશંકસું,
વાત કરે અણદીઠી વિરાણી,
પાપકો કુંભ ભરે દ્રોહ વચસોં,
કાહે ઉંતાવલો હૈ પ્રાણી,
કેશવ આગેં હોયગો સબ ન્યાય કે
દૂધ કો દૂધ [નેે] પાણી કો પાણી. ૧

વરસે થા જિમ ભાદવો, સીતા ઉછેરાય લ. ૨૫
આજ હૂઇ અલખામણી, સુણ લોગાંના બોલ;
મતિરે વરાંસો ભાઇજી, સીતા છે નિરમોલ. લ. ૨૬
ખિણ રૂસે તૂસે ખિણેં, ભેદ ન કોઇ લહાય;
બાહિજ દૃષ્ટિ ભાખીયા, લોગ નહી સમભાય. લ. ૨૭
રામ કહે એ સાચ છે, પર ઘર ભંજણ લોગ;
આણિ મિલીયો એ એહવો, દૈવતણો સંજોગ; લ. ૨૮
જબ લગેં વચણ ન નિરખીયે, કહી ન કહાણી કોય;
કહી કહણી ઘાઘલિ પડે, અધિક અસાતા હોય. લ. ૨૯
સજનસો કોપે નહીં, કદી ન ભજે વિકાર;
સજનનો ગુણ એવડો, વાલ્યો વલે તિવાર. લ. ૩૦
સાયર સાયરતા ભજે, નહીં હોવે ગામ તલાવ;
સાયર સરનેં આંતરો, ઇમ ભાખે જિનરાવ. લ. ૩૧
એક નરાં એક[જ] ઘરાં, એકજ પુરી પરસિદ્ધ;
દૂર કીયાં સહુ જગતસેં, અપજસ પડહો દીધ. લ. ૩૨
નારિ જે સીતા તુજ છાંહડી, સુખ દુઃખ લાગી લાર;
છોડાવી છૂટે નહીં, કીધાં કોડિ પ્રકાર. લ. ૩૩
કહે વિભીષણ રાયજી, સીતાની છું શાખ;
રાજા રાવણ આગલેં, રહી આપણુપો રાખ. લ. ૩૪
ઉપદ્રવ કીધા આકરા, કરીઉ કરાવી એહ;
દિલાસા જઈ મેં કરી, પ્રભુ તુમ્હ દીયો છેહ. લ. ૩૫
જબ આવી મંદોદરી, તબ કીધી અતિ ભાંડ;
બોલાવી દૂતી કહી, મંહુડે પાડી ખાંડ. લ. ૩૬
રાવણ સાથ લડી ઘણું, કાંણ સકલકી ચોરિ;

ફિટ કહી બોલાવીયો, એકહી શીલને જોરિ. લ. ૩૭
પૂજ્ય પ્રસાદ તુમ્હારડે, કરી ન કો પરિવાહ;
[1]કણાયણુ જઇ કો હુવે, તો ભય ધરે અગાહ. લ. ૩૮
સુંસ કરૂં એહનેવતી, જે તુમ્હા ભાખો ઈશ;
સતિયાંમાંહિ શિરોમણી, સીતાજી વિસવાવીસ. લ. ૩૯
લખમણજી ભાખા રહ્યા, ભાખી રહ્યા લંકેશ;
રામ ન માને એકહી, દિન તુઝને આ દેશ. લ. ૪૦
સીતાથી વિરચે નહીં, જે હોવે કોડિ પ્રકાર;
રામ વાત કહતાં [2]વિરચીયો, અયિ અયિ કરસવિકાર. લ. ૪૧
સાસૂ સસરા સહુ ફિર્યા, માત પિતાને ભ્રાત;
એહ કુનામથકી ફીરી, હનુમંતકેરી માત. લ. ૪૨
એહ બાવનમી ઢાલમેં [1]જીયેં જિસ કીધાં કર્મ;
કેશરાજ તિમ ભોગવે, એ જિનમતિનો મર્મ. લ. ૪૩

### દુહા.

નરપિ રામ પધારીયા, સુણિવા સીતા વાત;

---

સવઇયો:—*[3]કુંજરકું દેખી જૈસે રોસ કરી ભુસેં [4]શ્વાન,
રોસ કરે નિર્દ્ધન વિલોકે ધનવંતકું,
રૈનકે જગઇયા દેખિ કે ચોર મન રોસ ધરે,
મિથ્યામતિ રોસ ધરે સુણિકે સિદ્ધાંતકું,
હંસકું દેખિ જૈસે કાગ મન રોસ ધરે,
અભિમાની રોસ ધરે દેખિત મહંતકું,
સુકવિકું દેખિ જૈસે કુકવિ મન રોસ ધરે,
ત્યુંહી દુર્જન રોસ ધરે દેખતહિ સંતકું. ૧

---

૧, ક્રોધક. ૨. કંટાળી ગયો. ૩. હાથી. ૪. કુતરો. ૧. જીવે.

જિહાં જાયે તિહાં સાંભલે, એહી કથા [2]અવદાત. ૧
રાવણ સીત લેઇ ગયો, કહો કિણ કાજે ભાઈ;
ભોગ નિમત્તે ભામની, અવર કાજ સ્યો થાઇ. ૨
તિણ તેહને વિણ ભોગવ્યાં, કિમ છોડે [3]નિરભીક;
એહ ખબર નિશ્ચે સહી, અવર નહીં હમ ઠીક. ૩
રલીયાયત એહથી થયો, તો નહીં સમજ્યો તેહ,
ભાઈ પિણ વૈરી થયો, પિણ નહીં છોડી એહ. ૪
રાવણ લક્ષ્મી ભોગવી, મોટો એહનો ભાગ;
ઘર આયાં રઘુનાથનો, નિત નિત નવલો રાગ. ૫

**ઢાલઃ—અરણિક મુનિવર ચાલ્યા ગોચરી—એ દેશી.**

દુસમણ દુનીયાં દેખી નહિ શકે, સજ્જનરો સો ભાગ;
કોઇલ [4]મધુ માસેં મધુરી લવે ચુંચા મારેરે કાગ. દુ. ૧
પરની નિંદા કરવા પાપણી, જીવ વહે તરવાર;
ભલી પેંલીની કરિતા દોહિલી, દેખ્યા બહુ નરનાર. દુ. ૨
સધન પાડોસેં જે નિર્ધન વસે, પર સુખેં દુઃખીયોરે થાય;
ગીત ગાવતી આવે ગોરડી, ગેલાંમાંહિ છોડેરે ગાય. દુ. ૩
આપણો પુત્ર મર્યો રોવા લગી, પુત્રવતી તિહાં આય;

---

કવિતઃ—* કહા નીચકા સંગ કહા કોહુકો કીણો,
કહા ચીડીકી લાત કહા ગાડરકો ધીણો,
કહા મુરખકો માન કહા નિર્દ્ધનકો તૂઠો,
કહા કિરપણકો દાન કહા ફાગુણકો વુઠો,
કહે ગંગ ગુણવંત સુણો ફૂટી નાવ ન સેવીયે,
ગુણ અવગુણ જાણે નહીં સો કુટણ કેમ સેવીયે. ૧

---

૨. સારી-ચોખ્ખી. ૩. નિર્ભય. ૪, વસંત ઋતુમાં.

રાખવા લાગી તબ કહિવા લગી, રોવું તુજ જીવે છેં તાય. દુ. ૪
દુરજન સજ્જન દેખી દુખ લહે, જિમ [૫]ગુહડને [૬]શૂર;
પર સુખીયેરે જગ દુખીયા ઘણા, વિગાડે સુખનોરે નૂર. દુ. ૫
શતિ પધાર્યા નગરીમેં રામજી, સુણીવા કાજેંરે સોઈ;
જિહાં જાયે તિહાં એહીજ વારતા, જણ જણ સુખ
રહી હોઈ. દુ. ૬

લંકાનો પતિ એહને લેઈ ગયો, જિસે પ્રયોજન આય;
કામી નર તે કિમહિ નવિ ટલે, નારિ વિરાંણીરે પાય. દુ. ૭
સતી જાણીનેરે સાંમ્હા મંડયા, માર્યો રાવણ માન;
પિણ તો એહને કિમપિ ન પૂછીયો, જિમ બાંભણ પરદાન. દુ. ૮

છોટાંનેરે સબ છોતાં લગેં, દે શિર સગલારે પાવ
ગાગરિ પાણી સહુ ઠંઠયો ગિણે, સબ કોઈ પીવેરે તલાવ. દુ. ૯
કિસપિ ન પૂછયો ઇણને રામજી, ભલા બુરાની વાત;
થઈ ધણીયાંણી [૧]તીનુંહી ખંડની, લદણા યતરીરે લાભ. દુ. ૧૦

લક્ષ્મણ દેવર આપુણ વશ લીયો, ઓર કરે સહુ આશ;
સૂકો જાવે પિણ સહુકો કહે, ભરીયો ભાદ્રમાસ. દુ. ૧૧
ધોબીવાડામાંહિ ધસ્યા, તિહાં [૨]વિભચારિણી નારિ;
આવી વ્યાધી રાતિની, ઉઘડાવે ઘર દ્વારિ. દુ. ૧૨

દુહા.

ધોબી મનસેં ધડહડયો, પાછો એમ કહેહ;
તેં કિમ દીઠો છે ઈહાં રામચંદ્રનો ગેહ. ૧

૫. ઘડ-ઘક. ૬. સૂર્ય. ૧. ત્રણ. ૨. વ્યભિચારિણી.

રામે રાખી રંગમેં, લખમણ લાડે લાડ;
[3]સ્યું મોય જાણ્યો તિમ સમો; હું તુજ તોડું હાડ. ૨
કુનારિ જિણ કંતને, તેહુથી સ્યો ઘરવાસ;
ઉંઠિ સરિસી આદરે, નિફલ [4]જમારો તાસ. ૩

## ધોબી વાકયં—સવઇયો,

રાતિ ગઇ દોય [5]પહિર ફિરિ આઇ સારો સહિર
કહિ રીતે સ્વાદ લીધો, કૌન મુખવાસકો,
આપહી ઇકેલી ઓર [ઓર] લગ્યો તેરી ગેલ,
ફેલ તું મચાય મતિ ભીત રાખ ત્રાસકો,
જાનેગી જણ જૂતીયાંસી પડેગી સિર રહેગી,
ન છાંની છૈલી જાદું રોગ ખાસકો,
માને હે તો માન રાંડ નહીં તો કરૂંગો ભાંડ,
ઇહાહી તૈ ઘર દૈખ્યો, કીધું રામદાસકો. ૧

## ધોબણી વાકયં—સવઇયા.

સુખસું ન બોલ નીચ વાત રાખ ગાલ વિચ,
જાણું મેં લખણ તેરે આગેંહી તેં નોધરી.
દાદીને ચલાએ દશ નાનીહીને નવ કીનેં,
માતાકી ખબર નાંહિ જાણું ઓધપોધરી,
મોકું મન જાણે વૈર સુણાઉંગી સારો સહિર,
કહા બોલે અરગેંર ફોસુંહું વાંઠોબરી,
મેરે હેં યુવાનીયાકી લદિ રહૈ દિવાની કોઈ,
લગી હૈ નિસાની તું તો કૂટ બૈઠો મોગરી. ૧

---

૩. મને. ૪, જન્મારો–જન્મ. ૫ પહોર.

કહેતી મેં વારંવાર મેરે કિંઉં તું પડયો લાર.
મુખતેં ન કાઢે ગારિ ધોય ધોતી ધોબરી,
રઘુવર રાજાસેં અમીરી જાકી તીન ખંડ,
ભીર ધોબીહીકી જાતિ કીર કરતા હૈ ખરી,
રાજાંહીકી કરે વાત પડે તોરે શિરેં લાત,
માલવા મુલકમાંહિ ચાંપલદેઇ ચોધરી,
નારિ જાતિકોહિ અંત નાંહિ લીજે કહે સંત,
માટીકેહિ ચૂલ્હા તોકું દીખત હે ધરોંધરી. ૨

## દુહા.

ગહિક કયું તૂં ગોબર્યા, કરિ નિજ જાતિક કાજ;
આપ ન મારી મીંડકી, બેટો તીરમબાજ. ૧
જિહાં સુણે તિહાં એ સુણે, સાચ નહિ લવલેસ;
અહો કર્મ ગતિ એહવી, દિન તુજને આ દેશ. ૨

ટારત હૈ નર લેખ ટરે નહીં,
જાનકીનાથ વિજોગ દીયો હૈ,
વિક્રમ વાયસમાંસ ભખ્યો [સહી]
હીનમતી હરિચંદ ભયો હૈ,
કીચક કંદ નિકંદ મહાબલ,
લંકપતિ રિધિ છાંડિ ગયો હૈ,
સૂરિ દયા નલ નારિ તજી
હનુમાન પસાવ લંગોટ લયો હૈ. ૧

## દુહા.

[1]કૃતાંત મુખ સેનાપતિ, સાથિ કહે શ્રીરામ;
સીતા કાઢો ઘરથકી, [2]વેગ કરો એ કામ. ૧

---

૧. જમના જેવા મુખવાળો-યમ મુખ. ૨. જલદી-ઉતાવળથી.

## ઢાલ.

પિયા તુમ્હ કૈસી વિચારી, વનમેં મૂકી નીરધારી,
મુંને વડી આસ તુમ્હારી, વનમેં મૂકી નિરધારી, ટેક.
રામ અયોધ્યા રાજ વિરાજે, લખમણ સો અવતારી,
મેરી હુંસ પૂરી મનમાની, કરમાં કરી હૈ કરારી. પ્રિ. ૧
રામ રાજાયત જગમેં રાજે, મેં કેઇ પાપ કીયારી;
વિન પૂછયાં વિસવાસઘાત એ, માંસેં માંન લીયારી. પ્રિ. ૨
રામ લખમણકી ફિરે દુહાઈ, સીતા કીસિ કદારી;
અમરષ આણી મનમેં અધિકો, કરિ દઇ શંક ભિખ્યારી. પ્રિ. ૩
કુજસ કર્યો નગરીમેં મહારો, નર કિંવા કાઇ નારી;
આપ ભણી [1]પરતીતને કારણે, લેતા ધીજ ઉતારી. પ્રિ. ૪
પૂરવ પુન્ય ઉદયથી પામી, દશરથનંદ દુલ્હારી;
મેરૂ ચઢાવી ગમાઈ મહિમા, કરમાં કરીહે કરારી. પ્રિ. ૫
તુમને વિછોહેં નામ તુમ્હારો, રાખ્યો હિયે મઝારી;
એહ ઓલંભો પ્રભુસું ભાખું, આપ તો સુખમાંહિ વિસારી. પ્રિ. ૬
ઉત્તમ પુરૂષને એહ ઓલંભો, કહિજે વારંવારી;
વિનય વિવેકરો જિમ વચને હુઇ, કરમાં કીઇક તારી. પ્રિ. ૭

## દુહા.

અટવીમાંહિ મેલ્હુ જે, જિહાં ન કેહુની આસ;
આપુણહી મરિ જાયસે, પામીને અતિ ત્રાસ. ૨
પાગ લાગીને રોવતો, કરતો અતિહિ [2]વિખાસ;
લક્ષ્મણ ભાખે રામસું, સ્વામી સુણો અરદાસ. ૩

---

૧ ખાત્રી. ૨ ખેદ.

ઘરિ બાહિરિ કિમ કાઢીયે, સીતા સરિખી નાર;
ગર્ભવતી સુવિશેષથી, દેખો વાત વિચાર. ૪
મતિ બોલે મુજ આગલે, બોલ્યાં પાંમીસ સાર;
કાલરૂપ પ્રભુ હોઈ રહ્યા, એ એ કર્મવિકાર, ૫
રોવંતો ઘરિ આવિયો, કોઇ ન ચાલે પ્રાન;
વાત વિચાર પડી ઘણી, ભાઇ બાપ સમાન. ૬
ગિરિ સમેતની જાત્રનો, ડોહલો કરો પ્રમાણ;
આગ્યા પ્રભુની છે સહી, કહે સેનાપતિ સુજાણ. ૭
ભદ્રપણે સા ભામની, ઊઠી ચાલી જામ;
શુકુનિ વર્જના અવગણી, ચાલી જાયે તામ. ૮
પવન ગતઈ પ્રેરીયો, સારથીયઈ રથ સાર;
ગંગા સાગર ઉતરી, પહૂંતી પૈલઈ પાર. ૯
સિંહ નિન્નાદે અરણ્યથી, આગે ન ચલે સોય;
આંખિ આંસુ નાખતો, સીતા સાંમુહો જોય. ૧૦
કહ્યો ન જાયે કાંઇહી, આવે હિયો ભરાય;
ફિટ જનમ સેવકતણો, કામ દીયો ન નટાય. ૧૧
લેઈ ગયો લંકાધણી, ચિત્તમેં આણી ચાવ;
લોકાંના મુખ આકરા, નિસુણી એહિ કહાવ. ૧૨
રાજ તજ્યા છો રામજી, મ્હેલાયા ઇણ થાન;
લક્ષ્મણકેરી વીનતી, રામ સુંણી નહિ કાન. ૧૩
પવન [1]શ્વાપદસ્યું ભર્યો, જેહવો જમનો ગેહ;
મુજ મૂકી કિમ જીવસે, પ્રથમ પરીખણ એહ. ૧૪

૧. જંગલી વિકાળ પશુ.

એમ સુણી મુરછા લહી, રથથી તામ પડંત;
જાણી મુઇ સેનાપતિ, આપુણ અધિક રડંત. ૧૫
ચેત લહી વનવાયરે, ફિર ફિરિ મૂર્છંત;
સુસતી થઇને તે સતી, તસ સાથે પૂછંત. ૧૬
દૂર કિતીરે સા પુરી, કિહાં અછે પ્રભુ આપ;
ઝગડું લઇ [2]નેહડો ગ્રહી કાં, દિયે મુજ સંતાપ. ૧૭
તામ કહે સેનાપતિ, રહિવા દ્યો એ કામ;
બતલાયો જાયે નહીં, ઇંહિ અવસર શ્રીરામ. ૧૮
સા સેનાપતિસું કહે, મુજ ભાખ્યો એ એમ,
તું કહિજે શ્રીરામને, ન કહે તો તુજ નેમ ૧૯

**ઢાલ, ૫૩ મી. વિનવે રાણી રૂકમણી—એ દેશી.**

સીતા દે ઓલંભડા, સુણિ સસનેહા રામ;
તુમ્હથી ઇમ કિમ બૂઝીયે, તુમ્હ આશા વિશ્રામ. સી. ૧
ફોજ બાંધી લડતી નહીં, ના કરતી તુમ્હ ત્રાસ;
શુદ્ધ કરી મુજ કાઢતાં, કીધો કાં વિસવાસ. સી. ૨

---

કવિત:—* શિરદાર કહે શિર આણ વહે,
અપમાન સહે તુમ્હો મુજ લાયક,
દોષીહિ દૂષણ વાત કરે,
તબ બોલત હે પક્ષ પાયક,
પ્રાણહીકુ કુર્વ્વણ કરે ફિર,
રાખિત હે નિત્ય ગાયોહિ ગાયક,
વિનય વિચાર નહિ જબ સ્વામિ,
ખેઉલલા ગાડાસું કિસો વિનાયક.

---

૨. નિવેડો—ચૂકાદો.

ધરણે પિણ નવી બેસતી, ના કરી ઉપાસ;
લોકાંને નવી મેલતી, કીધો કાં વિસવાસ. સી. ૩
કુવે પિણ પડતી નહીં, ના લેતી ગલ પાસ;
પેટ છુરી નવિ મારતી, કીધો કાં વિસવાસ. સી. ૪
કંત ભણી નવિ કોશતી, નવિ ખાતી વિષ ગ્રાસ;
શ્રાપ ન દેતી સ્વામિને, કીધો કાં વિસવાસ. સી. ૫
હોઈ મેં અતિ આખતી, મેલી લાકડ પાસ;
જૂંહર પિણ કરતી નહીં, કીધો કાં વિસવાસ. સી. ૬
[1]પરખતથી પડતી નહીં, મરતી રોકી ન સાસ;
છેહડો પકડી ન વિજગતી, કીધો કાં વિસવાસ. સી. ૭
જાણુંથી સુત જનમસું, પહુચેસે સવિ આસ;
સાજન મિલસે આંગણે, કીધો કાં વિસવાસ. સી. ૮
સહી સુહાસણી આવશે, પહિરાવીસું તાસ;
દેસી અમૃત આશીષકા, કીધો કાં વિસવાસ. સી. ૯
ગુરૂ ગોત્રજ મનાવસ્યું, આણીને ઉલ્હાસ;
વિધિ સગલી કરિસ્યું સહી, કીધો કાં વિસવાસ. સી. ૧૦
જિણહર પૂજા સાચવી, રંગે દેસ્યુંજી રાસ;
સાહમી સાહમણી પોખસું, કીધો કાં વિસવાસ. સી. ૧૧
સીનાનાસું નીકીતરે, કરિસ્યું રંગ વિલાસ;
એક એક ન આવી પાધરો, કીધો કાં વિસવાસ. સી. ૧૨
હું જાણુંથી માહિરો, પૂરો પુણ્ય [2]પ્રગાસ;
ધણી ભલો દેવર ભલો, કીધો કાં વિસવાસ. સી. ૧૩

---

૧. પર્વત. ૨. પ્રકાશ–ઉદય.

અવરાંસું અંધેરડો, માહરે છે ઉજાસ;
દેવ ન શકીયો સાંસહી, કીધી કાંઇરે નિરાસ. સી. ૧૪
ઉંચી નીચી હોવતાં, લાંબા લીયેરે નિસાસ;
દુઃખ આણી અતિ રોવતી, કીધા કાંઇરે નિરાસ. સી. ૧૫
કિહાં સીતા સુખમાલિકા, કિહાં વનનો વાસ;
એતી કરી ન વિચારણા, કીધાં કાંઇરે નિરાસ. સી. ૧૬
ગુપતિપણેં ઘરભીંતરેં, કાં ન કીયો શિર નાશ;
ભાંડ કરી સહુ લોકમેં, કીધા કાંઇરે નિરાસ. સી. ૧૭
દેખાયે અતિ વહુચહો, રંગ કુસુંભ પતંગ,
ઊતરીયોહિ દેખીયે, રામતણો તિમ રંગ. સી. ૧૮
નગરાંકેરા વાહલા, ઉચ્છાંકેરાં નેહ;
[1]પહિર ઘડીને આંતરે, રીતા દેખો તેહ. સી. ૧૯
પહિલા પોહરની છાંહડી, ઘટતી જાયે નેમ;
રામચંદ્રની પ્રીતડી, મુજસું હૂઈ તેમ. સી. ૨૦
બિંદુતણો કરે સાયરૂ, ઉત્તમ માણસ જેહ;

---

સવઇયોઃ—* આગિ લગે તો બુઝે જલસેં
જલસુંજ લગે તો બુઝે અબ કૈસેં,
પાણીકી બુંદ પડે ન પડે તો,
પપૈયાકી પ્યાસ બુઝે અબ કૈસેં;
પાપીકી નાવ પાર ચઢે તો
ઓછાકી પ્રીતિ નિભે અબ કૈસેં,
ઔર વિરોધ મિટૈ ન મિટૈ મેરે,
પિયુકો વિરોધ મિટૈ અબ કૈસે. ૧

---

૧. પહોર. ૨. બુઝાવે.

સાયરનો તો બિંદુવો, રામેં કીયોરે એહ. સી. ૨૧
કોઇક ગુણ તો ચિત ધરી, લેતા મુજને રાખિ;
રાક્ષસ રાક્ષસણી કન્હે, પૂછી લેતા સાખિ. સી. ૨૨
લંપટ જે નર લાલચી, તેહતણી સુણ વાત;
મન ચોર્યો તુમ્હ મુજ ભણી, હે લક્ષ્મણજીના ભ્રાત. સી. ૨૩
આપુણપેં અંગીકર્યો, કેમ કરીજે દૂર;
શંકર જયૂં વિષ આદર્યો, રાખ્યાં રહ્યા છે હજૂર. સી. ૨૪
વડવાનલ સાયરતણો, બાલે જલ નિત ઊઠિ;
સાયર [2]ઉલ્હાવે નહીં, રાખિ રહ્યા તસ પૂઠી. સી. ૨૫
જો પ્રભુને સંદેહથો, કાંરે ન લીધો સાચ;
સાચ વડો સંસારમે, સાચતણી વડી વાચ. સી. ૨૬
ભોગવસ્યું [3]કૃત આપણો, વનહિમાંહિ [4]વસંત;
પ્રભુ એ કારિજ કિમ કરે, જેહથી લોક હસંત. સી. ૨૭
રાજા રાવ્યાહિ ભલા, [5]વિરચ્યાના એ કાજ;

---

યતઃ—* ત્રિયા ચરિત્ર અનેક તાસ કોઇ પાર ન પાવે,
વીહ કે ઉંદર દેખ વાઘ ચઢી આ પરમાવે;
વિચકે મિનકી દેખ સાપ દે સૂવે સિરાણેં,
કૂડ કપટ કરે આપ દોસ લઈ દેત વિરાણે,
સુર નર સહુ હારી ગયા ઇસા ચરિત્ર અબલા કરે,
કવિ કુશલ કહે અબલા નહીં સબલ કામ કામની કરે. ૧

સવઇયોઃ—* નારી તો કહિત પીય તેરેં ઘર ભલાં આઇખ વાવે.
કમાઈ ફેર ન વાવૂં જૂંનાવણી ખાવણેકી.
પીસણેકી પોવણેકી ચિંતા નહીં સારેહિ

---

૩. પોતાના કરેલા. ૪. વસતાં–વનમાં રહીને. ૫. ખીજાયાઠયારૂ.—

રામ ન હૂવો માહરો, અવરાંને સી લાજ. સી. ૨૮
હૂંસ ન રાંખી માનની, અપમાનેં નહીં પાર;
દોનુંહી પખ પૂરો વહ્યો, હો માહરા ભરતાર. સી. ૨૯
ખીર નીરનો નેહલો, ચંદ સમુદ્રા પ્યાર;
આપાં ને એ ઓપમાં, કીયો કિસું કરતાર. સી. ૩૦
પાંચહિ આશ્રવ સેવયા, સેવ્યા પાપ અઢાર;
શરણા ચ્યાર નથી કીયા, ધર્મહી ચ્યાર પ્રકાર. સી. ૩૧
ત્રિકરણ શુદ્ધ નવિ રાખીયા, મદ આઠેહિ મેં કીધ;
ઇંદ્રિય પાંચે પોષીયા, વશવર્તીં નાવ લીધ. સી. ૩૨
વિકથા ચ્યાર સમાચરી, સેવ્યા કુવિસન સાત;
કીધી ચ્યાર કષાઇયાં, પાંચપરેં મિથ્યાત. સી. ૩૩
તે ફલ એહું ભોગવું, દોષ ન પ્રભુ લવલેશ;
કર્મ લિખ્યો ફલ પામીયેં, એ જિનનો ઉપદેશ. સી. ૩૪
રવિ ઊગ્યો દેખે સહૂ, ગૂહડને અંધાર,
ઘણ વરસેંત જવાસીયો, સૂકો જાય ગિવાર. સી. ૩૫
માસ વસંતેં કેરડે, પાનતણો નહી પોષ;
સૂર્ય મેઘ વસંતનો, કોઇ ન દીસે દોષ. સી. ૩૬
**રામચંદના** રાજમેં, સુખીયા સગલા લોગ;
હૂં વનમાંહિ રડવડું, એ કૃત કર્માંરો જોગ. સી. ૩૭

---

સહરહી કીલ્પાવે મુખ વાવણી,
સીસ હું ગુંથાઉં ભારી વેસ હું બનાવ ઠોકું,
પહિરકે દિખાઉં મેંદી રાવણી,
ઇતિનીવે રહી લાગે ચરખો પડયો ત્રિના તાગેં,
નારીહુંકી જાતિ આગેં સીષ જાણો કાતણી. ૧

અલવચને હું પરિહરી, કોઈ ન વિચાર્યો મર્મ;
મિથ્યાતી ઉપદેશથી, મતિરે તજો જિનધર્મ. સી. ૩૮
એમ કહી મૂર્છા પડી, કરી શીતલ ઉપચાર;
કરિ સચેતન સુંદરી, વચન વદે સુવિચાર. સી. ૩૯
રામ વિના દુઃખ હું લહૂં, તિમહી મુજ વિણ સ્વામિ;
લહિસ્યે આરતિ આકરી, વિવિધપરે દુઃખ પામિ. સી. ૪૦
હૂં તો હૂઇ ના હૂઇ, મુજસી બહૂલી દાસી;
જતન કરિજ્યો આપણો, પ્રભુ એ મુજ અરદાસ. સી. ૪૧
જેહના ઘરમેં જેવડો, લીજે તે પ્રતિપાલ;
નાભિ વિના આરા કરી, વાહણ ન શકે ચાલ. સી. ૪૨
સૂરજ વંશે દીવલો, તૂં સસીહર તૂં ભાણ;
તૂં સુરતરૂ તૂં જલધરૂ, મહિમા મેરૂ સમાન. સી. ૪૩
તું પ્રભુ સાયર સારીખો, ગુણેં ભર્યો ભરપૂર;
ધણીપરેં મેં પાંમીયો; પૂરવ પુન્ય અંકૂર. સી. ૪૪
કાઇમ એ તુજ સાહિબી, કાઈમિ તૂં રાજાન;
સચલ કુટંબાસું હૂજ્યો, પ્રભુ તુમ્હને કલ્યાણ. સી. ૪૫
સંભલાવે મુજ મુખતણા, સ્વામિને એ બોલ;
બોલ સહૂરે સુહામણા, આછાં અનેરે અમોલ. સી. ૪૬

---

કવિતઃ—કહિણો કથન કેહરાં ગલાં શિર ઠોકર મારે,
કહિણો કથન કમ ધજાં વડાંરા વિરૂદ સંભારે,
કહિણો કથન સાહને નિજરસું કામ સુધારે,
કહિણો કથન કરતારને અડવડ્યાં પાર ઉતારે,
સાધુ સા પુરૂષ શૂર મા કહિણેંકી લજ્જા વરે
ક્યા કહિણો કાપુરૂષકું સો શૂક ઉચ્છા લિગાભા ભરે. ૧

લખમણસું એ માહારી, કહિજે તૂં આસીસ;
સેવા કરિજ્યો પ્રભુતણી, પ્રભુ થાહરે જગદીસ. સી. ૪૭
પંથે શિવ હૂજ્યો તુન્હે, રે વચ્છ! વીસવાવીસ;
વિદા કીનો સેનાપતિ, જાઇ મિલો નિજ ઇસ. સી. ૪૮
એ ત્રેપનમી ઢાલમેં, સીતાસું પ્રભુ કોપ;
**કેશરાજ** સૌને વધે, સેવ્યાંથી અતિ ઓપ. સી. ૪૯

**દુહા.**

સત્યવતી સાચી સતી, ફિરે ઘણું વનમાંહિ;
યૂથભ્રષ્ટ જિમ હરિણિલી, આપો નિંદે પ્રાંહિ. ૧
અયિ કર્મ ગતિ વાંકડી, નહી છે કેહને માન;
તીર્થંકર ચક્રી સહૂ, નડિયા તેહિ જાંણ. ૨
રંક ફેરી રાજા કરે, રાજાને ફેરી રંક;
કરે સહી નવિ મેટીયાં, જાયે વિધના અંક. ૩
અઘટયો ઘટ ઘડે ઘણો, ઘડીયાને ભાજંત;
માથે એ તીહૂં લોકને, દેવ સદા ગાજંત. ૪

**ઢાલ.**

રીમાઇ વાંકડી કર્મ ગતિ જા નહી,

---

સવઇયો:—* અઇયો કૃત કર્મ છૂટે નહી
બ્રહ્મ કુલાલકો કામ કીયો કરસું,
કહે વિષ્ણુ ધાર અવતાર ભલા,
દશ યોનિ પડયો અધિકી વરસું,
ઉમયાપતિ સીસ લીયાં કર ખપ્પર,
માંગત ભીખ ઘરોઘરસુ,
જગ સૂર્ય મયંક ફિરે દિન રાતિ,
કહે **દયાસૂરિ** ભલા નરસું.

આદિ કરણ **શ્રી આદિ જિને**, વરસની ભૂખ સહી,
**વીર** જિનેશ્વર કર્મ પ્રણમે, કાને ખીલી લહી. રી. ૧
ષટ ખંડ નાયક **બ્રહ્મદત્ત** ચક્રી અંધદશા ઉમહી,
કુંમરિ કરિથી તપ ફલ હાર્યો, સાતમી નરક ગહી. રી. ૨
**પાંડવ** પાંચ હારે પરણલસે, અરજ દ્રુપતિસે મહી,
કૌસુંબી વનમેં એકાકી, સંપતિ દૂર રહી. રી. ૩
ઇમ અનેક કરમેં વશ કીધા, નદીયાં પૂર બહી,
વિનય વિવેક કરો જિનવચને, માનો સાચી કહી. રી. ૪
ફિરિ ફિરિ રોવે ઘણો, પગ પગ ચલંત ઘલાય;
દર્ભાંકુર કંટક કરી, પાવ ઘણા વિંધાય. ૫

## ઢાલ.

**શ્રીરાઘવજીરી** રાણી, ઇમ પાપ આલોવે જાણી, ટેક.
સમકિતમેં સૂધી દરસે નિજ ગુણનો જોરો ફરસે. શ્રી. ૧
રાગ દ્વેષથી કર્મ બંધાયે, વેંરાગતા કર્મને થાયે. શ્રી. ૨
તે પૂરવ પુન્ય કમાયા, ભોગવી તીન ખંડકી માયા. શ્રી. ૩
જીવડો એ તૃસ ન હુવો, આવ્યો પાપ બંધનો કુવો. શ્રી. ૪
તિણેં સિંહનિનાદ મિલાઈ, એ પિણ છે તુજ કમાઈ. શ્રી. ૫
હિંસા જૂઠ અદત્ત કશાયા, મૈથુનના પાપ કમાયા. શ્રી. ૬
પરિગ્રહની મમતા કીની, પરપુંજી થાપણ લીની. શ્રી. ૭
ક્રોધ માન માયા લોભ કરીયા, નિજ ગુણંત દૂરાધરીયા. શ્રી. ૮
રાગ દ્વેષ કલહ કલંક, પર શિર મેહલ્યા થઈય નિસંક. શ્રી. ૯
ચાડીને પરપરિવાદ, રતિ અરતિ સેવ્યા વિખવાદ. શ્રી. ૧૦

[1]માયા મોસહુ ઠગબાજી, મિથ્યાત સેવ્યા મુખ ગાજી. શ્રી. ૧૧
એ તો હૈ પાપ અઢારે, મેં કરીયા મનુષ જમારે. શ્રી. ૧૨
તિણમેં થયો બંધન ભારી, તિણે પુન્યની પ્રકૃતિ ઉજારી. શ્રી. ૧૩
જીવડા કિમ કાયર હોવે, તું કીધાંરા ફલ જોવે. શ્રી. ૧૪
વલી પુન્ય ઉદય જો આસી, તો સબહી સંપતિ થાસી. શ્રી. ૧૫
ઈસ વિનવી **સીતા** રાણી, સાખી કીયા કેવલ નાંણી. શ્રી ૧૬
[2]સાગારી સંથારો લેઇ, ચ્યારે શરણ ચિત્ત ધરેઈ. શ્રી. ૧૭
વનમેં બોસરાવી કાયા,[3] શ્વાપદ કોઈ [4]નૈડા નાયા. શ્રી. ૧૮
શીલ ધરમ સહાઇ જેહનો, દુખ દેવે સુંહડો કેહનો. શ્રી. ૧૯
પ્રભાતે સૂરજ ઊગો, [5]અભિગ્રહ સંપૂરણ પૂગો. શ્રી. ૨૦
હિવે પુન્યતણે પરિતાપે, આપદા સહૂ દૂરિ કાપે. શ્રી. ૨૧
ધન ધન હૈ **સીતા** માઇ, કહે વિનયચંદ વરદાઈ. શ્રી. ૨૨

દુહા.

ભાગવંત માણસ જિકે, તે તો નવિ સીદાય;
સેના દીઠી સાંમઠી, આગેં ઊભી આય. ૬
જીવિતને મરવાતણો, ભય નવિ આંણે કોય;
નમોકારકા ધ્યાંનમેં, લોકાં દીઠી સોય. ૭
લોક તદા ચિત ચિંતવે, એ કોઇક વનદેવિ;
કારણ કોઇ વિચારવે, પ્રગટ થઇ તતખેવિ. ૮
રાજ સુણી સીતાતણો, સ્વરનો જાંણણહાર;
નાયક તે સેનાતણો, ચિત્તસું કરે વિચાર. ૯

---

૧. માયા મૃષાવાદ. ૨. આગાર-છૂટ રાખીને કરેલ. ૩. વિકાળ પશુ. ૪. પાસે. ૫. નિયમ.

ગર્ભવતી સાચી સતી, સીતાદી અતિ જાંણ;
ચાલી આયો પાખતી, સતી તદા ભય આંણ. ૧૦
અલંકાર સહુ અંગના, ઊતારીને તામ;
રાજા આગલ મેહિલ્યા, રાખેવા નિજ નામ. ૧૧
[1]બહિનિ મ બીહે [2]મોથકી, રાજા ભાખે રંગ;
અલંકાર એહ તાહરાં, અખય રહો તુજ અંગ. ૧૨

**ઢાલ, ૫૪મી. સુભાગથી પાપ ટલ્યો—એ દેશી.**

સુભૂપતિ આય મિલ્યો, વજાસુજંગ ઉદાર કલેશ અશેષ ટલ્યો,
સીતા ભાગ અપાર સુભૂપતિ આય મિલ્યો. એ ટેક.
કવણ અછો તુમ્હ આપ, આપણો નામ પ્રકાશો;
એહ અરણ્યાં કિસી તુમ્હેં, એહ વડો તમાસો,
નિર્દયથી નિર્દય ઘણો, જિણી કીધો એ કામ,
ચોર અન્યાયી આકરો હો, તેહતણો એ ઠામ. સુ. ૧
આસંકા સહૂ છાંડિ, જોડિને એ કર દોય,
હૂં પૂછું છું તુજ પાસ, અધિક હૂં અર્થી હોય;
તુજ પીડાયે પીડીયો, દયા વસી દિલમાંહિ,
વીતક વીત્યો જેહ છેહો તે તુમ્હ ભાખો પ્રાંહિ. સુ. ૨
સુમતિ નામ પરધાંન તામ તસુ પાસે આવી,
કોમલ વાણિ પ્રકાશ વાત તસુ કહે સુહાવી;
પુંડરીકપુરનો ધણી **ગજવાહનનો** [3]પૂત,
**બંધુદેવી** જાઇયો હો રાખણ પરઘર સૂત. સુ. ૩
**વજાજંઘજીરાય** પરમ એ શ્રાવક કહીયો,

---

૧. બ્હેન. ૨. મારાથકી. ૩. પુત્ર.

દેવધર્મ ગુરૂ તત્ત્વતણો જિહેં નિશ્ચય લહીયો;
સહોદર પરનારિનો બિરૂદ વહંત અપાર,
પરદુ:ખકાર છે ઘણો હો, જગમાંહિ જસ સાર. સુ. ૪
હાથી લેવા કાજ આજ ઇણિ અટવી આયો,
હાથી ચઢીયાં હાથ તાસ મન ઘરેં ચલાયો;
રોજ સુણીને તાહિરો આયો ઇહાં નરેશ,
ભાઇ ભણી અબ ભાખીયેં હો, વાત વિશેષ અશેષ. સુ. ૫
એમ સુણંતાં રાય [1]સચીવ પરતીતિ સુરાખી,
[2]ધુર [3]છેહાલગ માંડિ વાત હું સગલી ભાખી;
રોવંતી રોવા વહી મંત્રી અને ભૂપાલ,
પીલી મી [ઠી] પાંણીયે હો ગિવલ હોવે તતકાલ. સુ. ૬
નિ:કપટી અતિ પ્રગટપણે ભાખે તે ભૂપ,
આજથકી તૂં બહિન બંધુ હૂં અછું અનૂપ;
એક ધર્મ જેહિજ કરે તેહિ સગા સંસાર,
સગપણ તો એ કારિમા હો સ્વામિ તજે કિમ નાર. સુ. ૭
ભામંડલ ઘર જાણ રાજ તુમ્હ ઘરેં પધારો,
હોય કરિ ખિજમતિગાર કરૂં હૂં સફલ જમારો;
અવધારો અરદાસ એ સોચતણો નહી કામ,
વારૂવાર વિશેષથી હો રાય ભણે અભિરામ. સુ. ૮
પિહરીયેં ધસી જાય સાસરેં જો દુ:ખ પાવે,
એ વાતાંમેં અવશિયાને કોઇ ન આવે;
સૂધી વાટેં ચાલતાં જે કાંટા ભાજંત,
તોહિ દુસમણ લોગમેં હો નારી નવી લાજંત. સુ. ૯

---

૧. પ્રધાન. ૨. પહેલેથી. ૩. છેવટ સુધી.

લોગવચનથી રામ કામ એ કીયો દેખો,
ઊતરીયાંથી રોસ રામ તુમ્હ સરિખો પેખો;
૪ગવેખા કરિસે ઘણી, સુખ નહી લહંત લિગાર,
ચક્રવાક જિમ એકલો હો આંણે અરતિ અપાર. સુ. ૧૦
૫શિબકાયે બયસારિ તામ સીતા ઘર આણી,
રાય વતાવ્યો ગેહ તિહાં રહે શ્રીરાઘવ રાણી;
ધર્મ ધ્યાન ચિત્ત વાસીયો આરતિ પરહી ટાલિ,
સુખ સાતા માને ઘણી હો પાછાથી મન વાલિ. સુ. ૧૧
અબ ૬સેનાની આય રામને ચરણાં લાગી,
વાત વિશેષ વિચાર કહે છે તે અનુરાગી;
સિંહનિન્નાદ અણ્યમેં, પ્રભુ મેં મૂકી દેવી,
વાત સુણી રથથી પડી હો મૂર્છાણી તતખેવિ. સુ. ૧૨
વાયે લહી સચેન અને ફિરિ ફિરિ મૂર્છા આવે,
શુદ્ધ ન રહી લિગાર તામ ગાઢો દુઃખ પાવે;
શ્રીરજ અતિ આલિવિને માતાજી કહી એમ,
સંભલાવી પિણ સ્વામિને વાત સુણી છે જેમ. સુ. ૧૩
સદારામ તુમ્હ કામ કીયો સગલોહી વિમાસી,
કદેહ ન કીયો કામ તેહથી થાયે હાંસી;
ભાગ્ય દોષ તો માહિરો એ અતિ ઉપજ્યો રોસ,
સોનેં ન લાગે ૧શ્યામતા હો, સ્વામિ સદા નિરદોષ. સુ. ૧૪
ઓલંભો તો તેણ સુણાવી દીધો પહિલી,
વિગતિ વિગતિસું વાત વણાવી ભાખી વહિલી;

---

૪. શોધ ખોળ. ૫. પાલખી. ૬. સેનાપતિ. ૧. કાળાશ.

જિમ જિમ નિસુણે **રામજી સીતા** મુખના વયણ,
ઉપજતો જાયે ઘણો હો તિમતિમ ચિત્તમેં ચયન. સુ. ૧૫
લોગાની સુણિ વાત નાથજી તુમ્હ હૂં છોડી,
બાલપણાની પ્રીતિ તૃણા જિમ તાંણી તોડી;
મિથ્યાતીની દૃષ્ટિથી વાત સુણી વિપરીતિ,
છોડો પતિ જિનધર્મને હો રાખે જો કુલરીતિ. સુ. ૧૬
એમ સુણી મૂર્છા થાય પડયો રઘુનાથ તિવારેં,
**લક્ષ્મણ** કરી ઉપચાર ઘણા મૂર્છાહી તિવારે;
ઉઠાઇ ઉંચો કીયો વેદન તો અસમાન,
કિહાં ગઇ **સીતા** સતી હો પ્યારી પ્રાણ સમાન. સુ. ૧૭
રાઘવરાય વલિઓ ઉપજ્યો અતિ આનંદ કલેશ
અશેષ ટલ્યો,
**સીતા** ભાગ્ય આનંદસુ **રાઘવરાય** વલ્યો. એ ટેક.
લોકવચન વિષયા પાહુવોથો નૃપને ભારી,
**સીતા**વચન ગરૂડ તિણે મંત્રી લીધો ઉતારી;
ઘર આયો નૃપ આપણે તામ કરેં સંભાલ,
મહીયલમેં મોટી સતી હો વાદેંહિ દિઈજન આલ. સુ. ૧૮
લોક વોક જગમાંહિ એહ તો ન્યાય કહાણી,
પરઘર ભંજણ સૂર લોક એ આજ જણાણી;
રૂડી દે ના શકે ભૂંડે રાચે ભોર
લોગ ન ચાહે ચહુચહો હો કીધો કામ કઠોર. સુ. ૧૯
બહિરી વિકથાવાદ પુરૂષપદ દેખણ આંધી,
મૂંગી કહણ કુબોલ કહી પિણ નવિ લીયે સાંધી;
પરઘર ફિરિવાયા ગુલી લૂલી પરધન લેણ,

એહ ગુણાંની ધરણી હો કહિણે મેં કહો કેણુ. સુ. ૨૦
મતોદયણ મંત્રીસ સુકામ સમારણ દાસી,
પ્રીતિવતી પિયુ સાથ મહા સુખ ભોગ વિલાસી;
પુન્યવતી પ્રગટી ખરી ખમાવતી સંસાર,
હૂઇ નહી હોસે નહી હો સીતા સરિખી નાર. સુ. ૨૧
ચંદ્ર કમલ શુક [1]ભૃંગ નાગિની આઠમી શશહર,
વિદ્રુમ પંકજ નાલિ કલશ [2]ઝખ કેહરિ;
કૂર મંત્રકને ફલી કોઇલ અને [3]મરાલ,
ઓપે એતી ઓપમા હો **સીતાને** સુવિશાલ. સુ. ૨૨
દેવી કહિ તે દૂરિ **ઇંદ્રની** નારી અલગી,
અમરી નહી આસની આપણે કામે વિલગી;
દેવી [4]શચી અમરીથકી **સીતા** રૂપ રસાલ,
દેવે દીધીથી ખરી હો મેં ન રખાણી બાલ. સુ. ૨૩
**લક્ષ્મણ** ભાંખે તામ રામજી અબ અવધારે,
**માણસનો** એ સહિજ વાતાં વિગડયાં હી વિચારે;
સરે નહી જિણ બાહિરો તે રૂસવાયે કાંચે,
કોઇ ન માની વીનતી હો કાંઇ હોય પિછતાયે. સુ. ૨૪
ગઈ તિકાંઘો સ્વાંમીજી અબહી સંભાલો,
પીછે પરસ્યાં મેંહ કહિયે સુધરે વસાલો;
સ્વપ્રભાવે સ્વામ જીવંતી અબ તાયે,
હોસે સહી ઇમ જાંણીજે હો પીછેકી આશાયે. સુ. ૨૫
જાવો સ્વામિ તુમ્હ આપ કરીને ઘણી દિલાસા,
**સીતા** આંણો ગેહ હમારી સુણો અરદાસા;

૧–ભમરો. ૨–માછલું. ૩–હંસ. ૪–ઇંદ્રાણી.

અવર ગયાં આવે નહિ નહિ અવરાંનો કાજ,
ત્રિયાહિત તો દોડીયેહો નહી ઇણ વાતાં લાજ. સુ. ૨૬
ખયસી વિમાને તામ [૫]ચમૂપતિ સાથે લીધો,
ખેચરને પરિવાર ચાલ્યો નવિ આલસ કીધો;
સિંહ નિન્નાદ અરણ્યમેં આય ગયા તતકાલ,
આતુરતા મિલવાતણી હો જોજ્યો જગની ઢાલ. સુ. ૨૭
ઉભા આવી તિહાંરે જિહાં મૂકી છે **સીતા,**
નયણે નાવી નારિ ઠામ તે દીઠા રીતા;
જલ થલ તરૂગિરિ સોધીયા સુધ ન લાધી કોય,
કર કટકીને વોલીયો હો પંચાંસુ પ્રભુ સોય. સુ. ૨૮
કૈરે વિલૂરી વાઘ વેગ કરિ સિંઘે ખાધી,
કૈરે ગિલી અજગરે સુંઇ ભારંડે લાધી;
લેઇ ગયો પરદ્વીપમેં આપા અલગી વાત,
આંસુ ઢાલી બાહુડયો હો **રાઘવજી** વિલલાત. સુ. ૨૯
સુફિર આયો પુરમાંહિ સાંમિ અતિ ધરતો સોગો,
મ્હારો ઘર ઘાલીયો અહો પુરવાસી લોગો;
કિસું કરૂં તુમ્હ સાથજી રીસ ઘણી આવંતી,
અબ દોનુ કાંઇ ગમુ હો ગઇ તો નવિ પાવંતિ. સુ. ૩૦
[૧]પ્રેતકાંમ શ્રીરામ તામ **સીતા**નો કરિઓ,
શૂન્યરૂપ સહુ દેખિ હીયો આવે અતિ ભરિઓ;
હીયે તો દિષ્ટી હીયે તો આંગે ઊભી આય,
વચને તો પિણ શ્રીરામને હો સીતાહીનોરે સુહાય. સુ. ૩૧

---

૫—સેનાપતિ. ૧. યમનું કામ.

એ ચોપનમી ઢાલ **રામજી** રહે ઉદાસી,
સોકયાં ન સર્યો કાંમ ફોક એ માંડી ફાંસી;
**કેશરાજ** ઋષિજી કહે **સીતાનો** સોભાગ,
સીતાહિ ભલ પામસી હો નહિ અવરાંનો લાગ. સુ. ૩૨

## દુહા.

હાથી તો જગમેં ઘણા, પણ [૨]**ઐરાપતિ** એક;
[૩]**ઉચ્ચૈઃશ્રવ** પિણ એક છે, અશ્વ અછેરે અનેક. ૧
[૪]**ગંગોદક** પિણ એક છે, પાણીરો નહી પાર;
ક્ષીરોદધિ પિણ એક છે, અંબુધિ અવર અપાર. ૨
**પરમેષ્ઠ** પિણ એક છે, મંત્ર ઘણા ગુણવંત;
**સુદર્શન** પિણ એક છે, અવર ગિરાં નહી અંત. ૩
દાતા **શાંતિસુ** એક છે, ઓર ઘણા દ્યે દાન;
**દશાર્ણભદ્ર** પિણ એક છે, ઘણા કરે અભિમાન. ૪
**શાલિભદ્ર** પિણ એક છે, ઘણા ભોગવે ભોગ;
**થુલભદ્ર** પિણ એક છે, ઘણા ગ્રહે જગ જોગ. ૫
તિમ **સીતા** પિણ એક છે, નારિ તણા છે લાખ;
આંબલીયાં પહૂંચે નહિ, આંબાની અભિલાષ. ૬
માસ દિવ પૂરણ હૂવાં, શુભ વેલાં શુભ વાર;
**સીતાયે** સુત જનમીયાં, [૫]જુગલપણે સુખકાર. ૭

## ઢાલ ૫૫ મી બાલ્વગોહડી ગુણગારી—એ દેશી.

સીતા સ્વામિની સુત જાયા, તેતો જુગપણે સુખદાયા,
તબ આનંદ અધિકા પાયા, તબ ગોરડીયા ગુણ ગાયા,
તબ ગુહિર નિસાણ ગુડાયા. સી. ૧

---

૨. ઇંદ્રનો હાથી. ૩, ઈંદ્રનો ઘોડો. ૪. ગંગાજળ. ૫. જોડલું.

ઉચ્છવ અધિક મંડાયા, બંદીવાન છોડાયા,
સુત જાયે જિમ કીજીયે, ત્યૂંહિ રાય કરાયા. સી. ૨
બારસમો દિન આવીયો; નંદન નામ ધરાયા;
અનંગ લવણ સોહામણો, મદનાંકુશ કહવાયા. સી. ૩
પાંચ ધાય કરિ પાલીયા, ભામનીયાં મન ભાયા;
હાથોહાથ સંચારવે, અમર ચ્યવીને આયા. સી. ૪
ચંદકલા જિમ વાધહી, બાલપણો બોલાયા;
સૂરા સરભતણી પરે, રાજાજી રાજાયા. સી. ૫
સાસૂજી પગ લાગતાં, દીધીથી આસીસો;
હુમ સરીખા સુત જનમજ્યો, કીધી સફલ જગીસો. સી. ૬
કૌસલ્યાએ એકહી જાયો, સીતા દોઇ વદીતા;
કૌશલ્યાથી તો ઘણી, અધિકાંણી એ સીતા. સી. ૭
સિદ્ધપુત્ર છે અનુવ્રતી, સિદ્ધારથ અભિધાનો;
વિદ્યારિદ્ધિ બલે કરી, સબ વિધિ વાત સુજાંણો. સી. ૮
મેરૂ આદિના ચૈત્યને, ત્રિસંધ્યે સુજુહારે;
ગગનગતિ સીતા ઘરે, ભિક્ષ્યાને [1]પાવ ધારે. સી. ૯
વારૂ ભોજન પાનસું, દીધો તસુ આહરો;
સુખ પૂછે સીતા ઘણૂં, ઉત્તર દ્યે તે સારો. સી. ૧૦
દેવ ગુરૂ પ્રસાદથી; મ્હારે નિતહી ખેમો;
જાતિ કરૂં જિનતિર્થની, શુદ્ધ ધરૂં વ્રત નેમો. સી. ૧૧
સો પૂછે સીતાભણી, કૂંણ અવસ્થા થારી;
[2]ચરી સુણાવી આપણી, ધુર છેહાં લગ ભારી. સી. ૧૨
છાતિ ભરિ આવી ઘણી; ભાઈ જાંણી તાસો;

---

૧. ચરણ-પગ. ૨. વૃત્તાંત-અહેવાલ.

સો વાતા રાજા કરે, અંતિતો પરઘર વાસો. સી. ૧૩
કહે અષ્ટાંગ નિમિત્તીયો; કરૂણાની મતિ આણી;
સુત **લવણાંકુશ** સારિખા, સી તુજ ચિંતા રાંણી. સી. ૧૪
શુભ લક્ષણ કરિ શોભતા, જેહવા **લક્ષ્મણ રામો**;
**લવણાંકુશ** છે તેહવા, શી આરતિનો ઠામો. સી. ૧૫
દેઇ અતિ આસાસના, સીતા [૩]સુસતી કીધી;
આસ વડી સંસારમેં, આસેં લંકા લીધી. સી. ૧૬
પ્રાર્થના કીધી ઘણી, પુત્ર પઢાવો ભાઈ;
લાધી માંનસિ ધીરથેં, હરખી સીતાબાઈ. સી. ૧૭
ભવ્ય જીવ જાણ્યા ખરા, પાત્ર શિરોમણિ પાત્રો;
જીતી તો કોઈ નાં શકે, હોઇ માણુસ માત્રો. સી. ૧૮
વિદ્યા વિવિધપ્રકારની, વહિત રહી પારણ્યાનો,
સિદ્ધ કીયાં સિદ્ધારથેં મોટા પુરૂષ પ્રધાનો. સી. ૧૯
વજ્રજંગની પુત્રિકા, **શશિચૂલા** તસ નામો;
ઉર લક્ષ્મી **રેવતી**તણે, ઉપજી છે અભિરામો. સી. ૨૦
કન્યા વર બતીસસું, વજ્રજંગજી તામો;
**અનંગલવણ** પરિણા દીયો, કીધો ઉત્તમ કામો. સી. ૨૧
પૃથિવીપુર અતિ પરગડો, **પૃથૂ** નામા ભૂપાલો;
પટરાણી **અમૃતવલ્લી**, કન્યા **કંચનમાલો**. સી. ૨૨
**મદનાંકુશને** માગતો, નાપે તે રાજાનો;
વંશ અજાણ્યો કિમ હુવે, કન્યાકેરો દાનો. સી. ૨૩
એમ સુણી ચટિ ચાલીયો, **વજ્રજંઘ** સર સાધી;

---

૩. શાંત.

વ્યાઘ્રજરથ પૃથુરાયજી, જીતી આણ્યો બાંધી. સી. ૨૪
પૃથુ ભૂપતિને તેડીયો, પોતનપુર પરિધાઈ;
વાર ન લાવી આવીયો, કષ્ટે મિત્ર સહાઈ. સી. ૨૫
વજ્રજંઘ સુત તેડીયો, ચાલે અતિ મંડાણે;
લવણાંકુશ તબ ચાલીયા, વર્જ્યો પિણ નવિ માને. સી. ૨૬
દોઇ પખે ભડ સામઠા, માંડયો અતિ સંગ્રામો,
પૃથુદલ આગે ભાજીયા, વજ્રજંઘ ભડ જામો. સી. ૨૭
[1]માતુલસેના ભાજતી, લવણાંકુશ દેખંતો;
કરી ઉઠાવણી આકરી, ચાલ્યો પૃથુ પેખંતો. સી. ૨૮
લવણાંકુશ હસિ બોલીયા, એ અણજાણ્યાં વંશો;
તસુ આગે કયું ભાજતાં, પાંમે વંશ પ્રશંસો. સી. ૨૯
પૃથુ ભાખે કુમર સુણો, વંશ જણાંણો આજે;
વિક્રમવંશ ન સહિ શકે, [2]અષ્ટાપદ [3]ઘન[4]ગાજે. સી. ૩૦
વજ્રજંઘસું પૃથુ કહે, અંકુશને મેં દીધી;
કનકમાલિકા બાલિકા, પરિણાવો સુપ્રસિધી. સી. ૩૧
રંગ હૂવા દોઈ નખાં, કીધો કટક પડાવો;
એતલે ચાલી આવીયો, નારદજી ઋષિરાવો. સી. ૩૨
રંગ રલી દોઇ દલાં, દેખી પૂછે સાધો;
દીસો છો રસ રંગમેં, કહો કિસું તુમ્હ લાધો. સી. ૩૩
કન્યા પૃથુ રાજાતણી, અંકુશસું પરિણેતો;
કીજે છે તિણે જાણિવો, હર્ષતણો સંકેતો. સી. ૩૪
સબલાંમો જે નિહોરો, તેરે ગુદીમો પાવો;

૧–મામો ૨–સિંહ કરતાં પણ શૂરવીરપણુ. ૩–મેઘ ૪–ગર્જના

વંશ કહો એ કુમરાં, જેમ વધે ચિત્ત ચાવો. સી. ૩૫
**નારદ** ભાખે નયણુ છે, તે તો દેખે [૫]ભાનો;
એ આંધાંને પૂછિવો, કિસો અછે રવિ છાનો. સી. ૩૬
આદિ હૂવા આદીશરૂ, **આદિનાથ** જગદીશો;
**ભરત** હૂવો સુત તેહનો, તે પિણુ ધુર ચક્રીશો. સી. ૩૭
પુરૂષ પનોતા હોવતાં, ઇણિહી વંશ વિખ્યાતો;
પૂરી અયોધ્યા પ્રગટા, **રામ સુલખમણુ** ભ્રાતો. સી. ૩૮
ગર્ભવિષે જબ એ હૂંતાં, લોગ વચનનો ત્રાસો;
પામી **રામ** દેવાડીયો, સીતાને વનવાસો. સી. ૩૯
**રામચંદ**ના નંદ છે, **સીતા** ઉરે ઉપનો;
વંશ એખાકુ મંડણા, મોટા પુરૂષ રતનો, સી. ૪૦
**અંકુશ** કહે **ઋષિરાયજી**, ભલો ન કીધો એ હો;
કારણ વિણ અબલાભણી, કયૂં દેવાયે છેહો. સી. ૪૧
**લવણ** કહે ઋષિ સા પુરી, કહો છે કેતી દૂરિ;
સાઠ અને શત જોજનાં, દીસે એહ હજૂરિ. સી. ૪૨
**વજાજંઘ** કહે કુમરો, અબ ચાલો નિજ થાને;
**રામ લખમણુ** દેખાડસું, શૂરપણે મનમાને સી. ૪૩
**માની** વાત વિશેષથી, **વજાજંઘ**ની ભાખી;
**કનકમાલા** પરિણાવીયો, અંકુશ રવિ શશી સાખી. સી. ૪૪
પંચાવનમી ઢાલમેં, શૂરતણા તો શૂરો;
**કેશરાજજી** તો હુવે, જો પૂરવ પુન્ય અંકૂરો. સી. ૪૫

---

૫-સૂર્ય.

## દુહા.

**વજ્રજંઘ પૃથુરાયજી લવણાંકુશની લાર;**
ચાલ્યા દલબલ સામઠેં, સાધન દેશ અપાર. ૧
પિહિલી તો લોકાખ્ય પુરી **લવણાંકુશ** આવંત;
**કુબેરકાનન** રાયજી, જીતી યશ પાવંત ૨
એક **કર્ણ** લુંપાકપતિ, જીતિ લીધો જેહ;
ભ્રાતૃશત વિજય સ્થલી, આણી મનાયો એહ. ૩
ઊતરીયા ગંગા નદી, જિહાં છે ગિરિ કૈલાસ;
તિહાંથી ઉત્તરની દિશે, આયા ધરી ઉલ્હાસ. ૪
નંદન વારૂ દેશ બહુ જીતી લીધી સ્વામિ;
સિંહલ ઊષ સું કુંતલું, એ જીત્યા જસ પામિ. ૫
ભૂત સ્વાદિ કાલાંબુકા, નંદિ સનંદન દેશ;
**ભીસ્મચૂલ** ભાનલ, સાધી લીયા સુવિશેષ. ૬
સાધી લીયા સુખસેં સહૂ, સિંધૂના અનુકૂલ;
અનારજને આરજ, કીધો સગલેં સૂલ. ૭
દેશ સહૂ સાધી વલ્યા, સાથ ઘણા ભૂપાલ,
પુંડરીકપુર આવીયા, **લવણાંકુશ** સુવિશાલ. ૮
**વજ્રજંઘ** ધનરાયજી, જેહના એજ ભાણેજ;
એમ સુણિતાં ઘર આવીયાં, માય મિલણનો હેજ. ૯
**લવણાંકુશ** બહુ રાયસું, પ્રણમે માતા પાય;
માતા દે આશીસડી, અધિકો વધજો આય. ૧૦
નંદનને નીકીતરે, કરિજે તું કરતાર;
**રામ સુલખમણ**, સ્યારિખા, ભૂમિતણા ભરતાર. ૧૧
**વજ્રજંઘ** કહે કુમરો, એ છે અવસર સાર;

પુરી અયોધ્યા જાયકે; કીજે તાત જુહાર. ૧૨
ચલસ્યાંક કાલાંબુકા, ઊષસું કુંતલ વૂલ;
સરભાનલ આદિ ઘણા, સાથિ હૂવા અનુકૂલ. ૧૩
પ્રયાણની ભંભા ભલી, દેવાડે અભિરામ,
સાહુન વાહુન સાંમઠે, કુંમર ચલાઉ તામ. ૧૪

## ઢાલ, ૫૬મી. કડખાની—દેશી.

આવેરી માઈ લવણાંકુશ સજજ સાજા,
તાત પ્રતેં આપો દેખાવણ વિધિ સાજિ ચાલ્યા,
કરિકરિ અધિક દિવાજા. આ. ૧
રોવંતી માતાજી બોલે, કિસું કરો તુમ્હ એહો;
ઝૂઝતણી વિધિ સાજી ચાલ્યા, મુજ મન એ અંદેહો. આ. ૨
પિતૃપિતૃવ્ય છે તુમ્હ દુર્જય, પહુંચી શકે નહિ દેવા;
તીન લોકનો કટંક રાવણ, મારિ લીયો તતખેવા. આ. ૩
ખુંઠ તિકે નહિ વાયે હલામે, મેરૂ ના વાયે કંપે;
મોટાંસું અડિવો પતિ ખોવા, પુત્રાં સુસી જંપે આ. ૪
જલહર કેરી ગાજ સુણીને, અષ્ટાપદ અતિ કોપે;
કૂદિકૂદિ નિજ ગોડા ફોડે, પિણ ઘન નવિ લોપે. આ. ૫
વિનય કરેવા જઇ તુમ્હ જાવો, તો તુમ્હે વેગા હોવો;
પૂજ્ય પૂજીયાં પૂરી પાજે, એહ વિમાસી જોવો. આ. ૬
પતિવિણ મેં તુમ્હથી મન બાંધ્યો તુમ્હ વિણ સી ગતિ મ્હારી;
રાંકતણા રૂપા છો થેતો, મતિ ચાલો મેં વારી. આ. ૭
પુત્ર કહે માજી તુમ્હ સાચા, સાચા જિહિ
કીધા એ કાજો;

તિહિ સાથે ન મિલે મનમોતી, તૂટો જેમ [1]અકાજો. આ. ૮
માતાજી કહે પુત્રાં નિસુણો, એ રહિવા દ્યો કાંમો;
કાતણહારી તારતણી પરે જોડાહિ અભિરામો. આ.
પુત્ર તુમ્હાર હમછાં એહવો, કિમ કહિવાયે વાંતો;
છોરાએ છંડેલીતણા, એમ કહી સીતા તો. આ. ૧૦
આનંદકારીઠા તહીનેરે, જુદ્ધતણો તો નાસો;
કુલ દોઉનોજ ઉજવાલણ, સુંદર છે સંગ્રામો. આ. ૧૧
એમ કહીને ચાલ્યા કુમર, રોતી મ્હેલી માઇ;
ઉચ્છકુવંત મહંત કટકસું, રેણુ રહી નભ છાઇ. આ. ૧૨
કુઠાલ કુદ્દાલતણા સંવાહણ, હારી દશહિ હજારો;
પંથતણા તરૂ છેદી સૂધા, કીધા પંથ અપારો. આ. ૧૩
[1]સેનાનીસું આવી અડયા, અતિ બલવંતા દોઇ;
નહી સેનાનીકેરે સારે, એહ સુણો પ્રભુ સોઇ. આ. ૧૪
**સોમંત્રી** કહે એરે પતંગા, આતુર અતિ દિખાતો;
આરજ વિક્રમ પાવકમાંહિ, કરિસે ઝંપાપાતો. આ. ૧૫
એમ કહીને રામ સુલક્ષ્મણ, **સુગ્રીવા**દિક લારો;
યુદ્ધતણી વિધિ સાજી આયા, કોઈ ન લાઇ વારો. આ. ૧૬
એતલે નારદને મુખ સાંભલિ, **ભામં**ડલજી ભાઈ;
પુંડરીકપુર ચાલિ આયા, દેખી સીતા બાઇ. આ. ૧૭
રોવંતી કહે તબ બાઈ મુજસું, પ્રભુજીયે તોયા કીધી;
ખુણસ કરીને તુમ્હ ભાણેજાં, લડવાની મતિ લીધી. આ. ૧૮
**ભામંડલ** કહે રામ કરીએ, અબ તૂં કાંઇ બિગાડે;

---

૧. અકાર્ય. ૧-સેનાપતિ.

અણજાણ્યા દોઇ હણાવા, હારિસ દોઇ પવાડે. આ. ૧૯
જબ લગે એ વિણસે નહી કારિજ, તબ લગે દોડી જાવાં;
કરાં નિવેડો વાત જણાવી, રામહિ રોસ મિટાવા. આ. ૨૦
એમ સુણી સીતા ભામંડલ, બયસિ વિમાને આવે;
લવણાંકુશ ધસી માજીને, ચરણે શીશ નમાવે. આ. ૨૧
સીતા કહે ભામંડલ ભાઇ, થાંરો મામો સાચો;
મામાને ભાંણેજામાંહિ, નેહ જણાણો જાચો. આ. ૨૨
પગ લાગા ઉઠાઇ ઉંચા, લીધા કંઠ લગાઇ;
શિર ચુંબી ખોલે બેશારી, મામો કહે સુખદાઇ. આ. ૨૩
વીરતણી પત્નીની કીર્તિ, પહિલીથી જગમાંહિ;
વીર પ્રભુની કીર્તિ બીજી, એ પાંમી તેં આંહિ. આ. ૨૪
વીરતણા સુત વીર અછો તુમ્હ, કામ કરોરે વિમાસી;
પિતૃ પિતૃવ્ય સાથે લડતાં, હોશે જગમેં હાંસી. આ. ૨૫
જેહના રણમેં રાજા રાવણ, આપણપેંરે મરાણો;
પ્રગટપણેંરે એતો પડાડો, સગલેહીરે ગવાણો. આ. ૨૬
લવણાંકુશ કહે મામજી તુમ્હ, વાત કહીએ નીકી;
આંણ મિલ્યાં ઉસરીયાં અલગાં, સારી હૂઇ જાવે ફીકી. આ. ૨૭
એમ કહંતાં દોઈ પખના, શૂરા અતિહિ સંવાહ્યા;
સ્વામિતણો એ કામ સમારણ, અધિકપણેંરે ઉમાહ્યા. આ. ૨૮
**સુગ્રીવાદિક** [1]ખેચર ખરાહિ, [2]ભૂચર ભડને દબાવે;
**ભામંડલ** ખેચર સંઘાતે, મંડે સરીખે દાવે. આ. ૨૯
**લવણાંકુશ** કુશ સરીખા, શૂર શિરોમણિ શૂરા;

---

૧. વિદ્યાધર. ૨. માણસ.

**રામ**તણા ભર ઊપરા આવે, જિમ આવે જલ પૂરા. આ. ૩૦
**સુગ્રીવાદિક ભામંડલસુ**, પૂછે એ કુણ હોઈ,
**ભામંડલ** કહે સીતા જાયા, **રામ**તણા સુત દોઈ. આ. ૩૧
આવી **સીતા** ચરણે લાગા, ખેચર બેઠા આગે;
**લવણાંકુશ** ઊઠાવણી આગે, **રામ**તણા દલ ભાગે. આ. ૩૨
જિહાં તિહાંરણ રંગહિ ખેલે, હરિ જિમ મૃગ વનમાંહિ;
રથ સાદીનેરે નિષાદી, ટેક ન કોઈ સાંહિ. આ. ૩૩
**રામ** સું **લક્ષ્મણ** સાંમ્હા આયા, દેખી સુંદરતાઈ;
કોઈ એ શૂર ઉપન્યા આવી, ભાઈ રહ્યા લવલાઈ. આ. ૩૪
નયણાં નેહ જણાવિ નિજસું, પરસું પોષે દ્વેષો;
નયણા ન્યાની ન્યાની ભાખ્યા, લખ લીયે સચલ વિશેષો. આ. ૩૫
મન તો મિલવાને ઉમ્હાયે, બલથી તામ સજોગે;
ઇહિ અવસર છે કોઈ ન્યાની, જદિ એ સંસય ભાગે. આ. ૩૬
**લવણ** કહે **રઘુપતિ**સું રૂડી, **અંકુશ લક્ષ્મણ** સાથે;
ચ્યાર હજાર અક્ષોહણીનો પતિ, તુમ્હ હણીયો નિજહાથે. આ. ૩૭
સોરે હમ તુમ્હ સાથે અડીયા, સુજસ દીયો જગનાથે;
અસ્ત્રાં શસ્ત્રાંસું અતિ લડસ્યાં, નહી તબ પડસ્યાં બાથે. આ. ૩૮
**રાવણ**સું લડતાં જે થાકે, સો અબ લડો હમ સેંતી;
હમતો આદિથકી અબ લડસ્યાં, ખત્રીની એ ખેતી. આ. ૩૯
**એમ સુણંતાં રામ સુલક્ષ્મણ લવણાંકુશ** દોવીરા;
**ધનુષ ચઢાડી સનમુખ આયા, મેરૂતણી પરે ધીરા.** આ. ૪૦
**રામ**તણા **રથનો સારથીયો, સેનાપતિજિ સોહાવે;**
**વજ્રજંઘ લવણતણો** રથ, ખેડંવે **સુખ** પાવે. આ. ૪૧

વીરવિરાધ લક્ષ્મણ રથ આગેં, પૃથુ અંકુશ રથ ખેડે;
રથી સારથી ચ્યાર રહી સખરા, એક એકને તેડે. આ. ૪૨
પિતૃ [3]પિતૃવ્ય જાંણી જાચા, કુમરજી તો સશંકા;
પ્રભુજી પુત્રાં ભેદ ન જાંણે, ચોટ કરંત નિઃશંકા. આ. ૪૩
વિવિધ આયુધેં વિધિપરેંરે, લઢવે હૂંસ મનાવી;
રામ કહે ખેડૂ રથ ખેડી, લે અરિનેરે દબાવી. આ. ૪૪
કહે સારથી [1]હય નવિ ચાલે, પીડાણો [2]શરઘાવેં;
કેંશો ઘાત સુતાસું તોહિ, પાછાહિ પગ ઠાવે. આ. ૪૫
રથ પ્રભુજીનો સિથિલ થયો અતિ, વયરીયેં અતિ તોડયો;
કર સિથિલાણા ખીંચિત રસ્સી, અરિ તોહીન ન માંડયો. આ. ૪૬
રામ કહે ન પડયાં કર ઢીલાં, ઇંહિ રામાયણ સારેં;
સો કર ઢીલા આજ પડયા છે, સંસય કોણ નિવારે. આ. ૪૭
વજ્રાવર્તજ ધનુષ ધણીના, સઘલા કાંસમ મારે;
સોઈ મુંહકો ફેરિ રહીયો, વાત પડી આ વિકારે. આ. ૪૮
મૂશલરલ દલનબલ અરિનો, સો પિણ ઢીલો પડિઓ;
અરિગજ અંકુશ સરિખો હલયો, ઇણ અરિથી
નવિ અડીયો. આ. ૪૯
યક્ષ હજારાં સેવિત છે એ, હલમૂશ[લ]એ સકામા;
કોઈ અવર છોકરે કેડે, હૂવા આજ નિકામા. આ. ૫૦
રાઘવના જિમ તિમ લખમણના, સગલાહી ઉપક્રમાં
જેતાં કીધા સામ્હા નાયા, જગ જાગંતો ધર્માં. આ. ૫૧
એ તવેં અંકુશ બાણેં હણીયો, હીયેં લખમણ કાકો;

૩. કાકો, ૧. અશ્વ–ઘોડા. ૨. બાણના ઘાથી.

મૂર્છાઈ પડીયો રથમાંહિ અંકુશ કીયો શાકો. આ. ૫૨
મૂર્છાઇ પડીયો પ્રભુ પેખી, રથ તે ઘર ન ચલાયો;
**વીરવિરાધ**....વિચારૂ, સ્વામી સંગ્યા પાયો. આ. ૫૩
**વીરવિરાધ** ત્યું પ્રભુ બોલીયો, અનુચિત કારિજ કીધો
**રામ** રમે રસરંગે રણમેં, મુજ રથ ઘરને લીધો આ. ૫૪
લિયે રથ રણમેં અરિને હણિ, સુંચકે છે દીયે સીસો;
**લક્ષ્મણજી** ફિરિ રણમેં આયો, ઉપજી છે અતિ રીસો. આ. ૫૫
રે **અંકુશ** કૂર તૃણ જિમ તોડું, કોઇ નલાવું વારો;
ચક્ર ચલાવે અરિને દબાવે, અંકુશ સુતની લારો. આ. ૫૬
દેઇ પ્રદક્ષિણા પાછો વલીયો, લખમણ કરેં બયઠો;
જિમ તનું પંખીડો અપૂઠો, આવી માલે પયઠો. આ. ૫૭
ફેરિ મૂકીયો ફેરિ સો આયો, પંડિત તામ વિચારે;
ગોત્રે ન પહુંચે એ ગુણ ગિરિવો, સો ઈણાંને કિમ મારે આ. ૫૮
**રામ સુલક્ષ્મણ** આરતિ આંણે, વાસુદેવ બળદેવા;
એ દોઇ ભાઇ ઉપજીયા, પદવી હમાને લેવા. આ. ૫૯
એ છપ્પનમી ઢાલે કુમરા, [ઝૂઝ] કરિતો દેખાયો;
**કેશરાજ** જગ જીત્યા જેહથી, તેહ આગલે જસ પાયો. આ. ૬૦

**દુહા.**

સિધ્ધારથ સાથે કરી, **નારદઋષિ** આવંત;
વિધિસું કરતાં વંદના, ગાઢો સુખ પાવંત. ૧
દુઃચિંતા દેખી રામને, **નારદજી** પૂછંત;
કુણ કારણ આરતિતણો, **રાઘવ** કહત તુરંત. ૨
ફોડા દાધાં ઉપરે, કાં પાડો ઋષિદેવ;
ભોમિ પરાઈ થાય છે, આવે છે અહમેવ. ૩

આયા દેશ મહાબલી, નહી હમારો તાલ;
કારણ એ આરતિતણો, ઋષિ ભાખે સુવિશાલ. ૪
હર્ષથાન વિષવાદએ, કાંઇ કરો **રઘુનાથ;**
એહ સુબોલ સુહામણો, નિસુણે સગલો સાથ. ૫
એ જાયા **સીતા**તણા, જુગલપણેં અભિરામ;
**લવણાંકુશ** અભિધાનથી; પુત્ર તુમ્હારા રામ. ૬
ત્યાગતણો દિન ધુર કરી, યુદ્ધતણો દિન અંત;
સંભલાવિઓ શ્રીરામને, સીતાનો વિરતંત ૭
પ્રભુજીને મિલવા ભણી, આયા આંણિ સ્નેહ;
આપ જણાવણ કારણેં, કરી દિવાવી એહ. ૮
એહની એ અહિનાણિકા, મનસું કરિને વિચાર;
ચક્ર અપૂઠો તો ફિરે, જો સગપણ વિવહાર. ૯
એહી પ્રભુની વીનતી, માની સહુ અવદાત,
લવણાંકુશને જાણીયો, પ્રભુની સાંભલ વાત. ૧૦
**આદિનાથના** પુત્રની, નિસુણી હોંસે વાત;
બાહુબલિ ભાઇતણી, ચક્રેં ન કીધી ઘાત. ૧૧
તુમ્હ ટાલીને તુમ્હ તણી, અવરે સિરી કિમ હોય;
હાથી જાયો હાથીયો, સાથ લડેતો જોય. ૧૨
વિસ્મય વીઠા ખેદનો, હર્ષ હીયે ન સમાય;
મુર્છાઇ ધરતી પડયો, લીધા તામ ઉઠાય. ૧૩
આંખ્યાં આંસું નાખતો, **લખમણ** લીયાં લાર;
પુત્રાંને મિલિવા ચલ્યો, કોઈ ન લાઇ વાર. ૧૪

[1]સ્યંદનથી તબ ઊતર્યા, આવંતી પ્રભુ દેખ;
લવણાંકુશ સુકુમારજી, વિનય કરે સુવિશેષ, ૧૫
હાથાંથી હથીયાર તે, અલગા નાખ્યા તામ;
રામ અને લખમણતણે ચરણે કરે પ્રણામ. ૧૬

**ઢાલ, ૫૭મી.** બૂઢા આઢા ડોકરારે મોહના એ-દેશી.

ચંદન[1]શશી જલ છાંહડીરે નંદની
શીતલ હોય અપારરે
નંદને નવી પૂગહીરે, નંદની,
નંદ વડો સંસારરે. ૧
નંદના પરમ પિયારે નંદનારે;
નંદનથી આનંદરે,
નંદન હૈ સુખ કંદરે;
નંદન પૂનમ ચંદરે.
ઉલ્હાસન વંશ સમુદ્રરે, નંદના પરમ. ૨ એટેક
સુત પાછે સુખ સયલજીરે, નં.
પહિલો સુખ તો પૂતરે,
[2]થિતિનો થોભણ પુત્રજીરે; નં.
પુત્રથકી ઘરસૂતરે. નં. પરમ. ૩
ઉઠાઈ ઉંચા કરીરે, નં.
લીધા કંઠ લગાયરે,
હલધર નેણ હરખ્યા તિણેરે;

---

૧. રથ.
૧ ચંદ્રમા. ૨ કુળપરંપરાની સ્થિતિને ચલાવનાર-નિભાવનાર.

श्रीकेशराजमुनिकृत.

हेज हीये न समायरे.
खोले लीधा खांतसुंरे, नं. परम. ४
चुंबे शिर से वाररे; नं.
न्हवरावे नयणोदकेंरे,
पोषे प्रेम अपाररे. नं.
शत्रुघ्न पगि लागतांरे, नं. परम. ५
आलिंगन अधिकाररे; नं.
लवणांकुश पाए नमेरे,
ताम सहू परिवाररे. नं.
होई पखना राज्यारे, नं. परम. ६
मांहोमांहि उच्छाहरे, नं.
होवे रंग विनोदजीरे;
जांणे मंडिओ ३व्याहरे. नं.
प्राक्रम दीठा पुत्रनारे, नं. परम. ७
पुत्र पिताना मेलरे; नं.
मिलीयो वचन अगोचररे,
दूधे शाकर भेलरे. नं.
निरखी हरखी ४जानकीरे; नं. परम. ८
वात पडी सहू ठामरे, नं.
बहुडि गई निज थानकेरे,
बयसी विमाने तामरे. नं.
सरिखां पुत्रां शोभीयोरे, नं. परम. ९
श्री लक्ष्मणजी रामरे; नं.

३ विवाह. ४ सीता.

ઇંદ્રતણેં ઘરેં ઉપનારે, નં.
**જયંતક** અભિરામરે. નં. પરમ. ૧૦
સરિખા સુત છે કોઇનેરે, નં.
અસરિખારે અનેકરે;
ગાલિ દેવાવણ હારજીરે, નં.
જશવાલા કોઈ એકરે. નં. પરમ. ૧૧
**ભામંડલ**જી ભાખીયુંરે, નં.
એ નૃપને સુપસાયરે;
તુમ્હા રસરંગ પેખીયોરે, નં.
સો સનમાનો રાયરે. નં. પરમ. ૧૨

**ભામંડલ** જિમ બોલીઓરે નં.
મ્હારે તિમ છે તેમરે;
ખીર નીર જિમ મિલી રહ્યારે, નં.
નૃપસું પ્રભુનો પ્રેમરે. નં. પરમ. ૧૩

બયસિ વિમાનેં વિરાજીયારે, નં.
**લક્ષ્મણ રામ** ઉચ્છાંહિરે;
આગલ બેઠા પુત્રજીરે, નં.
આવે નગરીમાંહિરે. નં. પરમ. ૧૪

[1]ઉંચી ગ્રોવે લોકજીરે, નં.
મિલીયા ખ્યાલે આયરે;
મુખિ મુખિ જય જય ઉચ્ચરેરે, નં.
ધન ધન **રાઘવ**રાયરે. નં. પરમ. ૧૫

---

૧. ઉંચી ડોક કરીને લોક જોવા લાગ્યા.

ઉતરીયા વિમાનથીરે, નં.
આવીને દરબારરે;
ઉચ્છવ માંડયાં અતિ ઘણોરે; નં.
ઘર ઘર મંગલાચારરે. નં. પરમ. ૧૬
નોબતિ બાજે નાદસુંરે, નં.
નાચે પાત્ર અપારરે;
ઝડ માંડીને વરસીયારે, નં.
વરસ્યા કંચન ધારરે. નં. પરમ. ૧૭
લક્ષ્મણજી સુગ્રીવજીરે, નં.
વિભીષણ હનુમાનરે;
અંગદ આદિ સહૂ મિલીરે, નં.
વીનવીયો રાજાનરે. નં. પરમ. ૧૮
રાજ વિયોગેં પુત્રસુંરે, નં.
દિન કાઢેંથી માતરે;
પરદેશાંસેં એકલીરે, નં.
રયણિ છમાસી જાતરે. નં. પરમ. ૧૯
પતિ લે પુત્ર વિયોગનીરે, નં.
જોગિણી જેહવી જોઇરે;
મરિ જાશે સા ટલિવલીરે, નં.
પાતિક મોટો હોઇરે. નં. પરમ. ૨૦
ઈહાંથી લેઇ આવીયઇરે, નં.
પાંમી પ્રભુ આદેશરે;
આગેં ઈચ્છા રાવલીરે, નં.
પંચ બાકયા સુવિશેષરે. નં. પરમ. ૨૧

ભાખે રાઘવ રાજીયોરે, નં.
બોલાવીજે કેમરે;
જન અપવાદ મિટિયો નથીરે, નં.
તુમ્હ પિણ જાણો એમરે. નં. પરમ. ૨૪
હૂં જાણૂં સીતા સતીરે, નં.
સા પિણ જાંણે એમરે;
દિવ્ય કીયાં સગલો મિટેરે, નં.
લોક વચન સંતાપરે. નં. પરમ. ૨૩
સર્વ લોકની સાખિસુંરે, નં.
[1]દિવ્ય કરાવો દેવરે;
મુંહડો ફિરિ લોકનુંરે, નં.
સાચહી લહ્યા તતખેવરે. નં. પરમ. ૨૨
ભલૂં ભલૂં ભૂપેં ભણ્યોરે, નં.
નગરી બાહિર જાયરે;
મંડપ મોટો માંડિયોરે, નં.
મંચક બહુ મંડાયરે. નં. પરમ. ૨૫
આવી બયઠા રાજીયારે, નં.
વિભીષણ સુગ્રીવરે;
[2]ભૂચરને [3]ખેચર સહૂરે, નં.
આવ્યા જંગમ જીવરે. નં. પરમ. ૨૬
પુરી અયોધ્યાના સહૂરે, નં.
બોલ્યાવ્યા તિહાં લોકરે;

---

૧ ચમત્કાર. ૨ મનુષ્ય. ૩ વિદ્યાધર.

સાચ દીયૂં લોકાં ખરૂંરે, નં.
જ્યૂં ફિરિનવિ કરે ફોકરે; નં. પરમ. ૨૭
પ્રભુ આદેશે ચાલીયોરે, નં.
**કપિપતિ** લેવા તાસરે,
પુંડરીક પુર આવીયારે; નં.
આંણી અતિહિ ઉલ્હાસરે. નં. પરમ. ૨૮
પગ પ્રણમી **સીતા**તણારે, નં.
તામ કરે અરદાસરે;
પુરી અયોધ્યા આયકેરે, નં.
સફલ કરો હમ આસરે નં. પરમ. ૨૯
પુષ્પક નામ વિમાન એરે, નં.
મોકલીયો **રઘુનાથ**રે;
મતું કરિને મોકલિઅેરે, નં.
એહૂં સગલે સાથરે. નં. પરમ. ૩૦
આજલગેં [1]ઉપશમીયો નથીરે, નં.
અરણુ તજ્યાનો દુઃખરે,
વલિ કિસું કારસે પ્રભુરે; નં.
સરિયૂં સ્વામિનું સુખરે. નં. પરમ. ૩૧
પુનરપિ **કપિપતિ** વીનવેરે, નં.
શુદ્ધ કરેવા કાજરે;
બોલાવ્યા છો તુમ્હ પ્રભુરે, નં.
વેગ પધારો રાજરે. નં. પરમ. ૩૨

૧ મટયો નથી—ગયો નથી.

એમ સુણી હરખી ઘણુરે; નં.
વાચ્છેથી એ વાતરે.
અચઢી ડાકી વિમાનમેંરે, નં.
આઈ ગઈ તબ માતરે. નં. પરમ. ૩૩

મહેંદ્રોદય બાગમેંરે, નં.
ઉતારીયો વિમાનરે,
લક્ષ્મણ જઇ પગા લાગિયારે; નં;
પગ લાગા નૃપ આનરે. નં. પરમ. ૩૪

આગલેં અચસિ વીનવેંરે, નં.
ઘરે પધારો રાજરે;
એ ઘર એ પુર થાંહરોરે, નં.
થાંરો એ સહૂ સાજરે. નં. પરમ. ૩૫

સતી કહે વચ્છ! સાચ છે રે, નં.
પિહિલી કરિસું શુદ્ધિરે;
પાછે જાંણે કેવલીરે, નં.
જેં ઉપજશે બુદ્ધિરે. નં. પરમ. ૩૬

સગલેહિ સંભલાવીઉંરે, નં.
રાઘવજીને આયરે;
સતી કન્હે પ્રભુ આયકેરે, નં.
બોલે જીયાં ન્યાયરે. નં. પરમ. ૩૭

રાવણ સાથે રાગ મોરે, નં.
ન હૂવો છે લવલેશરે;

ધીજ કરી [1]ધૃતિ આદરીરે, નં.
દેખે લોક અશેષરે. નં. પરમ. ૩૮
હસી બોલાવી તબ [2]જાનકીરે, નં.
પ્રાણનાથ અવધારરે;
તુમ્હથી સ્યાણો કુબેરે, નં.
ન કરિઉં કામ વિચારરે. નં. પરમ. ૩૯
વાત કહંતા વિરચીયારે, નં.
લવણાંકુશના તાતરે;
*ઓછો તો ઓછી કરેરે, નં.
પુરો પૂરી વાતરે. નં. પરમ. ૪૦
જૂઠી જાંણો છો મુન્હેરે, નં.
તો પહિલી દ્યો દંડરે;
પાછો કરિસ્યું હૂં સહીરે, નં.
ધીજતણી પિણ મંડરે. નં. પરમ. ૪૧
**રામ** કહે ભદ્રે ! સુણોરે, નં.
મેં નવિ જાંણી ખોડિરે;
અબહિ જાંણૂં છું નહિરે; નં.
લોક કરે મુંહ મોડિરે. નં. પરમ. ૪૨

---

કવિત:—*"ઓછા તે નર જાણ કીયો ઉપગાર ન જાંણે,
તુરત રીસ મુખ ચાઢિ પખ જૂહારો તાણે;
મરમ પરાયા દાખિ ગુણ પોતાના ગાવે,
ઓછો નિર્લજ્જ નિડર મુંહ કહિકે નટ જાવે,
લોક તિકે બુરી ગારને નીચ માણસ જાણે સહી,
જો સુખવાહો જીવકો તો ઓછા સંગતિ કીજે નહી. ૧"

---

૧ ધીરજ. ૨ સીતા.

તિણથી એ મુજ ઊપનીરે, નં.
દિવ્ય કરૂં એ પંચરે;
અગનિમેં ડાકી પડુંરે, નં.
ન કરૂં કોઈ ખલ ખંચરે. નં. પરમ. ૪૩
ચાવલને ચાવું સહીરે; નં.
પીવું તાતો કોશરે;
જીભેં સાહૂં ફાલીયોરે, નં.
ચઢું તુલાઈ સરોસરે. નં. પરમ. ૪૪
ઇણમેં જે તુમ્હને ગમેરે, નં.
સોઇ કરો પરસાદરે,
શંકા કોઇ મા આણિયોરે; નં.
મુજને એ [1]અહલાદરે. નં. પરમ. ૪૫
સિદ્ધારથ રિષિરાયજીરે, નં.
[2]અંતરિક્ષ ભાષંતરે;
મતિરે વરાંસો રામજીરે, નં.
દબાવી દાખંતરે, નં. પરમ. ૪૬
લોક સહૂ પ્રભુ આગલેંરે; નં.
કરે વીનતી આવીરે,
સીતાજી મોટી સતીરે; નં.
શીલતણે સુપ્રભાવિરે. નં. પરમ. ૪૭
કહિઉં તિણ કીધો સહીરે, નં.
જગમેં એહ કહાવરે;

૧ હર્ષ. ૨ આકાશમાં અદ્રશ્ય.

રહિવા દો એ કામનેરે, નં.
સમજો રાઘવરાવરે, નં. પરમ. ૪૮
હું તો સમજૂં છું સહીરે; નં.
સીતા છે નિરદોસરે,
દોષ ચઢાવિઉં તુમ્હેરે, નં.
મુજને એ અપશોષરે. નં. પરમ ૪૯
મીઠા ૩મુંહડા આગલેરે, નં.
કડુવા તુમ્હ ૪પરપૂઠિરે,
પંચામેં પરમેશ્વરૂરે; નં.
વાત પડી એ જૂઠીરે. નં. પરમ. ૫૦
કુંભાર ૫જિહવાની પરેરે; નં.
એહ તુમ્હારી ૫જીહરે;
ખિણમાંહિ ખિણ બાહિરીરે, નં.
આતુર વહે અબીહ. નં. પરમ. ૫૧
૬કાલ્હિ ફિરિ તુમ્હ ભાષસ્યોરે, નં.
સીતા છે સકલંકરે;
હમ મન રાખિઓ પ્રભુતણોરે નં.
મણિ નહી થાયે કાચરે. નં. પરમ. ૫૨
હાથ તીનસેં લુંબુંણીરે, નં.
લાંબી ચોડી ખાડિરે;
પુરૂષ દોઈ ઉંડી કરીરે, નં.
ઇંધણા ચંદન ફાડિરે. નં. પરમ. ૫૩

૩ મુખ આગળ મીઠા. ૪ પછવાડે કડવું બોલનારા. ૫ જીભ.
૬ કાલે.

સતાવનમી ઢાલમેં રે, નં.
રાઘવ થાપિ ઉંધીરે;
કેશરાજ ઋષિરાજજીરે, નં.
સાચ સાચનો બીજરે. નં.

## દુહા.

ગિરિ વયતાઢેં જાણીયેં, ઉત્તરશ્રેણીમઝાર;
હરિવિક્રમ વડ રાજવી, જયભૂષણ સુત સાર. ૧
અઠ્ઠોત્તર સય કુમરી, પરિણાવી રાજાન;
સુખ ભોગવતાં આવીયો, મોહતણો અવસાન. ૨
[૨]માતુલનંદન હેમશિખ, કિરણમંડલા નારિ;
એ મરજાદ વિલોકતાં; વાત પાડિ સુવિચારિ. ૩
કાઢી દીધી કામિની, આપુણ સંયમ ધારિ;
વિદ્યુતદંષ્ટ્રા નામથી, રાક્ષસણી થઇ નારિ. ૪
અયોધ્યા ઉદ્યાનમેં, ઋષિ પ્રતિમા [૩]પ્રતિપન્ન;
રાક્ષસણી ઉપસર્ગથી, નિશ્ચલ રાખ્યો મન્ન. ૫
સાધુ હૂવા તે કેવલી, ઉચ્છવ કરિવા કાજ;
ઈંદ્રાદિક બહૂ દેવતા, આવે અધિક વિરાજ. ૬
અવસર દેખી ધીજનો, દેવ દયાયેં પ્રાંહિ;
હરિજી સાથે વીનવે, જોર વહે જગમાંહિ. ૭
ન્યાનીજી નિશ્ચે લહે, **સીતા** સતી અપાર;
[૪]દગ્ધે છે અવલા ભણી, મૂરખ લોક ગિમાર. ૮
**સીતા** સાંનિધ્ય કારણે, અનિકાપતિ અભિરામ;

---

૨ મામો, ૩ પ્રાપ્ત થયેલ–પ્રતિમાધારી. ૪ બાળે છે.

મૂકી હરિ આપણ કરે', કેવલ ઉચ્છવ કામ. ૯
**રામ**તણા આદેશથી, દીધા કાઠ ધુખાય;
મિલી રહે જવાલા બલી, દેખ્યોહિ નવિ જાય. ૧૦
**સીતા** પાવક પાખતિ, આવી ઇમ ભાખંત;
વીતરાગ [૧]અજજ સાધુ સૂરિ આપ શાખ રાખંત. ૧૧
લોકપાલ સહૂ સાંભલો, સૂરચંદ્ર વડ દેવ;
દિવસ નિશાના સાખીયા, તુમ્હ જાંણો સહૂ [૨]ભેવ. ૧૨
મને' કરી વચને' કરી; કાયાએ' કરિ જોય;
જાગ્રતને સોવત વિષે', **રામ** ટાલી નર કોય. ૧૩
જો તે મે' વાંછ્યાં હુવે, તો બાલિ કરે મુજ છાર;
[૩]વૈશ્વાનલ જગ સાખીયા, એહ અછે તુમ્હવાર. ૧૪
નહીતર તૂં પાણી હુજે, એમ કહી તતકાલ;
શ્રી નવકારહિ સુમરતી, ઠાકી પડી સા બાલ. ૧૫
પડતાં પહિલીહિ થઇ, [૪]આગિ ફિટીને [૫]બાવિ;
નિર્મલ પાણીસું ભરી, શીલ તણે' સુપ્રભાવિ. ૧૬

## ઢાલ, ૫૮મી. નાયકાકી—દેશી.

સિંહાસન જલ ઊપરે'રે, તે ઉપરિ સાજાયરે, સીતા.
હંસી જ્યું [૬]કજ ઊપરે'રે, બયઠી શોભા પાયરે. સી. ૧
**સત્યવતી** સાચી સતીરે લાલ, સાચો જેહનો
શીલરે; સી.
**સુરવર** સાંનિધિકારીયારે, શીલ થકી અતિલીલરે. સી. ૨
**સત્ય** અગનિસું જવાલા આકરીરે, ધગધગતાં અંગારરે સી.

૧. આચાર્ય. ૨. ભેદ. ૩. અગ્નિ. ૪. આગ. ૫. વાવ.

**સીતાને** શીલેં કરીરે, [1]સલિલ હૂવા તે સારરે. સી. ૩
અણુંવાવર્ત્ત નામથીરે, ચોખો છે તે ચાપરે; સી.
સીતાને શીલેં કરીરે, **રામ** ચહોડિઉં આપરે. સી. ૪ સ.
**હનુમત** ઉદધિ ઉલંઘીયોરે, બાલી નગરી લંકરે; સી.
સીતાનેં શીલેં કરીરે, કીધા કામ નિશંકરે. સી. ૫ સ.
આશાલી વિદ્યાતણોરે, ભાંજીયો વર ઉદ્યાનરે; સી.
સીતાને શીલેં કરીરે, ખીજીયો રાજાનરે. સી. ૬ સ.
પત્થર પાંણી ઉપરાંરે, તારવીયા શ્રીરાયરે સી.
**સીતાને** શીલે કરીરે, ઉમણા ન રાખી કાંયરે. સી. ૭ સ.
શક્તિ પ્રહારેં ના મુવોરે, સૌમંત્રીજી સોયરે; સી.
**સીતાને** શીલેં કરીરે, યુદ્ધે જીત્યા સોયરે. સી. ૮ સ.
દેવ,અને(બલિ)વલિદાનવાંરે, **રાવણ** તો ન મરાયરે; સી.
**સીતાને** શીલેં કરીરે મારિ લીયો સા રાયરે. સી. ૯ સ.
ત્રિકોટી લંકાપુરીરે; કિહાં નહી છો લગાવરે; સી.
**સીતાને** શીલેં કરીરે; લીધી વિના ઉપાવરે. સી. ૧૦ સ.
**રામ** તજી હે અરણ્યમેંરે, જિહાં ન આશા કોયરે; સી.
**સીતાને** શીલેં કરીરે, રાત્રિ વેલા ઉલહોયરે. સી. ૧૧ સ.
પુત્ર પનોતા ઉપનારે, દોઈ તે સમતોલરે; સી.
**સીતાને** શીલેં કરીરે, નીકાને નિરમોલરે. સી. ૧૨ સ.
**લક્ષ્મણ**સું જાઇ અડયારે, તોઈ ન પામી [2]હારરે, સી.
**સીતાને** શીલેં કરીરે, સરાહ્યા સંસારરે. સી. ૧૩ સ.
**પીહરીયોને** સાસરેરે, ઉજવાલ્યા કુલ દોઇરે; સી.

---

૧. પાણી. ૨. પરાજય.

ઉજવાલ્યા પ્રિઉ રામજીરે, અપકીર્તિ મલ ધોઇરે. સી. ૧૪ સ.
ગુલ ગુલ શબ્દ સુહામણોરે, કોઇ કરે હૂંકારરે; સી.
કોઇ ભંભાગ્રે ભલારે, કોઈ જયજયકારરે. સી. ૧૫ સ.
કોઈ ખલખલ ખાંતસુંરે, કોઇ દિલ દિલ દેવરે; સી.
વિવિધ પ્રકારની ચેષ્ટારે, દેવ કરે તતખેવરે. સી. ૧૬ સ.
ધોંધોંધોંધોં નાદસુંરે, વાજે મધુર મૃદંગરે; સી.
તાલ મૃદંગ ઉપાંગસુંરે, હોઈ[ત્યાં] રસ રંગરે. સી. ૧૭ સ.
કોઇ વજાવે વાંસલીરે, કોઇ વજાવે [1]વીણુરે; સી.
તાંન માંન અનુમાંનસુંરે, હોઇ રહ્યા લયલીનરે. સી. ૧૮ સ.
કોઈ આલાવે રાગમેંરે, કોઈ સુરતિ ધરંતરે; સી.
નાચે તાંમ વરાંગનારે, થેઇ થેઈ શબ્દ કરંતરે. સી. ૧૯ સ.
વાપીનો જલ વાધીયોરે, જિમ સાયરના કલ્લોલરે; સી.
પસરીયો દિશિ ચ્યારહીરે, કરતું અધિક અલ્લોલરે. સી. ૨૦ સ.
માંચા તામ તણાયવારે, ભાગા નાઠા લોગરે; સી.
અસંવાહ્યા આકતારે, જાંણી જલનું જોગરે. સી. ૨૧ સ.
વિદ્યાધર તે વેગસુંરે, તામ ગયા તે નાશિરે; સી.
પાંણીનો ભય પામકેરે, ઉંચા અતિ આકાશિરે. સી. ૨૨ સ.
[2]ભૂચર ભરમાણા ઘણોરે, [3]દીનપણો અતિ દાખરે; સી.
મહા સતી મોટી સતીરે, રાખિ રાખિ અબ રાખરે. સી. ૨૩ સ.
લોક કિસું ભૂસીયા ઘણોરે, સાચાં કેરી સાખરે; સી.
પૂરી એ પરમેશ્વરેરે, ભલી ભલી સુખ ભાખરે. સી. ૨૪ સ.
ચાલીને દોઇ હાથસુંરે, ઉતરિઓ તે પૂરરે; સી.

---

૧. વીણા. ૨. મનુષ્યો. ૩. ગરીબાઇ.

પહિલ પ્રમાણે આંણીયૂંયે, પાંણિ પૂર પંડૂરરે. સી. ૨૫ સ.
ઉત્પલ કમલ કહ્યા ઘણારે, પુંડરીકને પદ્મરે; સી.
[1]પંકજ વિવિધ પ્રકારનારે, હંસાકેરા સદ્મ. સી. ૨૬ સ.
[2]જલવીચી તટિ આફલેરે, મણિકેરા[3]સોપાનરે; સી.
રત્નોપલે તટ બાંધીયોરે, [4]વાપ છે સુખથનારે. સી. ૨૭ સ.
નારદ ઋષિ નાવે ઘણોરે, કરતો શીલ પ્રશંસરે; સી.
ગગન ચઢયો રસરંગમેરે, વરણવતો કુલ વંશરે. સી. ૨૮ સ.
શીલ વડો સુવખાંણીયૂંરે, સીતાનો જગમાંહિરે; સી.
લોગ સરાહે સાદરોરે, એકો સત્ય ઉચ્છાંહિરે. સી. ૨૯ સ.
સુપ્રભાત્ર સીતાતણોરે, લવણાંકુશજ દોખરે; સી.
તીર્તતા હંસતણી પરેરે, પાસિ ગયા સુવિશેષિરે. સી. ૩૦ સ.
શિર સુંધી ળયસાડીયારે, દોઈ સુત દોઇં પાસરે; સી.
[5]કરણી જિમ[6]કલભા કરીરે, પામી સા સાબાસી. સી. ૩૧ સ.
સૌમંત્રી શત્રુઘનુંરે, ભામંડલ ભલ ભૂપરે; સી.
વિભીષણ સુગ્રીવજીરે, આદિ ભૂપ અનૂપરે. સી. ૩૨ સ.
જયજય કરતા પાખતીરે, આયા આણિ ઉલ્હાસરે; સી.
પાય નમી મુખ ભાખહીરે, હમ ચરણાના દાસરે. સી. ૩૩ સ.
આયા પધાર્યા રામજીરે, કરતા પશ્ચાતાપરે; સી.
અંજલિ જોડી વીનવેરે, એમ કહંતા આપરે. સી. ૩૪ સ.
લોકવચને તૂંમે તજીરે, ન કીયો કાંઈ[7]આલોચરે; સી.
અટવીમાંહિ મેલ્હતાંરે, સંભવીયો નહિ શોચરે. સી. ૩૫ સ.
સ્વપ્રભાવે સુધારીયારે, થારા સગલા કાજરે; સી.

---

૧. કમલ. ૨. પાણીના તરંગ તટ સાથે આફ્ડતા હતા. ૩. પગથીઆં ૪. વાવ. ૫. હાથણી. ૬. હાથીનુ બચ્ચું. ૭. વિચાર.

છેહલો દુઃખ એ મેં દીયોરે, અગનિ તણો તો આજરે. સી. ૩૬ સ.
ઈત્યાદિક એ તૂં ખમેરે, મ્હારા અતિ અપરાધરે; સી.
આપ સુધારી આપણીરે, ધન માનવ ભવ લાધરે. સી. ૩૭ સ.
સીતા ભાખે સ્વામિજીરે, કાંઈ કરો વિખવાદરે; સી.
જેહી ભલો જગ જાણીયેરે, તે સહૂ તુમહ [1]પ્રસાદરે. સી. ૩૮ સ.
જન અપવાદ નિવારિવારે, નાંખી [2]આગિ મઝારરે; સી.
હૂં જીવંતિ ઊગરીરે, નામતણે આધારરે. સી. ૩૯ સ.
ભૂમંડલની [3]રેણુથીરે, સૂર્ય ઝાંખો થાયરે; સી.
એ ગુણ વાયતણો ઘણોરે, રેણૂનો ન કહાયરે. સી. ૪૦ સ.
સાપહી માચે સીડકોરે; નાચંતો દેખાયરે; સી.
એ ગુણ મંત્રતણો ઘણોરે, સીડકનો ન કહાયરે. સી. ૪૧ સ.
ચૈત્રહી માસે કોકિલારે, કુહુ શબદ કરાયરે, સી.
એ ગુણ આંબાનો ઘણોરે, કોઈલિનો ન કહાયરે. સી. ૪૨ સ.
નગરતણા જે સેપાહલારે, પાંણી જે પૂજાયરે; સી.
એ ગુણ ગંગાજીતણોરે, પાંણીનો ન કહાયરે. સી. ૪૩ સ.
પારસ ફરસ્યા લોહડોરે, કંચન નામ ધરાયરે; સી.
એ ગુણ પારસનો ઘણોરે, લોહતણો ન કહાયરે. સી. ૪૪ સ.
[4]વ્યાહતણા દિન આદિથીરે, આજતણા દિન છેહરે; સી.
નેહી તે સબ સ્વામિનીરે, બદી લાગી છે દેહરે. સી. ૪૫ સ.

---

૧. પ્રભાવ-કૃપા. ૨. અગ્નિમાં. ૩. રજ-ધૂળ. ૪. વિવાહ.

यतः—

"[1]मागा विषादमुवनं भुवनैकवीर,
निःकारणं विगुणिता किमियं मयेति;
दैवेन केनचिदहं तु वने निरस्ता,
निस्तारिता तु भवतैव हृदिस्थितेन ॥ १ ॥
श्रीराम देव हृदये किल तावकीने,
नाहं स्थिता शुचिगुणामृतपूरितेपि;
यत्त्वं पुनस्त्वद्वियोगदवाग्निदीप्ते,
चित्ते चिरं परिस्थितोसि हि तत्कृतज्ञ ॥२॥"

[वसन्ततिलका.]

દુઃખ ઘડીમાંહિ રાખીયોરે, પ્રભુજી થાંરો નામરે; સી.
તે સુખ મેં નવિ રાખીયોરે, એહ પલેખીનો ઠામરે. સી. ૪૬ સ.
મ્હારો થાંરો લોગનોરે, કોઈ ન દીસે દોષરે; સી.
દોષજ એ કૃત કર્મનોરે, કરિવો રાગને રોષરે. સી. ૪૭ સ.
ઘરે પધારો આપણેરે, પૂરવલા સા ભોગરે; સી.
ભોગવિયે ભલા ભાવસુંરે, પુણ્યતણા સંજોગરે. સી. ૪૮ સ.
સીતા ભાખે સ્વામિજીરે, સરીયો તુમ્હ સનમાનરે સી.
સંજમ લેસ્યું સાદરીરે, નરૂચિ મન સુખ આનરે. સી. ૪૯ સ.
એમ કહી ઉપાડીયારે, સ્વહાથાં શિરના કેશરે; સી.
પ્રભુજીને પકડાવીયારે, જિનના જેમ સુરેશરે. સી. ૫૦ સ.
પ્રભુજી તબ મૂર્છી પડયારે, નહી રહી શુદ્ધી લિગારરે; સી.
જયભૂષણ ગુરૂશ્રી મુખેરે, લીધો સંજમ ભારરે. સી. ૫૧ સ.

---

૧. ઢાલની ગાથાઓમાં ભાવાર્થ આવી જાય છે.

સુવ્રતા [1]ગણિની કન્હેરે, શિખે વિવિધ વિશાલરે, સી.
પરમ મહાસુખ ઊપનોરે, મિટીયો સર્વ જંજાલરે. સી. ૫૨ સ૦
આઠાવનમી ઢાલમેંરે, [2]ષટ્કાયાં પ્રતિપાલરે; સી.
કેશરાજ ઋષિરાયજીરે, નમીં ચરણ ત્રિકાલરે. સી. ૫૩ સ૦

દુહા.

ચંદનસ્યું સિંચીઓ પ્રભુ, થયો સચેતન કામ;
કિહાં ગઈ સીતા સતી, રામ કહે અભિરામ. ૧
લો ભો ભૂચર ખેચરો! ભક્ત મહા છો ભૂરિ;
લુંચિતકેશી કામિની, મ્હેલો આણિ હજૂરિ. ૨
રે લક્ષ્મણ! છે ના સુણી, એ સગલાહી લોક;
હાંસી કરે છે હર્ષસું, દેખી મ્હારો શોક. ૩
ધનુષ ગ્રહે રોસે ભર્યાં, લખમણ ભખે તામ;
એ સહૂ સેવક સ્વામિના, કુણ હાંસીનો ઠામ. ૪
પ્રભુજી જિમ સીતા તજી, દોષતણો ડર આંણિ;
તિમ સીતા સંસાર એ, તજ્યો ભમણ ભય આણિ. ૫
પ્રભુ આંગે શિર[3]લુંચીયો, જયભૂષણ ગુરૂ પાસ;
સંજમ લીધો સ્વામિની, સમતાનો સુખવાસ. ૬
જયભૂષણ ગુરૂ કેવલી આજ હૂવા છે દેવ;
આપ લઈ ઉચ્છવ કરો, ચરણ કમલની સેવ. ૭
તિહાં અછે સીતા સતી,બયઠી સતીયાંમાંહિ;
દર્શન કીજે દેવીનો, આપણપેં ઉચ્છાંહિ. ૮
સહજ પરિણામેં આવીયો, રામ કહે સુવિચાર;

૧. સાધ્વી. ૨. છકાય=પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય. ૨. લોચ કર્યો.

સદગુરૂપેં સંયમ લીયો, ધન ધન **સીતા** નારિ. ૯
એમ કહી પરિવારસું, **જયભૂષણ** ગુરૂ સંગ;
આવી [1]પય પ્રણમી કરી, દેશણાં સુણે સુચંગ. ૧૦
દેશન અંતે પૂછીયો, હૂં છું ભવ્ય અભવ્ય;
તુમ્હમેં નહી અભવ્યતા, ભદ્ર! અછો તુમ્હ ભવ્ય. ૧૧
ઇંહિહિ ભવેં શિવગતિ પામિસ્યો, પામી કેવલ ગ્યાન;
જન્મ જરા ભય ટાલિસ્યો, તુમ્હ છો પુરૂષ પ્રધાન. ૧૨
સંજમ વિણુ શિવ ગતિ નહી, તે તો મેં ન લેવાય;
**લખમણુ** સાથે મોહુનિ, મેં કિંઉંહી ન તજાય. ૧૩
ઋષિ ભાખે ચિંતા નહી, ભોગવી [2]પદ બલદેવ;
આપેહી પ્રતિ બૂઝસ્યો, જિનમતિનો એ ભેવ. ૧૪
**વિભીષણ** ભાખે ભલો, **સીતા** **રાવણુ** લીધ;
કિકમેં **લખમણેં** હણ્યો; **રાવણુ** પિણુ પરસીધ. ૧૫
**ભામંડલ** **સુગ્રીવ** હૂં, **લવણાંકુશ** એ દોય;
કિસે કર્મ કરી ઊપના, પ્રભુ ભક્તા સહૂ કોય. ૧૬

## ઢાલ, ૫૯મી. મેંડાજાનીએ—એ દેશી.

સ્વામી એ ભાષે સયલ વિચાર,
દક્ષિણુ ભરતેં અછે ભલા વે સ્વામીએ,
ક્ષેમપુરેં નયદત્ત,
વણિક વસે ગુણુ આગલા, ભાષે સ્વામી. સ્વા. ૧
સુનંદાઉરેં દોય, નંદન ધુર **ધનદત્ત**એ, સ્વા.
**વસુદત્ત** વિશેષ, **યાજ્ઞવલ્કય** તસુ મિતએ. ભા. ૨ સ્વા.

---

૧. પગ. ૨. પદવી.

તિણહિ નગર મઝાર, **સાગરદત્ત** વસે સહી, ભા.
ગુણધર નામેં નંદ, **ગુણવતી** કન્યા કહી. ભા. ૩ સ્વા.
**સાગરદ-તે** દીધ, **ધનદત્તને** સા કુમરી; ભા.
જાંણી સરિખી જોડિ, લાલચ તો કોઇ ના ધરી. ભા. ૪ સ્વા.
**રત્નપ્રભા** તસુ માત, અર્થતણે લોભે કરીરે; ભા.
શેઠ અછે **શ્રીકાંતિ,** તેહને દીધી દીકરીરે. ભા. ૫ સ્વા.
**યાજ્ઞવલ્કય** એ વાત, જણાવી મિત્રાંભણી; ભા.
**વસુદત્તે** નિશિ જાય, હણીયો **શ્રીકંતે** ભણી. ભા. ૬ સ્વા.
**શ્રીકંતે** પિણ તેહ, મારી લીધો નાશતો; ભા.
એ સૂધો વિવહાર, વિણશે પરને વિણાશતો. ભા. ૭ સ્વા.
વિજ્ઝાવનમેં આય, મૃગ હૂવા તે દોઇજણે; ભા.
ગુણવતીનો જીવ, હૂઈ હરિણલી સોઇજણે. ભા. ૮ સ્વા.
હરિણીકેરે હેત, સુંવા દોઈ [1]કુરંગજણે; ભા.
રૂલીયા કાલ અપાર, જગમેં કરતા જેંગણે. ભા. ૯ સ્વા.
**સોધનદત્ત** તિવાર, ભાઈ સુંવો સાંભલી; ભા.
હૂવો અધિક ઉદાસિ, ઘરથી ચાલ્યો નીકલી. ભા. ૧૦ સ્વા.
રાતેં લાગી ભૂખ, તામ મુનીશ્વર દેખીયા; ભા.
ભોજનકેરે કાજ, વારૂ વચન વિશેષીયા, ભા. ૧૧ સ્વા.
સંગ્રહ ન કરે સાધુ, દિનહી તો રાતિ કિસ્યું; ભા.
તુમ્હ સરિખાને રાતિ, ભોજન કિમ મનમેં વસ્યું. ભા. ૧૨ સ્વા.
પ્રતિબોધાણો સોઈ, શ્રાવક હૂવો સાચલો; ભા.
સ્વર્ગ સુધર્મે દેવ, આગેંકી અબ સાંભલો. ભા. ૧૩ સ્વા.
મહાપુરી નગરી મઝાર, **મેરૂસેવ** ત્રિયા **ધારણી**; ભા.

---

[1] હરણ.

**પદ્મરૂચિ** સુત સાર, શ્રાવક મતિ સુખકારણી. ભા. ૧૪ સ્વા.
એક દિન ગોકુલજાત, પડીયો વૃષભ વિલોકીયો; ભા.
દયાતણી મતિ આણી, મંત્ર નવકાર તેહને દીયો. ભા. ૧૫ સ્વા.
**છેત્રછાય** નરેઈ, **શ્રીદત્તા**ઉરે ઉપનો; ભા,
**વૃષભધ્વજ** અભિધાન, નંદન નિરૂપમ નીપનો. ભા. ૧૬ સ્વા.
કુમર કરંતો કેલિ, આયો તિહિ થાનક ચલી; ભા.
જિહાં મુંવો થો [1]બહિલ, દેખી ઉપજી મનરલી. ભા. ૧૭ સ્વા.
જાતિસમરણ પાંમિ, તામ કરાવે દેહરો; ભા.
મંડે શ્રીજિનરાય, કુમકુમરાં સેહરો. ભા. ૧૮ સ્વા.
ભિતિ લિખાયો રૂપ, [2]જરદ્દ વૃષભ નામણે; ભા.
સેવહિ ભૂપ અનૂપ, જેમ હૂવોથો કાંમણે. ભા. ૧૯ સ્વા.
પલ્લાણિઓ હય એક, તેહને પાસે રાખીયો; ભા.
[3]આરક્ષક નર એક, ભૂપતિને સુતે ભાખીયો. ભા. ૨૦ સ્વા.
એહના રૂપનો જાણ, મ્હારે પાસે આંણિવો; ભા.
કરસ્યું તસુ ઉપગાર, કીયો ગુણ તો માનવો. ભા. ૨૧ સ્વા.
એમ કહી ઘરે જાય, એતલે શેઠ પધારીયો; ભા.
દેવ જુહારણ કાજ, **પદ્મરૂચિ** ઉપગારીયો. ભા. ૨૨ સ્વા.
ભિત્તિ લિખ્યો ચિત્રામ, દેખી વિસ્મય પાંમીયો; ભા.
આરક્ષકથી લહી શુધ્ધિ, આપુણ આવ્યો ધાસીયો. ભા. ૨૩ સ્વા.
પૂછીયો ભાખે શેઠ, મ્હારા કીધા કામણે; ભા.
કુમર કરે પરિણામ, આપ પ્રકાશે નામણે. ભા. ૨૪ સ્વા.
પ્રભુજી તુમ્હ સુપસાય, પાયો પદ અભિરામ એ; ભા.
તું મેરા ગુરૂદેવ, તુજને કરૂં સિલામ એ. ભા. ૨૫ સ્વા.

---

૧. બળદ. ૨. વૃદ્ધવૃષભ. ૩, સિપાઇ-રખવાલ.

ભોગવીયેં એ રાજ્ય, રાજ તુમ્હારો આપીયો; ભા.
પુરમાંહિ વડવીર, આપ સમો કરી થાપીયો. ભા. ૨૬ સ્વા.
શેઠ અને સુકુમાર, શ્રાવકના વ્રત પાલી બે; ભા.
સ્વર્ગા દૂસરે દેવ, વિલસે સુખ ચિરકાલિ બે. ભા. ૨૭ સ્વા.
ગિરિ વયતાઢય વિખ્યાત, નગરી નંદાવર્ત બે; ભા.
નંદીશ્વર અભિધાન, રાજા રાજ કરંતબે. ભા. ૨૮ સ્વા.
પદ્મરૂચિ સો દેવ, કરતો અતિ આનંદબે, ભા.
કનકાભાની કૂખી, નંદન નયનાનંદબે. ભા. ૨૯ સ્વા.
રાજ કરી વ્રત લીધ, સ્વર્ગ પાંચમેં જાયબે; ભા.
[1]પ્રાગ વિદેહ મઝાર ક્ષેમાનગરી આયબે. ભા. ૩૦ સ્વા.
વિપુલવાહન રાય, નારી પઉમાવઇઉરે; ભા.
શ્રીશ્રીચંદ્ર નરેંદ્ર, રાજતણી પદવી વરે. ભા. ૩૧ સ્વા.
ગુસમાપ્ત સમીપ, સંયમ લીધો [2]સાદરો; ભા.
બ્રહ્મલોકનો દેવ, હોઇ આયો પાધરો. ભા. ૩૨ સ્વા.
એ અષ્ટમ બલદેવ, દેવહી સોરે સદીવરે; ભા.
વૃષભદેવજનો જીવ, એ રાજા સુગ્રીવબે. ભા. ૩૩ સ્વા.
જે હુંતો શ્રીકંત, ભવમેં ભમીયો ભૂરિબે; ભા.
ચાટણ કંદ મૃણાલ, કોઈ પુન્ય અંકૂરિબે. ભા. ૩૪ સ્વા.
વજ્રકંઠ નરેશ, હેમવતીનો જાઇયો; ભા.
શંભૂ નામ લહંત, સાજન જનમન ભાઇયો. ભા. ૩૫ સ્વા.
જે હૂંતો વસુદત્ત, હૂવો શંભૂ ભૂપને; ભા.
વિજયપુરોત[૨]રત્ન ચૂડારૂપ અનૂપને. ભા. ૩૬ સ્વા.

૧. પૂર્વ વિદેહ. ૨. આદર સહીત.

નામેં તો **શ્રીભૂતિ**, નંદન નીકો જાણીયે, ભા.
**ગુણવતી** ભવમાંહિ, ભમતી ઠામેં આણીયે. ભા. ૩૭ સ્વા.
**શ્રીભૂતિને** ઘરનારી, નામ પરિણામેં **સરસ્વતી**; ભા.
**વેગવતી**સ્યું કુમારિ, ઊપજી અધિક કલાવતી. ભા. ૩૮ સ્વા.
સા જોવન વય પાય, એક દિન ગઇ ઉદ્યાનએ; ભા.
પ્રતિમાનો પ્રતિપન્ન, સાધુ રહીયો શુભ ધ્યાનએ ભા. ૩૯ સ્વા.
લોક કરંતા સેવ, એહવો દેખી સાધુએ; ભા.
આંણી દ્વેષ અતીવ; સા ભાખે અપરાધુએ. ભા. ૪૦ સ્વા.
નારી સાથેં એહ, ભોગવતો વરભોગએ; ભા.
મેં દીઠો એ આજ, તામ ફિર્યા સહૂ લોગએ. ભા. ૪૧ સ્વા.
રિષેકેરે કાંઉસગ્ગ, પ્રગટપણે તે ઇંમ કહી; ભા.
ઉતરસ્યે એ દોષ, તો મેં પારેવો સહી. ભા. ૪૨ સ્વા.
સુરા કરી[1]સાંનિધ્ય, **વેગવતી** મુખ સિંવીએ; ભા.
આકુલ વ્યાકુલ ગાત, પામે દુઃખ અતીવએ. ભા. ૪૩ સ્વા.
એહા સુણીને વાત, માવીતા ત્રાસી ઘણી; ભા.
ભય પામી મનમાંહિ, આંખેં અવગુણ આપણી. ભા. ૪૪ સ્વા.
**સુદર્શન** મુનિ પાસ, આવી લોગ ઘણા મિલ્યા, ભા.
ખમીયો અમ્હ અપરાધ, તુમ્હે જિસા મેં સાંભલ્યા. ભા. ૪૫ સ્વા.
સાંમ્હી નાંખ્યાં ખેહ, સૂર્ય ઝાંખો ના પડે; ભા.
તુમ્હને દેખી અપાર, કિસું બકે નર બાપડે. ભા. ૪૬ સ્વા.
તુમ્હ રૂઠાં જગમાંહિ, કોઇ નહી જે રાખિલે; ભા.
ક્ષમા કરી ઋષિરાય, થાયો સુખી ઇમ ભાખિલે. ભા. ૪૭ સ્વા.

---

૧. સહાય.

એમ સુણંતા લોગ, પુનરપિ સેવા સાંચવે; ભા.
શ્રાવક ધર્મહિ સાથ, **વેગવતી** મન રાચવે. ભા. ૪૮ સ્વા.
રાજા દેખી રૂપ, **વેગવતીસું** રાચીયો; ભા.
કન્યાકેરે કાજ, પુરોહિતને તિણે જાચીયો. ભા. ૪૯ સ્વા.
મિથ્યાદૃષ્ટિ જાણ, કન્યા નાપે તાતએ; ભા.
જોરે લીધી બાલ, જનકતણી કરિ[1]ઘાતએ. ભા. ૫૦ સ્વા.
વિપ્રે કીયોરે [2]નિહાણ, રાજાને દુઃખદાયએ; ભા.
હોજ્યો વચન પ્રમાણ, મંડિયો એહ ઉપાયએ. ભા. ૫૧ સ્વા.
દિન થોડાં ઘર રાખિ, છોડી દીધી બાંમણી; ભા.
[3]આરજિકા અભિરામ, હરિકંતા પાસે ભણી. ભા. ૫૨ સ્વા.
મરણતણે હું હેતિ, હોયો શંભૂનો ધણી; ભા.
ગ્રહિ સંયમ સુર લોક, પામી થિતિ પંચમતણી. ભા. ૫૩ સ્વા.
જનકતણે ઘર આય, સીતાજી એ ઉપની, ભા.
વૈર ચિલે નવિ જાય, જિમ ભાખી તિમ નીપનિ. ભા. ૫૪ સ્વા.
મુનિવરજીને જેહ, જૂઠું આલ ચઢાવીયો; ભા.
જૂઠું આલજ એહ, લોગાંમાંહિ ખાવીયો. ભા. ૫૫ સ્વા.
ભવમેં ભમંત અપાર, **શંભૂજીવ** સોહામણો; ભા.
**કુંસુધીજ** વૈવિપ્રજ, રૂડોને રલીયામણો. ભા. ૫૬ સ્વા.
**સાવત્રી** તસુ નારિ, ઉદર લીયો અવતારએ; ભા.
નંદન નામ **પ્રભાશ**, સુંદરને સુખકારએ. ભા. ૫૭ સ્વા.
**વિજયસેનને** પાસ, સંયમ લીધો સાદરો; ભા.
દુઃકર તપ જયકાર, સહે પરીસહ આકરો. ભા. ૫૮ સ્વા.

---

૧ નાસ. ૨. નિયાણુ. ૩. આર્યા–સાધ્વી.

ગિરિસમેતે જાત, **કંચનપ્રભ** વિદ્યાધરૂ; ભા.
રિદ્ધિતણો વિસ્તાર; દેખી ભોગપુરંદરૂ. ભા. ૫૯ સ્વા.
એતપણેંહિ પ્રકાર, મ્હારે રિદ્ધિજ એહવી; ભા.
હોયજ્યો કરિઓ નિહાણ, જેહવી ગતિ મતિ તેહવી. ભા. ૬૦ સ્વા.
જઇ બીજે સુરલોક, દેવતણા સુખ ભોગવી; ભા.
આયુકર્મને અંતરે, આયો તે સુરવર ચવી. ભા. ૬૧ સ્વ.
હૂઓ એ રાવણરાય, ભાઈ તુમ્હારો એવડો. ભા.
સહૂરાયાં શિરતાજ, વસુધામાંહિ વાંકડો. ભા. ૬૨ સ્વા.
**આજ્ઞવલ્કનો** જીવ, ભમતાં એ ભવસિંધુબે; ભા.
એ તું ઉપજ્યો આય, **રાવણનો** લઘુબંધુબે. ભા. ૬૩ સ્વા.
શ્રીભૂતિ હણીયો જે રાય [1]પૃથિવી પહિલીયેં ગયો; ભા.
પુર ભલો સુપ્રતિષ્ઠ, પુનર્વસુ ખેચર થયો. ભા. ૬૪ સ્વા.
ખેત વિદેહ મઝાર, પંડરીકણી છે વિજય; ભા.
નામેં ત્રિભુવનનંદ, ચક્રી ભગવંત હિ વિજય. ભા. ૬૫ સ્વા.
**અનંગસુંદરી** તાસ, પુત્રી અમરી અવતરી; ભા.
**પુનર્વસુ** તસ દેખિ, લેઈ ચાલ્યો અપહરી. ભા. ૬૬ સ્વા.
ચક્રી સુભટાં આય, પંથે રોકિઓ પાપીઓ; ભા.
અકુલાણો [2]ઝૂઝંત, સુભટાં અતિ સંતાપીયો. ભા. ૬૭ સ્વા.
**અનંગસુંદરી** બાલ, યાનથકી ડાકી પડી; ભા.
કાંઈ [3]નિકુંજ મઝાર, આણી પડી સા કુમરી. ભા. ૬૮ સ્વા.
**પુનર્વસુ** લેઈ દિક્ષ, આગેં સુખીયો થાયબે; ભા.
કીધો એહ [4]નિદાન, એ કન્યા હું પાયહે. ભા. ૬૯ સ્વા.

---

૧ પહેલી નરકે. ૨ લડતાં. ૩ લતામંડપ. ૪ નિયાણું.

ભોગવી સુરપદ સાર, વિવિધ પ્રકારે જાંજૂયો; ભા.
દશરથ ઘરાં અવતાર, એ પ્રભુ લખમણજી હૂયો. ભા. ૭૦ સ્વા.
વસતી વનહી મઝાર, રાજસુતા અવિરૂદ્ધએ; ભા.
તપ તો ઉગ્ર અપાર, કરતી ભાવ વિશુદ્ધએ. ભા. ૭૧ સ્વા.
અંત્ય સમે આરાધ્ય, સંથારે સૂતી સતી; ભા.
અજગર આય ગિલંત, આરતિમેં ન પડી [1]રતી. ભા. ૭૨ સ્વા.
બીજે કલ્પ વસાય, હૂઈ **વીશલ્યા** એહએ; ભા.
લક્ષ્મણને સુખદાય, દિન દિન વધતો નેહએ. ભા. ૭૩ સ્વા.
ગુણવતીનો ભ્રાત, ગુણધર નામ ધરાયએ; ભા.
[2]સંસરતો સંસાર, કુંડલમંડિત થાયએ. ભા. ૭૪ સ્વા.
શ્રાવકના વ્રતિ પાલ, પૂજી દેવ ત્રિકાલએ; ભા.
સીતા સહોદર એહ, **ભામંડલ** ભૂપાલએ. ભા. ૭૫ સ્વા.
કાકંદી પુરમાંહિ, વામદેવના પૂતએ; ભા.
શ્યામાઉરે અવતાર, રાખણ ઘરના સૂતએ. ભા. ૭૬ સ્વા.
સુનંદન જયસુનંદ, અન્ન હૂવો સ્વકારણે; ભા.
અતિલાભ્યો મુનિ એક, માસખમણને પારણે. ભા. ૭૭ સ્વા.
ઉત્તરકુરૂ ભવ લેઇ, સુધરમેં સુર લોકએ; ભા.
કાકંદી રાજાન, **રતિવર્ધન** આ લોકએ. ભા. ૭૮ સ્વા.
સુદરશનાજી માય, દોઇ સુત નર ધારીયા; ભા.
પ્રિયંકર પરિસિદ્ધ, શુભંકર સુખકારીયા. ભા. ૭૯ સ્વા.
રાજ કરી વ્રત પાલિ, દેવ હૂવા ગૈયવેકએ; ભા.
**લવણાંકુશ** એ દોઇ, સીતા સુત સુવિવેકએ. ભા. ૮૦ સ્વા.

૧. જરીપણ. ૨. ફરતો.

સુદરશાનાજી માય, ભવાંતરની જેહુએ, ભા.
એ સિદ્ધારથ શ્રાદ્ધ, જિણેં પઢાયા એહુએ. ભા. ૮૧ સ્વા.
એ મુનિવચન સુણંત, બહુજનને વયરાગએ; ભા.
ગ્રહી સંજમ પાવંત, સેનાની સોભાગએ. ભા. ૮૨ સ્વા.
રામ નમી ઋષિપાય, પાયા અતિ સંતોષએ, ભા.
આરતિ ગઇ સુખ થાય, પ્રીતિતણો અતિ પોષએ. ભા. ૮૩ સ્વા.
એગુણસઠિમી ઢાલ, [1]ભવાંતર અવદાતએ; ભા.
કેશરાજ રિષિરાજ, વારૂ કહી એ વાતએ. ભા. ૮૪ સ્વા.

## દુહા.

સીતા પાસે ચાલકે, તબ આયા શ્રીરામ;
સુકુમાલાંગી સ્વામિની, કઠિન ઘણો વ્રત કામ. ૧
સીતા તપના કલેશ અતિ, ક્ષુધા-તૃષાની વ્યાપ;
રહિવો મયલે લૂગડે, જિણમતની એ છાપ. ૨
ભારથકી અતિભાર એ, મોટો સંયમ ભાર;
કિમ નિવ હસે એભણી, સાંસો એહુ અપાર. ૩
રાજા રાવણ આગલેં રાખ્ય રહી નિજ ટેક;
રાખેસે સંયમ વિષે, સાચી ટેક અતેક. ૪
એમ વિમાસી વંદના, કીધી રાઘવરાય;
લક્ષ્મણ આદિહિ પ્રણમીયા, સીતાજીને પાય. ૫
સપરિવારો રામજી અયોધ્યા આવંત;
ગુણ ગાતાં સીતાતણાં ગાઢો સુખ પાવંત. ૬

---

૧. પૂર્વભવનો.

## ઢાલ, ૬૦મી. ઓલૂંરી ચાલ.

## સતીયાં સીતા સાચીજી—એ દેશી.

સુરવર દીધી સાખિ સતી, ભજી ભજી મુખ ભાખી સતી;
શ્રીમુખ ભાખે રામજીજી, શીલ સહાઇ રાખિયોજી. ૧ ટેક.
તીરથમેં સાચો સહીજી, વિમલાચલ ગિરિ દેખિ;
મંત્રામેં સાચો સુણ્યોજી, શ્રી નવકાર વિશેષિ. સતી. ૨
દાનાંમાંહિ સાચો કહ્યોજી, જીવતણો જગ દાન;
વ્રતાંમાંહિ સાચો લહ્યોજી, સાચો શીલ પ્રધાન. સતી. ૩
નિયમાંમેં સાચો ભણ્યોજી, નિયમ વડો સંતોષ;
સાચો તપ તપીયાંતણોજી, સમતા રસનો પોષ. સતી. ૪
એ દુક્કર તપ તપણે કરીજી, સેનાપતિજી સોય;
સ્વર્ગ પહૂંતો બારમેંજી, પરમ મહાસુખ હોય. સતી. ૫
[1]સાઠિવરસે લગે સ્વામિનીજી, વિવિધ પરેં તપ કીધ;
કાયા કીધી દૂબલીજી, નર ભવનો ફલ લીધ. સતી. ૬
અહો ! નિશા તે તીસનોજી, અનશન અતિ આરાધિ;
દશવિધિ આરાધન કરીજી, શમરસનો રસ સાધિ. સતી. ૭
સાગર તો બાવીશનોજી, પાયો પૂરો આવ;
અચ્યુત ઇંદ્રપદ ભોગવેજી, સીતા પુણ્ય પ્રભાવ. સતી. ૮
ગિરિ વયતાઢે જાણીયેજી, કંચનપુર પરિસિદ્ધ;
કનકરથ રાજા ભલોજી, રાજ કરે સમૃદ્ધ. સતી. ૯
મંદાકિની સુમાનનીજી, ચંદ્રમુખી ઉલ્હાસ;
પુત્રી દોઇ પરિણાવવીજી, સયંવરમંડપ તાસ. સતી. ૧૦

---

૧. સાઠ.

રામ સુલક્ષ્મણ તેડીયાજી, પુત્રાંને પરિવાર;
આવ્યા આડંબરઘણેંજી, વરત્યો જય જયકાર. સતી. ૧૧
લવણ વરે મંદાકિનીજી, ચંદ્ર મુખી ચઉશાલ;
અંકુશને આગેં ધસીજી, પહિરાવે વરમાલ. સતી. ૧૨
લક્ષ્મણ કુમર કોપીયાજી; [૨]અઢાઇસેં સાર;
લવણાંકુશને આગલેજી, માગે [૧]ઝૂઝ અપાર. સતી. ૧૩
લવણાંકુશ ભાખે ભલીજી, કાકોજીને બાપ;
પ્રીતિ પનોતી છે ઘણીજી, સ્યુ કરિસ્યો સંતાપ. સતી. ૧૪
[૨]અવધ્ય છો ભાઈભાઇજી, તિહિથી વધ નવિ થાય;
ગજ કેહરિ આગલેંજી, બોલતો ન લજાય. સતી. ૧૫
સરમાણા સુસતા થયાજી, વૈરાગેં મન વાસ;
અનુમતિ માંગી બાપનીજી, આયા મુનિવર પાસ. સતી. ૧૬
અઢાઇસેં એકઠાજી, કુમર એકહી વાર;
મહાબલ મુનિશ્રી મુખેંજી, લીધો સંજમ ભાર. સ. ૧૭
લવણાંકુશ કુમરતણો, કીધો તબ વિવાહ;
સ્વામી અયોધ્યા આવીયાજી, હૂવો ઘણો ઉચ્છાહ. સ. ૧૮
ભામંડલ ભૂપાલજીજી, ઉપરિ ભોમેં આય;
બહૂ વિધિ ભાવે ભાવનાજી, ચિત્તને લીયે સમજાય. સ. ૧૯
વશ્યે કરી મેં શ્રેણિ દોજી, વરતેથી મુજ આણ;
અબ જ્યો દિક્ષા લીયેજી, તો સગલું પરિમાણ. સ. ૨૦
ઇંમિ ચિંતવતાં તેહનેજી, માથે [૩]વિદ્યુત પાત;
દેવકુરે જઇ ઊપનોજી, સુખમાંહિ દિન જાત. સ. ૨૧

---

૨. અઢીસો. ૧. યુદ્ધ. ૨. નહિ મારવા લાયક. ૩. વીજળી.

એક દિવસ હનુમંતજીરે, મેરૂ ગિરિંદે જાય;
ચૈત્રમાસજિન પૂજિકેજી, મન રલીયાયત થાય. સ. ૨૨
બાહુડિ આવંતા થકાંજી, રવિ આથમતો દેખિ;
એહ રૂપ સંસારનોજી, ચિતિ ચિંતે સુવિશેષિ. સ. ૨૩
દિનની આદિઈં ઊગીયોજી, વધ્યો મધ્ય દિન હોય;
ઘટીયો દિન ઘટવેં કરીજી, માણુસ એમ ગિણાય. સ. ૨૪
પુત્ર પનોતી પાટવીજી, રાજભાર થાપંત;
દિક્ષા ઓચ્છવ માંડીયોજી, દાન ઘણો આપંત. સ. ૨૫
ધરમરત્ન ગુરૂ પાખતીજી, લીધો સંજમ ભાર;
સુંદરી સાઢી સાતસેંજી, લાગી પ્રભુની લાર. સ. ૨૬
ખાવેં પીવેં પહિરવેંજી, કરિવેં ભોગવિલાસ;
સુંદરિનો મન સાદરૂજી, મંડે પ્રિયુસું આશ. સ. ૨૭
અલૂણી શિલ ચાટવેજી, પ્રિયુ સાથે વઇરાગ;
કરે તિકા ધન કામિનીજી, સાધે શિવનો માગ. સ. ૨૮
[4]આરજિકા લક્ષ્મીવતીજી, [5]પવત્તણી કહિવાય;
સાથે રહે એ સાધવીજી, પઢે ગુણે સુખદાય. સ. ૨૯
સાચો સંજમ પાલિવેંજી, કર્મતણો ક્ષય કીધ;
હનુમંત હૂવો કેવલીજી, ભવનો પારજ લીધ. સ. ૩૦
હનુમંત દીક્ષા સાભલીજી, ચિત્ત ચિંતવે શ્રીરામ;
કષ્ટ ગ્રાહ્યો સંયમતણોજી, છાંડી વિષય સુખ ઠામ. સ. ૩૧
[1]સોહમ હરિ અવધિ કરીજી, જાંણી એહ પ્રણામ;
વિષમ મહા ગતિ કર્મનીજી, કહે સભામેં તામ. સ. ૩૨

---

૪. આર્યા—સાધ્વી. ૫. પવર્ત્તિની. ૧. સૌધર્મેંદ્ર.

ચરમ શરીરી રામજીજી, કરે ધર્મની હાસ;
વખાણે વિષયા ઘણીજી, ન વદે વચન વિમાસ. સ. ૩૩
હા હા ! મેં જાણિઓ સહીજી, લક્ષ્મણ રામ સનેહ;
વચન અગોચર છે ઘણોજી, કોઈ ન પામે છેહ. સ. ૩૪
તામ ચાલ્યા દો દેવતાજી, પુરી અયોધ્યા આય;
નેહ પરીક્ષા કારણેંજી, મંડે કોણ ઉપાય. સ. ૩૫
લક્ષ્મણને માયા કરીજી, દેખાવે તે દેવ;
અંતેઉર સહૂ રોવતાજી, કરૂણ સ્વરેં તતખેવ. સ. ૩૬
પદ્મ પદ્મ મહા પદ્મજીરે, પદ્મની અધિક પુકાર.
રોવે મરણ અકાલકોજી, કીયૂં કિસું કરતાર. સ. ૩૭
[2]વક્ષસ્થલ કૂટે ઘણૂંજી માથે મુકતા કેશ;
સેહલીને તે માનિનીજી, કરતી અધિક કલેશ. સ. ૩૮
ત્રિલોકી વિષવાદસુંજી, ભાખે લક્ષ્મણ ભૂપ;
જીવીનો જીવિત ઘણોજી, ભાઈ ભૂપ અનૂપ. સ. ૩૯
વાત કહંતાં મરિ ગયોજી, ફિટરે ! પાપી કાલ;
છેતરીયો છલવટ કરીજી, રઘુપતિ સો ભૂપાલ. સ. ૪૦
એમ કહંતાં સામિનોજી, વચનેં સાથેં જીવ;
નીકલી ગયો તતખિણ તદાજી, આતુરપણેં અતીવ. સ. ૪૧
સિંહાસન બયઠા થકાજી, હેમ થંભ અવષ્ટંભ;
આંખિ પસારી રહિઓજી, લેપ બિંબ નિરદંભ. સ. ૪૨
લક્ષ્મણ મુંવો જાણિકેજી, દેવ કરે વિખવાદ;
હાંસીથકી અનરથ થયોજી, ઢહી ગયો પરસાદ. સ. ૪૩

---

૨. છાતી.

વિશ્વાધાર વિશેષથીજી, આપાં હણીયો એહ.
પશ્ચાત્તાપ કરી ઘણોજી, સુર પહોતા સર્ગે તેહ. સ. ૪૪
૩અંતઃપુરની પદ્મનીજી, મુવો જાણી કંત;
કૂટે પીટે આવટેંજી, રોવે અતિ વિલપંત. સ. ૪૫
શોક વચન શ્રવણેં સુણીજી, રાઘવ ધસિ આવંત;
અમંગલ અણજાંણીયાંજી, માંડીઓ કિસો તુરંત. સ. ૪૬
જીવે છે મુજ ભાયજીજી, એમ સુ કેમ મરંત;
મૂચ્છિંયો કિણેં પ્રકારથીજી, તણ ઉપચાર કરંત. સ. ૪૭
વૈદ્ય લગાયા વેગસુંજી, પૂછ્યા જયોતિષ જાંણ;
તંત્રમંત્રને ઔષધિજી, કીધા આષ પ્રમાણ. સ. ૪૮
કોઈ ન આવ્યો પાધરોજી, તામ પ્રભુ મૂચ્છાંય;
સંજ્ઞા પાંમીને ખરોજી, કરૂણસ્વરેં વિલલાય. સ. ૪૯
શત્રુઘ્ન સુગ્રીવજીજી, વિભીષણ લંકેશ;
દુઃખીયા અધિકા આરડેજી, રોવે રાય અશેષ. સ. ૫૦
કૌશલ્યાદિક માયજીજી, નયણેં નાંખે નીર;
છોડી એ વડવીરનેજી, ગયો વિલાઈ વીર. સ. ૫૧
મારગ મારગ પંથમેંજી, ઘરઘરેં હાટહિ હાટ;
સોગમયી સહૂકો હુયોજી, પડી અચિંતી વાટ. સ. ૫૨
લવણાંકુશ પ્રભુને નમીજી, અનુમતિ માંગે આપ;
એ સંસાર અસારછેજી, યમનો પ્રબલ પ્રતાપ. સ. ૫૩
અમૃતઘોષ મુનીશપેંજી, પાંમી ઉત્તમ દિક્ષ;
મોક્ષ ગયા મુનિવર સહીજી, આરાધી ગુરૂશીખ. સ. ૫૪

---

૩. ઝનાનખાનું.

ભાઇને પુત્રાંતણોજી, પામી ઘણું વિયોગ;
ફિરિફિરિ મૂર્છાયે પ્રભુજી. વધતો જાયેરેશોગ. સ. ૫૫
ભાઇજી એક તુમ્હ વિનાજી, પુત્રા દીધી પૂઠિ;
ઓજું કિસું આગલિ હુસેજી, તિહિંથી વેગો ઊઠિ સ. ૫૬
મોહે મૂર્છાણો ઘણોજી, જાણી રામ નરેશ;
વિભીષણાદિક રાયજીજી, સમજાવે સુવિશેષ. સ. ૫૭
ધીરાંમાંહિ ધીર તુંજી, વીરાંકો શિરતાજ;
લજ્જાકારી લોગનુંજી, અધીરપણો તજો આજ. સ. ૫૮
પ્રભુજીની કાયાભણીજી, સંસ્કારનો કાજ;
કીજીયે પ્રભુ આદેશથીજી, મેલીજે સહૂ સાજ. સ. ૫૯
એહ સુણી અતિ કોપીયાજી, હોઠ ડસંત બોલંત;
પ્રબલ [1]વાયને વાજવેંજી, ડૂંગર નવિ ડોલંત. સ. ૬૦
જીવેછે મુજ ભાઇજીરે, સૂંવાં તુંમ્હારા ભ્રાત;
દિઓ તુમ્હ દાગ ઉંતાવલોજી, અવસર વહીયો જાત. સ. ૬૧
બોલ બોલ તું ભાઇજીજી, કાંઇ લગાવે વાર;
છિદ્રયહી કરિસે ઘણોજી, દુર્જ્જનજન પયસાર. સ. ૬૨
અથવા દુર્જન દેખતાંજી, કોપે નહી રાજાન;
એમ કહી ખંધે ધરીજી, ચાલિઓ અનેરેંથાન, સ. ૬૩
સ્નાન કરાવે હાથસુંજી, અંગુછે ને અંગ;
વિલેપન વિધિ સાચવેજી, રામ કરે અતિરંગ સ. ૬૪
થાલ ભરી ભોજનતણોજી, મૂકે આંગે જાંણિ;
ભાયજી આરોગીયેંજી, બોલે મીઠી વાંણિ. સ. ૬૫

---

૧. વાયુ.

કદિહી [1]અંકા રોપિકેજી, ચુંબે વાર અનેક;
મસ્તક બાલકની પરેંજી, એ પગ પડે વિવેક. સ. ૬૬
ખોઢાવીને પાલકેજી, આપહિ ચાંપે પાય;
કાંન લાગિ વતકા કરેજી, કદિ કદિ ઘાલે ચાય. સ. ૬૭
ઇહિ વિધિ પોષે મોહનીજી, ન લહે શુદ્ધિ લિગાર;
[2]વઉલી ગયા ષટ માસજીજી, વયરીકેરેં વિકાર. સ. ૬૮
ઇંદ્રજીતને સુંદનાજી, નંદન મહામય મંત;
અપરહો વયરી ઘણાજી, નિસુણી એ વિરતંત. સ. ૬૯
અયોધ્યાયેં આવીયાજી, ગુપતપણેં તતકાલ;
સૂની જાણીને ગુફાજી, જિમ આવત સીયાલ. સ. ૭૦
ખબર લહી શ્રીરામજીજી, અંકા રોપી બંધુ;
ધનુષ બાણને કર ગ્રહીજી, ગાજંતો જિમ સિંધુ. સ. ૭૧
આસન કંપે અવધિસુંજી, આવે દેવ જટાયુ;
દેવ ઘણાંસું પરિવર્યોજી, કરિવા રામ સહાયુ. સ. ૭૨
સુરવર સાંનિધિ સાંચવેજી, તે નડી કેહને પાડિ;
વિભીષણાદિક ખેચરાંજી, અલગા કિર્યા તે તાડિ. સ. ૭૩
લજજાણા સંયમ ગ્રહી (ઓ)જી, ભેટચો ગુરૂ રતિવેગ;
તેગ ફુરી નહી રાજનિજી, તામ ગ્રહીવ્રત નેગ સ. ૭૪
ઢાલ ભલીયા સાઠમીજી, જેહના [3]ચરમ શરીર;
કેશરાજ વશિ મોહનેંજી, હૂવા અધિક અધીર. સ. ૭૫

દુહા.

દેવ જટાયુ તિણ સમય, દેખાવે દ્રિષ્ટાંત
સમજાવાને કારણે, આયો એ એકાંત. ૧

---

૧. ખોળામાં. ૨. વીતી ગયા. ૩. છેવટનું.

કજ રોપે શિલ ઊપરે, સિંચે સૂકો વૃક્ષ;
[5]ઉસર ખેત અકાલહિ, વાવે બીજ અત્યક્ષ ૨
ઘાંણી પીલે [6]રેતની, તામ કહે શ્રીરામ;
કિસું કરેરે માનવી, મૂઢપણાના કામ. ૩
[7]પંકજ ઊગે પાણીયેં, પાણી વિણ ન ઊગંત;
જલસું સિંચ્યો મૂસલો, કિંઉહી નવિ ફૂલંત. ૪
બીજ ન ઊગે જલ વિના, ઉખર ખેતી વિશેષ;
[8]વાલૂ પીલ્યા ઘાંણીયેં, મૂરખ તેલ ન દેખ. ૫
તબ બોલ્યો હસિ દેવતા, એહ જયો ઇમ ન હોય;
મુંવો ફિરિ જીવે નહી, સ્વામિ વિમાસી જોય. ૬
એહ કહે કોપ્યા ઘણૂં, આલિંગીને દેહ;
કહે દૂરેં જા દૃષ્ટિથી, આણૂં છું તુજ છેહ. ૭
સેનાપતિ સુર લોકથી જટાયૂ ઉપાય;
દેખે જબ લાગે નહી, મોહ મથી રઘુરાય. ૮
આપ ઉપાયહિ કેલવે, મૂંઇ નારી એક;
ખંધે ધરીને આવીયો, રામ વદે સુવિવેક. ૯
એ કો મૂરખ ધીઠ નર, મૂંઇ નારિ ખાંધિ;
લેઈ ફિરે લેસે સહી, મુંવાં આઉખો સાંધિ. ૧૦
સ્વાંમિ! અમંગલ કાં કહો, એ મુજ વાલ્હી નારિ;
હીયાથકી નવિ ઉતરે, રામ કહે સુવિચારિ. ૧૧
વાલ્હાંથી વાલ્હો હૂવો, મુંવા ફિરિ નાવંત;
મૂવાં ગયાંને શોચતાં, સોહ ન કો પાવંત. ૧૨

---

૪. કમળ. ૫. ખાર ભૂમી. ૬. રેતી. ૭. કમળ. ૮. રેતી.

પર ઉપદેશી જગ ઘણો, આપ ન સમજે કોઇ;
રામ મડે મોહી રહ્યા, તાસ કહે સુર સોઇ. ૧૩
ડુંગર બલતો દેખીયે, પગતલિ નવિ પેખંત;
છિદ્ર પરાયા પેખીયે, પોતે નવિ દેખંત. ૧૪
એહ વચને પ્રતિ બૂઝીયો, પ્રભુજી આયો ઠામ;
લક્ષ્મણ ભાઇજી સહી, સુવો જાણિઓ રામ. ૧૫
તબ તે દોઈ દેવતા, આપણપો દેખાય;
પગ લાગ્યા પ્રભુજીતણે, સ્વર્ગા પહૂતા જાય. ૧૬
સંસ્કાર કાયા ભણી, રામ કીયો તિહિવાર;
આપ હૂઆ ઉતાવલા, લેવા સંયમ ભાર. ૧૭
શત્રુઘ્નને રાજની, પદવી આપે ઇશ;
શત્રુઘ્ન વાંછે નહી, સંયમ સાથે જગીશ. ૧૮
લવણ તણો [1]અંગજ અછે, અનંગદેવ ઉદાર;
રાજભાર તસ આપીયો, ઉચ્છવ કરી અપાર. ૧૯

**ઢાલ, ૬૧મી. હાં સેરે પૂજજી, હાં સેરે ગુરૂજી–એ દેશી.**

ધન પ્રભુ રામજી, ધન પરિણામજી;
પૃથિવીમાંહિ પ્રશંસએ;
ધન તુજ માતજી ધન તુજ તાતજી,
ધન તેરા કુલ–વંશએ. ધન. ૧
મુનિસુવ્રતને તીરથ વરતે, સુવ્રતજી ગણધાર એ;
અરહદાસ બતાવિઓ સદ્દગુરૂ,
ભવજલ તારણહાર એ. ધન. ૨

---

૧. પુત્ર.

**શત્રુઘ્ન સુગ્રીવ** વિભીષણ, **વીરવિરાધ** ઉદાર બે.
સોલાં સહસ્ર નરેસર સાથે, **રામ** થયા વ્રતધાર બે. ધન. ૩
વરનારી સંયમ વ્રત લીધો, સહ સતદાસેં તીસ બે;
**શ્રીમતી** આરજિકા કેરી, સેવ કરે નિશિદીસ બે. ધન. ૪
પંચાચારી શુદ્ધાહારી, [૧]સુમતિ [૨]ગુપતિ પ્રતિપાલ બે,
શીલ સુધારી પરઉપગારી, ષટ્કાયા રખવાલ બે. ધન. ૫
છઠ્ઠ અઠ્ઠમ આદિ તપ કીજે, વિવિધ અભિગ્રહવંત બે,
કંચનની પરે કાયા કસીજે, ગરૂ ગિરિવો ગુણવંત બે. ધન. ૬
ચવદે પૂરબ અંગ ઇગ્યારહિ, પઢીયા બુદ્ધિ પરિમાણ બે,
પંડિતરાજ શિરોમણી સાચો, હૂવા સબ વિધિજાણ બે. ધન. ૭
આસેવનને ગ્રહણ શિખ્યા, હો શિખ્યા ગુરૂને સંગ બે;
ગુરૂકુલવાસે સાઠિવરસ લગ, રહીયા મનને રંગ બે. ધન. ૮
ગુરૂ આદેશે ઉગ્રવિહારી, એકાકી વિચરંત બે,
તિણહિ રાતિયે ધ્યાનતણે બલે, અવધિ અતિ ઉપજંત બે. ધન. ૯
ચવદરજ્જ આતમલોક વિલોકે, જિમતો ફલ કરમાંહિ બે.
અનુજ અધિક વેદન અનુભવતો, દીઠો નરકેમાહિ બે. ધન. ૧૦
પ્રભુજી ચિંતેજ બહૂ હૂતો, નામે શ્રી**ધનદત્ત** બે;
લક્ષમણજીવ હૂતા લઘુભાઇ, **વસુદત્ત** સુસત્ત બે. ધન. ૧૧
ઊહાં પિણ મુજ કાજે મુવો, ભવમે ભમતો ભૂરિ બે,
ઇહાં પિણ **લક્ષ્મણ** મુજસાથે, રહીયો નિત્ય હજૂરિ બે. ધન. ૧૨

---

૧. ઇર્યાસમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ આદાન નિક્ષેપણ સમિતિ, પારિષ્ઠાપનિકા સમિતિ-એ પાંચ સમિતિ કહેવાય છે. ૨. મનોગુપ્તિ, વચનગુપ્તિ-કાયગુપ્તિ એ ત્રણ ગુપ્તિ.

વરસ સો કુમારપણે રે, મંડલીક સયતીન બે;
દિગવિજય ચાલીશ વરસલગ, પદવીધર પરવીન બે. ધન. ૧૩
ઇગ્યારા હજાર સા સતસય ઉપરિ, વરસ વદીતા સાઠિ બે;
સર્વાયુ તસ બાર સહુસ્સનો, દીસે ગ્રંથહિ પાઠિ બે. ધન. ૧૪
અવિરતિને બલ નરક પહૂંતો, કૃત કરમાંનો જોર બે,
જૈસો કીજે તેસો લહીયેં, કાંઈ કરો નર સોરબે. ધન. ૧૫
એમ સુચિંતતાં રામ ઋષીસર, કર્મ હણેવા હેતબે;
તપ જપ અધિકા અધિકા કીજે, સમતા ભાવ સમેતબે. ધન. ૧૬
દો ઉપવાસ કીયા દિન તીજે, કરિવા કાજ આહારબે;
**સ્યંદનસ્થલ** નગરેં પાઉધારે, જયણાની ગતિ
સારબે. ધન. ૧૭
ચંદ્રહિ જિમ ચકોરા દેખે, તિમ પુરના સહૂ લોગબે;
સામ્હા આયા પ્રણમે પાયા, એ શુભનો સંયોગબે. ધન. ૧૮
આપણાપણા ઘરને દ્વારે, ભોજનકેરા થાલબે;
આગેં મૂકે ભક્તિ ન ચૂકે, આણી ભાવ રસાલબે. ધન. ૧૯
લોક શબ્દથી સોર મચ્યો અતિ, હાથી ભાંજે થંભબે;
ઉંચા કાન કરે અતિ ઘોડા, હૂવા અધિક અચંભબે. ધન. ૨૦
એ આહાર ન લીધો રામેં, ચાલિ આયા નૃપ ગેહબે;
**પ્રતિનંદી** ભૂપેં પ્રતિ લાભ્યા, આણી ધર્મ સનેહબે. ધન. ૨૧
પ્રભુજીનો પારણો પહૂંતો, ઉપજ્યો અતિ ઉલ્હાસબે;
પંચ સુદિવ્ય પસિદ્ધા હૂવા, ઉદ્ઘોષણા આકાશબે. ધન. ૨૨
પ્રભુજી વનમેં જઈ ચિત્ત ચિંતે, પુરમાંહિ નહિ જાઉંબે;
ક્ષોભ ઘણો લોગાંને ઉપજ્યો, દુઃખદાયી નવિ થાઉંબે. ધન. ૨૩

અન્ન સૂજતો[1] વિપિનવિષે રે, મિલ્યાં આહારહિ આશણે;
નહીતર એહ અભિગ્રહ કીધો, કરિવાત (તો) ઉપવાસણે. ધન. ૨૪
મમતા ભાવ નહી કાયાનો, આંણિ સમાધિ અશેષણે;
અતિમાધર પરમારથ સાધે, સમરસસું સુવિશેષણે. ધન. ૨૫
વાસી ચંદન જીવન મરણો, મિત્ર અરિ સમતોલણે;
શાકર ટાકર સુખ દુઃખ સરીખા, સરિખા બોલ કુબોલણે. ધન. ૨૬
હર્ષ નહી ત્રિખવાદ નહીરે, નહી રાગ ન રોસણે;
આતમરામ રમાવે પાવે, સુખ કરતા સંતોષણે. ધન. ૨૭
**અતિનંદી** ઘોડાનો ખીંચીઓ, વનમેં આયો ચાલિણે;
નંદનપુન્ય સરોવરે ઘોડો, ખૂંચ્યો નહિ શકે હાલિણે. ધન. ૨૮
એતલે સુભટ ઘસ્યા બહૂ આયા, નૃપ હય કાઢી લીધણે;
કટક પડાવ કીયો સરતીરેં, તામ રસોઇ કીધણે. ધન. ૨૯
આરોગ્યો નૃપ સુભટ સહૂસું, પુણ્યતણે પરિમાણણે;
**રામ** રિષીશ્વર વહિરણ કાજે, આયા સાધુ સુજાણણે. ધન. ૩૦
સનમુખ જાઇ દેઇ પ્રદક્ષિણા, રાય કરે પરિણામણે;
ધન દિહાડો ધન એવેલા, ભેટયા શ્રી ઋષિ **રામ**ણે. ધન. ૩૧
અન્ન સૂજતો પ્રભુ પ્રતિ લાભ્યો, રત્નતણી તબ વૃષ્ટિણે;
સુરવર કીધી પુહવી પ્રસિદ્ધ ભૂપ ભગતિ ઉત્કૃષ્ટિણે. ધન. ૩૨
**રામ** ઋષિ ઉપદેશ દીયો તબ, શ્રાવકના વ્રત બારણે;
આદરીયા **અતિનંદી** રાજા. અવરા પિણ નૃપ લારણે. ધન. ૩૩
રાજા ઘરે પધાર્યો પ્રભુજી, વનહિમાંહિ વસંતણે;
સેવ કરે સુરવર સર દેવી, જાણી સાધુ મહંતણે. ધન. ૩૪

---

૧. જંગલમાં–વનમાં.

એક માસી દોમાસી કીજે, ત્રિમાસી ચઉ માસીણે;
તપ ઉપવાસ કરંતાં કાપે, કરમકેરા પાસિણે. ધન. ૩૫
પર્યંકાસન કણહી કીજે, ઉતકુટકાસન સારણે;
અતિ લંબિતભુજ કદિહી કદિહી, ઉર્ધ્વ બાહુ ઉદારણે. ધન. ૩૬
અંગુષ્ઠાધારેં કદિહી રહીવો, કરિ એડી આધારણે;
ઇત્યાદિક ચોરાસી આસન **રામ** કરંત અપારણે. ધન. ૩૭
વિચરત વિચરત કોડિશિલાઇ, **રામ** પધાર્યા તામણે;
કોડાં મુનીશ્વર મુગતિ સિધાયા, તેહુથી કોડી નામણે. ધન. ૩૮
રાતિ રહ્યા પ્રતિમાધર સોઇ, શુકલધ્યાન ધરંતણે;
ક્ષપકશ્રેણિ ચઢીયા તણ કીજે, [1]ઘાતીય કર્મોનો અંતણે. ધન. ૩૯
એતલે અવધિ પ્રયુંજી દેખે, **શ્રીસીતેંદ્ર** તિવારણે;
ધ્યાન ચલાવી જાવાનવિ દિયે, પ્રભુને મુગતિ મઝારણે. ધન. ૪૦
ઉપદ્રવ અનુકૂલ કરીને, શ્રેણિ ચઢંતો સ્વામિણે;
ઊતારૂં મુજ મિત્ર હૂવે જિમ, સુરગતિ પદવી પામિણે. ધન. ૪૧
ઇમ ચિંતવી સીતેંદ્ર પધાર્યો, **રામ** ઋષીસર પાસણે;
માસ વસંત વિકુર્વિઓ વારૂ, રચિઓ મન સુવિલાસણે. ધન. ૪૨
ઢાલ ભલી એતો એક સાઠિમી, **સીતા** માડિઓ રંગણે;
**કેશરાજ** ઋષિરાજ પયંપે, ન તજાયે શુભ સંગણે. ધન. ૪૩

## દુહા.

કંકેલી પાડલ બહૂલ, ચંપકને સહકાર;
વિવિધ પ્રકારેં ફૂલીયા, એહ [2]મદનસર સાર. ૧

૧. જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, અંતરાય. એ ચાર ઘાતી કર્મ. ૨. કામ બાણ.

મલયાચલના વાયરા, વાયે અતિ સુખદાય;
ભમરા ગુંજારવ કરે. કોઇલ શબ્દ સુહાય. ૨
શ્રીસીતેંદ્ર વિકુર્વ્વિહિ, સીતા કેરો રૂપ;
નારીજન પરિવારસું, આછી ભાંતિ અનૂપ. ૩
**રામ** કન્હે આવી કહે, પ્રીતમ સુણો અરદાસ;
આગેં જઈ પિછતાઇયેં, ફિરિ આવી પ્રિયુ પાસ. ૪

## ઢાલ, ૬૨મી. પદ્ધડી—દેશી.

**સીતા** આવેરે ધરી રાગ,
બાલપનાકો **રામ** સનેહી, ભોગ કરણકો લાગ. સી. ૧
વરસાં સોલાંકેરી સુંદરી, સુંદર મંજુલ ભાષ;
રૂપ અનોપમ અધિક બનાવ્યું, ઇંદ્ર કરે અભિલાષ. સી. ૨
રિંમઝિમ રિંમઝિમ ઘૂઘરા વાજે, નૂપરકેરો નાદ;
ખલક ખલક ચૂડો ખલકાવે, ઉપજાવે અહલાદ. સી. ૩
ચિત્તકો ચટકો [ચટચટ ચાલે] તનુકો ફટકો ફાર;
અમૃત કુટકો ફરડક નટકો, ઘૂંઘટકા સુવિચાર. સી. ૪
પહિરણ પીત પટોહલી ચોલી, સોહે ભાંતિ સુરંગ;
સહીયર ટોલી ભાંભર ભોલી, વણતી આછે રંગ. સી. ૫
કાજલરેખા સોહે સરેખા, આરોગ્યા મુખ પાન;
ભૂંહકબાણ ચઢાવે ચાતુરી, મૂકે લોચન બાંન. સી. ૬
અંગ દેખાવે હાથ નચાવે, કામ જગાવણહારી;
ભેખ વણાવે રૂપિ રચાવે, નિરખણ સરિખી નારી. સી. ૭
**ધોં ધોં ધપમપ માદલ વાજે, ચટપટ ચટપટ તાલ;**
**કુણ કુણ શબ્દ રબાબ કરંતો, વીણા વંશ રસાલ. સી. ૮**

નાટક કરતી ચિત્ત અપહરતી, ઠુમક ઠુમકકી ચાલ;
રાગ આલાવે મીઠી ગાવે, રાચિ રહી અતિ ખ્યાલ. સી. ૯
તણતો પ્રભુજી રાખેથા મુજ, મેં ગ્રહીઓ અભિમાન;
શોચ વિચારી જોતાં જાણીયો, પ્રિયુ સુખ અમીય સમાન. સી. ૧૦
લેત ન મ્હેલત એકોન્દ્રિ નવણે, લવ પચિમે મન ઓહ;
એટલે એહ [1]ખેચરણી આવી, વાણીવદે સુસનેહ. સી. ૧૧
રે! ભોલી ભરમાણી ભારી, રાઘવ સ્યો ભરતાર;
પ્રબલ પુન્ય પ્રતાપે પામી, તૂંહો તુજ કરતાર. સી. ૧૨
તજિ સંજમ ભજિ રામ નરેશર, ભોગવિ ભોગઉદાર;
હમ પિણ **રામ**તણી ત્રિયા થાસ્યાં, રહિસ્યાં થારી લાર. સી. ૧૩
એ વિદ્યાધર પુત્રી વરીજે, કરિજે ભોગવિલાસ;
હું છું બંદી નાથ તુમ્હારી, આદિ લગે એ ભાસ. સી. ૧૪
હું જાણું તુમ્હ મુજ વિજોગે, આદરીયો એ જોગ;
સાહં આગે આવી ઊભી, કિંઉ નવિ માનો ભોગ. સી. ૧૫
પહિલી બોલ ન માનિઓ પ્રભુનો, તેહનો એ તુમ્હરોસ;
અબલા અરથી હોય જિવારે, તવ દેણો સંતોષ. સી. ૧૬
એહ કહેવે નાટક કરિવો, માસ બસંત–વિનોદ;
રામતણો મન રંચ ન રાચિઓ, રાચીઓ જ્ઞાન પ્રમોદ. સી. ૧૭
માઘ શુકલ બારસી નિશિ અંતે, ઉપજિઓ કેવલજ્ઞાન;
એ સીતેંદ્ર અવર હરિ માંડિઓ, ઉચ્છવનો મંડાન. સી. ૧૮
[2]સોવનપંકજ બયઠા સ્વામી, ચામર ઢાલે દેવ;
મસ્તક છત્ર વિરાજે વારૂ, દેવ કરે અતિ સેવ. સી. ૧૯

---

૧ વિદ્યાધરી. ૨ સુવર્ણ કમલ.

દેશના દીધી દેવાં નિસુણી, દેશના અંતે [૩]ખામિ;
સીતેંદ્ર સૌમંત્રી રાવણ, ગતિ પૂછે કહે સ્વામિ. સી. ૨૦
નરક ચતુર્થે એ સહૂ કોઇ, શંબુક ને લંકેશ;
લક્ષ્મણ કૃત કર્માંને જોગે, સહે [૪]વેદન સુવિશેષ. સી. ૨૧
નરકથકી નીકલિને **રાવણ**, **લક્ષ્મણ** પૂર્વ વિદેહ;
વિજયપુરીરે **સુનંદરોહણી**, હોસે સુત સુસનેહ. સી. ૨૨
**સુદર્શનજિન** પાસ લહેસે શ્રાવક ધર્મ અગાધ;
સ્વર્ગ સુધર્મે દોઇ હોઇ, વિજયાનગરી હોસે[૧]શ્રાધ. સી. ૨૩
તિહાં મરી હરિ વર્ષે હોસે, દોઇ પુરૂષ પ્રધાન;
સુર હોઇ વિજયાનગરીયેં, **શ્રી આરતિ** રાજાન. સી. ૨૪
**લક્ષ્મી** રાણી ઉરેં ઊપજસે, **જયપ્રભને** જયકાંત;
સંયમ પાલી સ્વર્ગા છઠ્ઠેરે, લહિસે સુખ એકાંત. સી. ૨૫
તણ તૂં ઇંદ્રિપણૂં તજી આવી, પામી ભરતજ ખેત;
**સર્વ રત્નમતિ** નામેં ચક્રી, હોયસે શુભ સંકેત. સી. ૨૬
ઓદોદેવ ચવી ઘરેં થાંરે, થાસે વર સંતાન;
**ઇંદ્રાયુધને મેઘરથાભિધ**, વસુધા વધતો વાન. સી. ૨૭
તું ચક્રી સંયમ વ્રત પાલી, વૈજયંત વિમાણ;
પામેસે પરિઘલ પુન્યે કરી, દેવ સદા કલ્યાણ. સી. ૨૮
**ઇંદ્રાયુધ** સો તો **રાવણજી**, તીર્થંકરનો ગોત;
ઉપાઈ ભવ તિજે કરિસે, જિનપદનો ઉદ્યોત. સી. ૨૯
રાવણ જિન તીર્થે તૂં લહિસે, ગણધર પદની ગાજ;
**રાવણ** તૂં શિવપુર સાધેસ્યો, ભાખે ગુરૂ રિષિરાજ. સી. ૩૦

---

૩. ખમાવીને. ૪ વેદના-પીડા. ૧. શ્રાવક.

**લખમણ** જીવ તુમ્હારો નંદન, **ઘનરથ** લહિસે દીખ;
શુભ ગતિ લહિસે અતિ ગહગહસે, પાલી સદગુરૂ શીખ. સી. ૩૧
પુષ્કર દ્વીપેં પ્રાગ વિદેહેં, **રત્ન** સચિત્રા નામિ;
**નગરીયે**ં નર દેવતણો પદ, પહિલી પાડી ઠામિ. સી. ૩૨
પાછેં તીર્થંકર પદ ભોગવી; પહૂંચસે[૨] નિર્વાણ;
**લક્ષ્મણ** લહિસે અનંત ચતુષ્ટય અષ્ટ મહાગુણ ઠાણ. સી. ૩૩
એમ સુણી **સીતેં**દ્ર પ્રભુને, ચરણેં કરી પ્રણામ;
પૂર્વ નેહતણેં વશિ આયો, **લક્ષ્મણ** પાસે તામ. સી. ૩૪
સિંહાદિકના રૂપ વિકુર્વી, **શંબૂક રાવણ** દોઇ;
લક્ષ્મણસું સંગ્રામ કરંતા, દીઠા સુરપતિ સોઇ. સી. ૩૫
એહ કરમથી એ ગતિ લાધી, લાધા એ સંતાપ;
અજું હું કર્મ નહુંહી છૂટે, ઐ ઐ કર્મ કલાપ. સી. ૩૬
તે દોઇ સમજાવી સ્વામી, **લખમણ** રાવણ સાથ;
વાત સુણાવી અતિ મન ભાવી, જે ભાખી રઘુનાથ. સી. ૩૭
**લખમણ રાવણ** કહે કૃપાનિધિ, કીધો રૂડો કાજો;
એ ઉપદેશ સુણ્યાં વીસરીયા, ઈણ ગતિના દુઃખ આજો. સી. ૩૮
નિજકૃત કર્મતણેં બલ એહવી, આપદ પામ્યાં આપ;
આપેહિ ભોગવિને છૂટેસ્યાં, આપ કમાયા પાપ. સી. ૩૯
કરૂણા આણી સુરપતિ ભાખે, નરકથકી તુમ્હ તીન;
કાઢી સુરલોકેં પુંહૂંચાઉં, તોહૂં જાણ પ્રવીન. સી. ૪૦
એમ કહી કરગ્રહીને તીને, લેઇ ચલિયો સુરરાય,
પારાનીપરેં [૧]કરથી ખિરખિર, પડિયા અપૂઠા આય. સી. ૪૧

---

૨. મોક્ષ. ૧. હાથથી.

પુનરપિ ઉદ્યમ કીધો અધિકો, પહિલતણીપરે થાય;
સામ્હી વેદન વધતી જાયે, પીડાયે અતિકાય. સી. ૪૨
આપ કમાવણિ ભોગવણી છે, વિણ ભોગવીયાં છૂટિ,
નહિ છે પ્રભુ તુમ્હ થાંન પધારો; મેટી આરાફૂટિ. સી. ૪૩
તે તીને તજિ સુરપતિ આયો, પ્રણમી રાઘવ પાય;
નંદીસર આદિ સહૂ તીરથ–કેરી [૨]જાત કરાય. સી. ૪૪
દેવકુરે **ભામંડલ** પાસે, આવી આપ દિખાય;
પ્રીતિ પનોતી પરિઘલ પોષી, સ્વર્ગે ગયા સુખદાય. સી. ૪૫
પચીસહિ વરસાં લગિ પાલ્યો, પ્રભુ કેવલ પર્યાય;
ભવિક જનાનાં કાજ સમાર્યા, મિથ્યામતિ મેટાય. સી. ૪૬
પનરા હજાર વરસનો આયુ, પૂરોહી પ્રતિપાલ;
**રામ** ઋષીસર મોક્ષ સિધાયા, જનમ જરા ભય ટાલ. સી. ૪૭
નમોનમો શ્રીરામ ઋષીશ્વર, અજર અમર કહિવાય;
તીન લોકને માથે બયઠા, [૩]સાસતા સુખ લહાય. સી. ૪૮

## પ્રશસ્તિ.

સંવત્ (૧૬૮૩) શોલે ત્રાસીયેંરે, આછો આસૂ માસ;
તિથિ તેરસી અંતરપુરમાંહિ, આણી અતિહિ ઉલ્હાસ. સી. ૪૯
વિજયગચ્છ ગચ્છનાયક ગિરિવો, ગોયમનો અવતાર;
વિજયવંત **વિજયઋષિ** રાજા, કીધો ધર્મઉદ્ધાર. સી. ૫૦
**ધર્મમુનિ** ધર્મજનો ધોરી, ધર્મતણો ભંડાર;
ખિમા દયાગુણ કેરા નાયક, [૪]**સાગર** ખેમ ઉદાર. સી. ૫૧
શ્રીગુરૂ **પદ્મ**મુનીશ્વર મોટો, મોટો જેહનો વંશ;
ચઉરાસી ગચ્છમાંહિ જાણીતો, પ્રગટપણે પરશંસ. સી. ૫૨

---

૨. જાત્રા. ૩. નિરંતર રહે તેવા ૪. ખેમસાગર.

તસ પાટોધર ગુણ કરી ગાજે, ગુણસાગરગુણવંત;
કુડસુતન કલપતરૂ કલિમેં, સૂરિ શિરોમણિ સંત. સી. ૫૩
એ ગુરૂદેવતણેં સુપસાયેં, કીધી રચના જાણ;
ગ્રંથ ગુણે ગિરિમેરૂ સરીખો, નવરસમાંહિ વખાણ. સી. ૫૪
એવં બાસઠિ ઢાલ સુધારી, વચન રચન સુવિશાલ;
રામયશોરસાયણ નામા, ગ્રંથ રચિઓ સુરસાલ. સી. ૫૫
કવિજન તો કરજોડિ કરે, પંડિતસું અરદાસ;
પાંચાં આગેં વાચે વેજો હૂવે રાગ અભ્યાસ. સી. ૫૬
અક્ષર ભાંગેં ઢાલજ ભાંગેં, રાગજ ભાંગેં સોઇ;
વાચંતાંરે વચનને ભાંગેં, રસ નહી ઉપજે કોઈ. સી. ૫૭
અક્ષર જાણી ઢાલજ જાણી, રાગજ જાણી એહ;
પાંચાં આગેં વાચંતાંરે, ઉપજિસિ અતિનેહ. સી. ૫૮
જબ લગિ સાયરનો જલ ગાજે, જબ લગિ સૂરજચંદ;
કેશરાજ કહે તમ લગ એ, ગ્રંથ કરો આનંદ. સી. ૫૯

## કલશ.

ઇમ રામ લક્ષ્મણ અને રાવણ, સતી સીતાની ચિરી[1];
કહી ભાખી ચરિત સાખી, વચન રચના કરી ખરી,
સંઘ રંગ વિનોદ વક્તા અને શ્રોતા સુખ ભણી;
કેશરાજ મુનીંદ જંપે સદા હરખ વધામણી. ૧

इति श्री रामयशोरसायन चतुर्थोधिकारः समाप्तः ॥

ग्रन्थ समाप्तम् ः।

---

૧-ચરિત્ર.